# જરથોસ્તી ધર્મ સંબંધી

# ભાષણો અને વાએજો

## ભાગ છઠ્ઠો

# જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો.

## ભાગ છઠ્ઠો.

કર્તા

એર્વદ જીવનજી જમશેદજી મોદી,
બી. એ, પી. એચ. ડી.

મુંબઈ:
સને ૧૨૮૮ યજદેજર્દી.
ઇસવી સને ૧૯૧૯.

# LECTURES AND SERMONS

ON

# ZOROASTRIAN SUBJECTS

PART VI.

BY

JIVANJI JAMSHEDJI MODI, B. A., Ph. D., C.I.E.

**Bombay:**

PRINTED AT THE FORT PRINTING PRESS, FORT,

1288 YAZDAZARDI
1919 A. C.

Published by Jivanji Jamshedji Modi,
at Fatehma Lodge, 1, Wodehouse Road, Colaba, Bombay,
*and*
Printed by Hoshang T. Anklesaria, at 1, Parsee Bazar Street,
Fort, Bombay.

## આ લખનારનાં બીજાં પુસ્તકો.

## BY THE SAME AUTHOR.

The Religious System of the Parsees.

A Catechism of the Zoroastrian Religion.

The Naôjôte Ceremony of the Parsees.

The Marriage Ceremony of the Parsees.

Marriage Customs among the Parsees, their Comparison with similar Customs of other Nations.

The Funeral Ceremonies of the Parsees.

The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana.

Aîyâdgâr-î Zarîrân, Shatrôiha-î-Airân, va Afdya va Sahîgîya-î-Sistân, *i.e*, The Memoir of Zarir, Cities of Irân, and the Wonders and Marvels of Seistân (Pahlavi Translations Part I. Texts in Gujarati character, with English and Gujarati translations and notes).

Jâmâspî (Pahlavi Translations, Part III. Pahlavi, Pazend and Persian texts with English and Gujarati translations and notes.)

Wine among the Ancient Persians.

A Few Events in the Early History of the Parsees and their Dates.

A Glimpse into the Work of the Bombay Branch Royal Asiatic Society during the last 100 years, from a Parsee point of view.

Asiatic Papers. Part I.

Asiatic Papers. Part II.

Anthropological Papers. Part I.

Anthropological Papers. Part II.

Masonic Papers.

Dante Papers.

Memorial Papers (In the Press).

Anquetil Du Perron and Dastur Darab.

Moral Extracts from Zoroastrian Books.

Education among the Ancient Iranians

Impressions d'un Parsi sur la Ville de Paris.

La Visite d'un Parsi à la Ville de Constantinople.

La Cèrèmonie du Naôjote parmi les Parsis.

**WORKS EDITED BY THE SAME AUTHOR.**

K. R. Cama Memorial Volume.

The Pahlavi Mâdigân-i Hazâr Dâdistân.

K. R. Cama Masonic Jubilee Volume.

Spiegel Memorial Volume.

Sir J. J Madressa jubilee volume.

*Gujarati.* ગુજરાતી.

વાયુચક્ર શાસ્ત્ર. Meteorology.

જમશેદ, હોમ અને આતશ. Jamshed, Hom and Fire.

અવસ્તા જમાનાની ઘરસંસારી જીંદગી, ભુગોળ અને એકરારનામું. The Social Life, Geography and Articles of Faith of Avesta times.

અનાહિત અને ફરોહર. Anâhita and Farohar

ભવિષ્યની જીંદગી અથવા આત્માનું અમરપણું. Immortality of the Soul.

મેહેર અને જશને મેહરગાન. Mithra and the Feast of Mithras.

અવસ્તાના વિશેષ નામોની ફરહંગ. A Dictionary of Avestic Proper Names.

ઇરાની વિષયો. ભાગ પેહેલો. Iranian Essays, Part I.

ઇરાની વિષયો, ભાગ બીજો. Iranian Essays, Part, II.

ઇરાની વિષયો. ભાગ ત્રીજો. Iranian Essays. Part III.

મોત ઉપર વાએજ. A Sermon on Death.

શાહનામું મીનોચેહરના રાજ્ય સુધી. Shah-nâmeh up to the Reign of Minocheher.

શાહનામું અને ફીરદોસી. Shah-nâmeh and Firdousi.

જ્ઞાન પ્રસારક વિષયો, (ભાગ પે... ). Lectures bafore the Dnyân Prasârak Society, Part I.

જ્ઞાન પ્રસારક વિષયો, ( ભાગ બીજો ). Lectures before the Dnyân Prasârak Society, Part II.

જ્ઞાન પ્રસારક વિષયો ભાગ ત્રીજો. Lectures before the Dnyân Prasarak Society, Part III.

જ્ઞાન પ્રસારક વિષયો ( ભાગ ચોથો ) Lectures before the Dnyân Prasarak Society, Part IV (In the Press.)

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો ભાગ પેહેલો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part I.

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ બીજો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part II.

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ત્રીજો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part III.

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ચોથો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part IV.

જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ પાંચમો. (Lectures Sermons on Zoroastrian Subjects, Part V.

બુનદેહેશ. Bundehesh (Pahlavi Translations, Part II).

કદીમ ઇરાનીઓ, હીરોડોટસ અને સ્ટ્રેબો મુજબ, અવસ્તા અને બીજા પારસી પુસ્તકોની સરખામણી સાથે, The Ancient Iranians, according to Herodotus and Strabo, compared with the Avesta and other Parsee Books.

શાહનામાનાં દાસ્તાનો, ભાગ પેહેલો. Episodes from the Shah-nâmeh, Part I.

શાહનામાનાં દાસ્તાનો ભાગ બીજો. Episodes from the Shah-nâmeh, Part II.

શાહનામાની સુંદરીઓ. Heroines of the Shah-nâmeh.

ઇરાનનું પેશદાદિઅન વંશ, અવસ્તા, પેહેલવી, પાજંદ, ફારસી પુસ્તકો પ્રમાણે. The Peshdâdian Dynasty of Persia, according to the Avesta, Pahlavi and Persian Books.

ઇરાનનું કેઆનિઅન વંશ, અવસ્તા, પેહેલવી, પાજંદ, ફારસી પુસ્તકો પ્રમાણે. The Kaeyânian Dynasty of Persia according to the Avesta, Pahlavi and Persian Books.

મુકતાદના દિવસો કેટલા છે? તે બાબેની પેહેલવી, પાજંદ ફારસી વિગેરે પુસ્તકોને આધારે તપાસ. An Inquiry from Pahlavi, Pazend, Persian and other works on the subject of the Number of Days of the Fravardegân.

મુંબઇનાં પારસી ધર્મખાતાંઓ. Bombay Parsee Charities.

**જરથોશ્તી ધર્મ શિક્ષણમાળા.** Series of six books on Zoroastrian Religion and Persian History.

પુસ્તક પેહેલું. જરથોશ્તી ધર્મ સંબંધી પશ્નોત્તર.

પુસ્તક બીજું. જરથોસ્તી ધર્મની તવારીખ.

પુસ્તક ચોથું. જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ.

પુસ્તક પાંચમું. જરથોશ્તી ધર્મની નીતી અને નેકીઓ.

પુસ્તક છઠ્ઠું. પુરાતન ઇરાનનો ઇતિહાસ, ભાગ પેહલો.

આ પુસ્તક

મર્હુમ શમસુલ ઓલમા સરદાર દસ્તુર હોશંગજી જામાસ્પજી જાપાસ્પ આસાની

પવિત્ર યાદને

તેવણે બજાવેલી ઇરાની સાહિત્યની સેવાની

યાદમાં

અર્પણ કર્યું છે.

DEDICATED

TO

THE SACRED MEMORY

OF

**The Late Shams-ul-Ulama Sirdar**
**Dastur Dr. HOSHANG JAMASP, Ph. D., C.I.E.,**

IN APPRECIATION

OF HIS VALUABLE SERVICES

TO THE CAUSE OF IRANIAN LITERATURE.

# દિબાચો.

જરથોશ્તી ધર્મ, સાહિત્ય, તવારીખ, વિગેરે બાબતો ઉપર મારા તરફથી ગુજરાતી ભાષામાં અપાયલાં જાહેર ભાષાણો અને વાએજોમાંથી કેટલાંક નીચે મુજબનાં પુસ્તકોમાં પ્રગટ થયાં છે.

**પુસ્તકનાં નાંમ.**

| પુસ્તકનાં નાંમ. | સંખ્યા. |
|---|---|
| જમશેદ હોમ અને આતશ. ... ... ... ... ... | ૧ |
| અવસ્તા જમાનાની ઘર સંસારી જીંદગી, ભુગોળ અને એકરારનામું. ... | ૨ |
| અનાહિત અને ફરોહર ... ... ... ... ... ... | ૩ |
| ઇરાંની વિષયો (ભાગ પેહલો). ... ... ... ... ... | ૪ |
| ઇરાંની વિષયો (ભાગ બીજો). ... .. ... ... ... | ૫ |
| ઇરાંની વિષયો (ભાગ ત્રીજો). ... ... ... ... ... | ૭ |
| જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો (ભાગ ૧). ... ... | ૨૩ |
| જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો (ભાગ ૨). ... .. | ૨૩ |
| જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો (ભાગ ૩). ... ... | ૧૬ |
| જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો (ભાગ ૪). ... ... | ૧૪ |
| જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો (ભાગ ૫). ... ... | ૧૨ |
| | ૧૧૦ |

આ પુસ્તકમાં બીજાં ૧૨ હું પ્રગટ કરૂં છું.

આ ભાષણો અને વાએજો નીચે મુજબ જુદી જુદી મંડળીઓ વિગેરે તરફથી બોલાવવામાં આવેલી મીજલસો હજુર આપવામાં આવ્યાં હતાં.

| | |
|---|---|
| રાહનુમાએ માજદયસ્નાન સભા. ... .. ... ... .. | ૪ |
| જરથોશ્તી જશન કમીટી... ... ... ... ... | ૩ |
| જરથોશ્તી છોકરીઓની નિશાળ મંડળી. ... ... ... ... | ૧ |
| એનથ્રોપોલોજીકલ સોસાએટી. ... ... ... ... | ૧ |
| ધી બેરાંમજી જીજીભાઇ ચેરીટેબલ ઇનસ્ટીટયુશન યુનીઅન. ... ... | ૧ |
| મરહુમ એ. શેહરીઆરજી દાદાભાઇ ભરૂચાની પેહેલાં વર્ષની બાજના પ્રસંગે ભેગી મળેલી મીજલસ. ... ... ... .. ... | ૧ |
| સેવા સદન ... ... ... ... ... ... ... | ૧ |

ઉપલાં પુસ્તકોમાં, કોઇક વિષયોમાં, કોઇ અમુક બાબત ઉપર, મારી બાબતનો સીલસીલો જાલવવા કાજે યા સંબંધ જારી રાખવા કાજે, હું એકથી વધુ વખત બોલ્યો હોઇશ, તે માટે વાંચનારાઓની દરગુજર ચાહવાની ખાસ જરૂર નથી.

મારૂં આ પુસ્તક હું મરહુમ દસ્તુરજી શમસુલ ઓલમા સરદાર ડા૦ હોશંગજી જામાસ્પજી જામાસ્પ આસાનાનાં નામ સાથે જોડું છું. તેમ કરતાં હું કેઈક આગલી પાછલી ભલી બાબતોને ખુશી સાથે, એક અભ્યાસી તરીકે, યાદ કરૂં છું. આપણા આગલા ભણેલા દસ્તુર સાહેબો અને મોબેદ સાહેબો વંશપરંપરાથી ઉતરી આવેલું જ્ઞાન લઇ ઉધરતા હતા, પણ મરહુમ દસ્તુરજીએ પોતાનો એક હાથ પોતાના પુર્વ ભણીના વંશ પરંમપરાથી ચાલતા આવેલા પંથ (Traditional school)ને દીલસોજીથી આપ્યો હતો, અને બીજે હાથ, પશ્ચિમ ભણીના શાસ્ત્રનુસારી પંથ (Scientific school) તરફ તેવીજ દીલસોજીથી લંબાવ્યો હતો. આજથી ૩૦ વર્ષ પર યુરોપિયન અભ્યાસીઓ બે પંથોમાં વેંહચાઇ ગયા હતા. એઓમાંથી પેહેલો પંથ, અવસ્તા સમજવા માટે, ખુદ પહેલવી તરજુમાઓને અને તે માટે વંશપરંમપરા ઉતરેલાં જ્ઞાનને વજન આપતો હોવાથી, "પેહેલવીનો યા વંશ પરંમપરાનો યા તવારીખી પંથ (Pahlavi or tradition or historical school)" ને નામે અવારનવાર બોલાતો હતો; અને બીજો પંથ, સંસ્કૃત, વેદ અને ભાષા શાસ્ત્રને ઘણું વજન આપતો હોવાથી, "વેદીક, યા શબ્દવ્યુત્પત્તિ સંબંધી પંથ (Vedic, Etymological or Philological school)" ને નામે બોલાતો હતો. આ પાછલો પંથ ત્યુબીંગનની યુનીવર્સીટીવાળા ડા૦ રોથની અને તેના ચેલાઓ, જેઓમાં ડા૦ ગેલ્ડનર મુખ્ય હતો, તેઓની ખાશ રેહબરીના સબબે, "ત્યુબીંગનનો પંથ (Tubingen school)" ને નામે પણ તે વખતે બોલાતો હતો. જેમ વેદીક પંથનો વડો ડા૦ રોથ હતો, તેમ ટ્રેડીશનલ પંથનો વડો ડા૦ સ્પીગલ હતો, જે પેહેલવી સારી પઠે જાણતો હતો અને અવસ્તાના પેહલવી તરજુમાઓને ઘટતું વજન આપતો હતો. કહે છે કે વેદીક સ્કુલના કોઇક અભ્યાસીઓ તો પેહલેવીનો કક્કો ખપ્પો વટીક નહિ જાણતા હતા, અને તેથી કોઇકવાર રમુજમાં કેહવામાં આવતું, કે તેઓ પેહલવીનું પોતાનું અજ્ઞાનપણું ઘાંકવા કાજે પેહેલવીને થોડું વજન આપતા. મને યાદ આવે છે કે જ્યારે ૧૮૮૯ માં હું યુરોપથી પાછો ફર્યો, ત્યારે ટ્રેડીશનલ સ્કુલના એક જાણીતા ઉસ્તાદ, મરહુમ ડા૦ મીલ્સે મને અત્રેના પારસી અભ્યાસી ભાઇઓને કેહેવા માટે, જાણે એક ખાસ પેગાંમ આપી મોકલ્યો હતો, કે "મુંબઈ જઇ તમારા પારસી ભાઇઓને જણાવજો, કે તેઓએ પેહેલવી તરજુમાઓ અને પેહેલવી સરેહ ઉપર ખાસ ધ્યાન આપવું. એ વગર અવસ્તા સમજવાની કોશેશ કરવી તદન ફોકત અને વગર કાંમની છે." આ પેગાંમ મેં એકાદ મંડળમાં મોહોડેથી કહ્યો હતો, અને પાછળથી, જ્યારે, ૩૦ મી જુન અને ૧ લી જુલાઇ ૧૮૯૨ ને દીનનાં જામે જામશેદના બે અંકમાં, પ્રોફેસર ડાર્મેસ્ટેટેના તુરતના બાહર પડેલા અવસ્તાના ફ્રેંચ તરજુમાની મેં થોડીક ખબર લીધી હતી, ત્યારે, તેના પેહેલા અંકમાં મેં લેખીત જાહેર કીધો હતો.

હવે હાલમાં આ સઘળુ કેટલીક હદે વીસરાઈ ગયું છે. પેહલવીનો અભ્યાસ અગત્યતા પામતો ગયો છે. પ્રો. ડાર્મેસ્ટેટેએ પોતાના અવસ્તાના તરજુમામાં પેહેલવીને ઘણું વજન આપ્યું છે. હાલમાં બન્ને પંથો જાણે જોડાયા છે. બન્ને પંથોના વિચારો

ની મદદથી હાલનો શાસ્ત્રનુસારી પંથ બરપા થયો છે. પશ્ચિમ ભણીના વિદ્વાંનોમાં ડા૦ હાઉગ પેહેલો હતો, કે જેણે ફક્ત જરથોસ્તી સાહિત્યનીજ નહિ, પણ ખુદ જરથોસ્તી ધર્મની, સારી સેવા બજાવી હતી. આ ધર્મ તરફ બાહરનાઓની દીલસોજી ખેંચવામાં સીધ્ધો, અને ઘરનાંઓની, એટલે ખુદ એ દીનવાળાઓની, દીનદારી વધારવામાં આડકતરો, આ વિદ્વાનનો હાથ હતો. એ વિદ્વાંન પેહેલે ઉપલા વેદીક પંથનો હતો, પણ અત્રે આવી, પહેલવી સારી પખે શીખી, મધ્યમ વિચારનો બની પેહલવીને અગત આપવા લાગ્યો. તેના આ થોડાક ફેરફારમાં દસ્તુર હોશંગજીનો હાથ હતો. ડા. હાઉગને આપણું સાહિત્ય અને ધર્મનું વંશપરમપરાનું ગ્નાંન જેમ મરહુમ દસ્તુરજીના ભણેલા હાથથી મલ્યું હતું, તેમ એ દસ્તુરજીને પોતાને કાંઇક શાસ્ત્રનુસારી ગ્નાન ડા૦ હાઉગની કેળવાયલી સંઘતથી મળ્યુ હતું. પોતાના જાતી હાથ અને મરહુમ ડા૦ હાઉગની ઉપલી સંઘત, એ બેનાં ભેગાં બળે એવણ સાહેબે આપણને કેટલાંક પેહેલવી પુસ્તકોના કીમતી તેક્ષ્ટો પુરા પાડયા છે. એવા એક ટેક્ષ્ટ "શેકન્ડ ગુમાની વીજાર" ઉપર મારા પારસી વાંચનારાઓનું ધ્યાન મેં આજથી ૩૨ વર્ષ ઉપર, તા૦ ૨૭ અકટોબર ૧૮૮૭ ને દીનનાં જામે જમશેદમાં ખેંચ્યું હતુ. એવો છેલ્લો ટેક્ષ્ટ આપણા વંદીદાદનો છે, જે, જોકે એવણ સાહેબે આજથી નજદીક અર્ધી સદી ઉપર તૈયાર કર્યો હતો, તોપણ, તે કેટલેક સબબે બાહર પડવા વગર રહી ગયો હતો, અને મરનારની જીંદગીનાં છેલ્લાં વર્ષોમાં છપાવા માડયો હતો. તેનો દીબાચો વિગેરે તેવણ સાહેબે લખ્યો હતો, પણ કમનસીબે તે બાહાર પડેલો ખુદ તેવણ પોતે જોઇ શકયા હતા નહિ. એવણ સાહેબે એ પુસ્તક ના પોતાના દીબાચામાં, અને એવણના ટેક્ષ્ટને ફરીથી તપાસી અને સરખાવી છપાવવા માટે તૈયાર કરનાર અભ્યાસી ભાઈએ પોતાના ખુલાસામાં, મહેરબાંની કરી જણાવ્યું છે તેમ, આ પુસ્તક બાહેર પાડવાના સંબંધમાં થોડોક દીલસોજ ભાગ મેં લીધો હતો, અને જયારે પુસ્તક બાહાર પડયું ત્યારે, નામદાર સરકારે તેની જે મોઘી કિમ્મત રાખી હતી, તે અરજ કરી મેં કમી કરાવી હતી. મરનાર સાથ પેહેલવી સાહિત્યની બાબતમાં એવા થોડાક સંબંધમાં આવેલો હોવાથી, એવણને સી. આઇ. ઇ. નો ખેતાબ નામદાર સરકાર તરફથી મલ્યો, ત્યારે એવણના હમકાર અથોરનાંન વર્ગ તરફથી એવણને જે માનપત્ર આપવામાં આવ્યુ હતું, તે માનપત્રનો ખરડો ઘડતાં, એવણ સાહેબની સાહિત્ય સેવા વીગેરેની પીછાંણમાં મેં જે થોડાક શબ્દો વાપર્યા હતા, તે આજે ખુશી સાથે યાદ કરી આ દિબાચો ખતમ કરૂં છું. ખુદા કરેને તેવણનું મુબારક નામ અને ભલું કામ, મારા જેવા ઘણાકોને પ્રેરણા આપતાં રહે.

ફતેહમા લોજ, ૧ ઉડહાઉસ રોડ, કોલાબા.
રોજ ૬, માહ ૧૧ સને ૧૨૮૮ યજદજર્દી, જીવનજી જમશેદજી મોદી.
તા. ૧૪ જુલાઈ ૧૯૧૯.

# PREFACE.

Out of the several public lectures and sermons delivered by me before different Societies and Institutions in Gujarati, on Zoroastrian Literature, History, Religion, Ethics, &c, 110 have been published in my different works. In this book, I publish 12 more on the following subjects: 1 View of life. 2 A true Religious life. 3 Pleasure to be taken in life. 4 The first Sir Jamshedji. Lessons from his Life. 5 Two kinds of knowledge, the *âsnô khratu* and the *gaoshô-srûta khratu*. 6 The Meher Yazad of the Zoroastrians and St. Michael of the Christians. 7 The Parsi-nâmeh of Goethe. 8 The Prayer of Nemô-âonghâm. 9 The key of Heaven in the hand of Ardibehesht. 10 The Characteristics of Zoroastrianism. 11 The service of Man, a means for the service of God. 12 A few thouglts on Death and the View of Progress according to the Teachings of Zoroaster.

It is with great pleasure, that I dedicate this volume, to the sacred memory of the late Shams-ul-Ulma Dastur Hoshang Jamasp, Ph. D,, C.I.E., who was one of the foremost Parsee scholars who have done a good service to the cause of Iranian Literature. His various Pahlavi texts, the last of which was that of the Vendidad, have helped a good deal, the study of Pahlavi. He will always be remembered in the matter as a co-laborateur of the late Dr. Haug and West.

Fatehma Lodge,
1, Wodehouse Road, Colaba,
Bombay 13th July 1919.

JIVANJI JAMSHEDJI MODI.

# સાંકળ્યું.

# જીંદગીના ખ્યાલ (VIEW OF LIFE.)[1]

**અવસ્તા**—"નોઇત એરેજિજ્યોઇ ફ્રજ્યાઇતિશ.
નોઇત ફ્શુયન્તે દ્રેગ્વસૂ પઇરી."

(યજશ્ને હા. ૨૯, ફ. ૫.)

**અર્થ**—પ્રમાણીકપણે જીંદગી ગુજારનાર માટે (તેમજ) ઉદ્યોગી જીંદગી ગુજારનાર માટે, બુરાઓની વચ્ચે (તેઓ રેહવા છતાં), જયાન (એટલે હાની હોતી) નથી.

**પેહેલવી**—લા ગન રાસ્ત-જીવશ્ને ફ્રાજ અવાસિહિશ્નિઅ,
લા ગન ફ્શુવીનીદાર બરા મિન વલ્મન ઇ દરવન્દ.

(ઉપલા ફકરાનો પેહેલવી તરજુમો.)

**અર્થ**—તે, જે રાસ્તીથી જીંદગી ગુજારનાર, તેને, તેજ પ્રમાણે ઉદ્યોગી પુરૂષને નુકસાન નહિ (પોંહોંચે). તે દરવન્દો (બુરાઓ) થી નિરાળો છે.

**પેહેલવી**—આઇગ મુન પવન રાસ્તીઅ જીવેત અશ અવાસિહિશ્નિઅ ઇ પવન રેબાન લા પેહવુનેત. અંપ ફ્શુવીનિદાર મુન મિનદવમ પવન ફ્રારૂનિઅ યખ્સુનેત લા અએતુન ચેગુન. (ઉપલા પેહેલવી તરજુમાના ફકરાની શરેહ.)

**અર્થ**—જે કોઇ રાસ્તીથી જીંદગી ગુજારેછે, તેનાં રવાનને કાંઇપણ નુકસાન પોંહોંચતું નથી. જે કોઇ ઉદ્યોગી (વા વૃદ્ધી કરનાર છે, અને) જે દરેક ચીજ ભલાઇને માટે (છે એમ) ગણેછે, તેને પણ એમ (નુકસાન) પોંહોંચતું નથી.

**આજનો વિષય અને અવસર**—અહુનવદ ગાથાના આ શબ્દો મારા આજના વિષયનો આધાર છે. મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની જીંદગીમાં, તેવણની સેવાઓની યાદમાં કેટલાક ભણેલા ભાઇઓના વિષયો સાથે, મેં જે યાદગારીનું પુસ્તક પ્રગટ કર્યું હતું, તેમાં શરૂઆતમાં આ શબ્દો મેં એવણની જીંદગી માટેના સુચક શબ્દો તરીકે લીધા હતા. આજે, જયારે હું જીંદગીનો ખ્યાલ, જે તેવણ બાંધતા હતા અને જે તેવણની જીંદગી ઉપરથી આપણે બાંધ્યે, તે બાબે થોડુંક બોલવા માગું છું ત્યારે, એજ શબ્દોને હું મારા આધાર તરીકે લેઉંછું.

આજે આપણે મરહુમ શેઠ ખરશેદજી કામાની ચોથી બાજને દિવસે, ગુજરેલાંઓની યાદ માટેના આપણાં આફ્રીનગાનના શબ્દો,—"એદરયાદ

---

૧. આ વિષય ઉપર રોજ ૧૨ મો માહ ૧૨ મો શાહનશાહી સને ૧૨૮૨ યજદજરદી, તા૦ ૧૯ મી ઑગસ્ટ ૧૯૧૩ ને વાર મંગલને દીને, મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની ચોથી બાજને દીને, સાંજે ૬-૧૫ (સ્ટેનડર્ડ ટાઈમ) ને અમલે જરથોસ્તી અંજુમનનાં આતશબેહેરામમાં શેઠ દાદાભાઈ હંત્રાકટરવાળા હૉલમાં એક જાહેર વાએજ આપી હતી

બાદ" એટલે "(તેવણુના રવાનની) અહીં યાદ હોજો,"—પ્રમાણે તેવણુની યાદ કરવા કાજે, અને તેમ યાદ કરી, તે યાદ ઉપરથી થોડોક ધડો લઇ, આપણુ પોતાને, આપણી પછી બીજાઓથી થોડાક પણ યાદ થાઇએ, એવી હાલતમાં લાવવા કાજે ભેગા મલ્યા છિએ. એવણુની પેહેલી ત્રણ બાજો ઉપર તેવણુનાં વિચાર, વચન અને કામ બાબે થોડોક વિચાર કરી મેં કેટલુંક વિવેચન કર્યું હતું. આજે હું તેવું થોડુંક વધુ વિવેચન કરવાને ઉભો છું. એવણુની ભલી જીંદગીએ આપણને વિચાર માટે ઘણુંક બોહોલું ખેતર આપ્યુંછે. મેં તે બોહલાં ખેતરમાંથી પાક અને ખોરાકની થોડીક જુદી જુદી ચીજો તમો હજુર આગળ રજુ કરીછે. આજે થોડીક વધુ જુદી ચીજો મનના ખોરાક માટે રજુ કરીશ. પણ જેમ એક તવંગરની મેજ ઉપર ભાતભાતની ગમે તેવી નવી વાણીઓ આવે, પણ તે વાણીઓમાં કોઇક—દાખલા તરીકે અનાજની રોટી—નહિ છુટી શકાય એવી સામાન્ય એટલે તેની તેજ હોય, તેમ મારા આજના વિષયમાં જો કોઇ નહિ છુટી શકાય એવી આગલી બાબતનો એશારો થાય યા વિવેચન થાય તો તે નહિ છુટી શકાય એવી જરૂરીઆત સમજી દરગુજર કરવી.

**આજુબાજુ અસર કરનારા પુરૂષો**--કેટલાક મહાન પુરૂષો માટે આપણે કહીએ કે તેઓ જાણે આખી દુન્યા ઉપર અસર કરનારી શક્તિ (World-forming influence) ધરાવેછે. એવા પુરૂષોના, દાખલા તરીકે, આપણે ફ્રાન્સના નેપોલીઅનને યા ઇંગ્લાન્ડના ગલાડસ્ટનને લેઇશું. કેટલાકો એક આખાં દેશ ઉપર અસર કરનારી શક્તિ (Country forming influence) ધરાવેછે. એવા પુરૂષના દાખલામાં આપણે શેઠ દાદાભાઇ નવરોજજીનું નામ દઇશું. કેટલાકો પોતાની કોમ ઉપર અસર કરનારી શક્તિ (Community-forming influence) ધરાવેછે. એવાઓમાં આપણે આપણી કોમના એવા બીજા કોઇ પુરૂષો સાથે મરહુમ શેઠ ખ. રૂ. કામાને ગણીશું. રસ્કીન કહેછે તેમ, એવા કોઇક પુરૂષોની જીંદગી દુન્યાનાં કામ ઉપર થોડી કે ઘણી અસર કર્યા વિના રેહેતી નથી.[૧]

**કોઇ ભલા આદમીનો સ્તુતિથી જીંદગીને ટેકો**—આપણને જીંદગીને ટેકવવા માટે ઘણીક તરફથી મદદ મલેછે. દાખલા તરીકે, પેલી કહેવત પ્રમાણે, "આશા જીંદગીને ટેકવેછે (Hope sustains life)". ગમે એવી મુસ્કેલીઓ વચ્ચે, "તે મુસ્કેલીઓ ખુદા કરશે તો દફે થઇ જશે," એવી આશા આપણને હિમ્મત આપેછે અને ટેકવેછે. વળી મોહોબત, આજુબાજુનાંઓ માટેની મોહોબત, આપણને ટેકવેછે. ઘણીક મુસ્કેલીઓ વચ્ચે આપણને આ ખ્યાલ, કે આપણે આધારે ઘણાંક વાહલાંઓ છે, કે જેઓનાં ભલાં માટે આપણે ઉદ્યોગ કરવો જોઇએ, અને રંજ ખેંચવો જોઇએ, તે ટેકવેછે, અને તે મુસ્કેલીઓ સામે લડવાને હિમ્મત આપેછે. આશા અને મોહોબત (Hope and Love)

૧. "Every noble life leaves the fibre of it woven for ever in the work of the world."

ઉપરાંત કોઇ ભલા આદમીની સ્તુતિ અને વખાણ (admiration) આપણા માર્ગની મુશ્કેલીઓ આસાન કરેછે. કોઇ એવા ભલા આદમીની જીંદગીનો અભ્યાસ યા અવલોકન આપણને કેટલીક પ્રેરણા (inspiration) આપી ટેકવેછે, અને આપણે તેના સદ્ગુણો ઉપરથી મુશ્કેલી વખ્તે હિમ્મત રાખી કામમાં ટકી શકયે છિએ. આપણામાં નકલ કરવાજોગ સદ્ગુણો કાજે સ્તુતિ ખેંચનારા આવા પુરૂષોમાં આપણા મરહુમ મિત્ર એક હતા.

**પ્લુતાર્ક મુજબ ભલા મરનારોની જીંદગી આરસી સમાન**—એવા મોટા અને ભલા પુરૂષોની બાજના અવસરો, તેઓની જીંદગી આપણ હજુર જે આરસી રજુ કરેછે, તે આરસીમાં આપણું મોંહ જોવાના અવસરો છે. તેઓની સ્વચ્છ અને ભલી જીંદગીમાં નજર કરી આપણે આપણી વર્ત્તણુકનો પડછાયો જોવાનો છે, કે સરખામણીમાં આપણામાં શું ખામી છે? અને ખામી હોય તો તે કેમ સુધારવી?

મેં કોઇક વખત આગળ કહ્યુંછે તેમ, તવારીખ એક પ્રકારનું દિવાની ધર્મશાસ્ત્ર (Civil Theology) છે. તેવાં દિવાની ધર્મશાસ્ત્રમાં, ગુજર પામેલાં મહાન પુરૂષોની જીંદગીનાં વૃતાંતો અગતનો ભાગ લેછે. યુનાન અને રોમના મુલકોના મહાન પુરૂષોનાં તેવાં કેટલાંક પુરાણાં કાલનાં વૃત્તાંતો પ્લુતાર્ક આપે છે. તેવાં વૃતાંતમાં તે પોલસ એમીલિઅસ (Paulus Æmilius) નામના પુરૂષનું વૃતાંત આપેછે. આ ધણી ઇ. પૂર્વની બીજી સદીમાં થાઇ ગયલો એક મહાન રોમન હતો. તે ધણીનાં વૃતાંતની શરૂઆતમાં તવારીખ બનાવનારા મોટા પુરૂષોની જીંદગીપરથી મલતા ધડા બાબે, અને તેઓની જીંદગી તરફ એક આરસી માફક જોવા બાબે પ્લુતાર્ક જે કહેછે, તે આજના જેવા અવસરે ધ્યાનમાં રાખવાજોગ છે. તે કહેછે કે, તેણે બીજાઓને ખાતર બીજાઓની જીંદગીનાં વૃતાંતો લખ્યાં; પણ તેમાં તેણે પોતે તેઓના વખ્તની તવારીખ તરફ એક આરસી માફક જોઇ તેથી પોતાની વર્ત્તણુકના સંબંધમાં ધડો મેળવવાની આશા રાખી હતી. એવાં વૃતાંતો જાણે તે મરનારોની સાથે જીંદગી ગુજારવા અને વાતચીત કરવા બરાબર છે, તેથી તેઓને આપણે જાણે આપણાં ઘરે બોલાવ્યે છિએ.[1]

---

૧. "When I first applied myself to the writing of these lives, it was for the sake of others; but I pursue that study for my own sake, availing myself of history as of a mirror, from which I learn to adjust and regulate my own conduct: for it is like living and conversing with these illustrious men, whom I invite, as it were, and receive them, one after another under my roof; when I consider how great and wonderful they were, and select from their actions the most memorable and glorious..................I fill my mind with the sublime images of the best and greatest men, by attention to history and biography; and if I contract any blemish or ill custom from other company which I am unavoidably engaged in, I correct and expel them, by calmly and dispassionately turning my thoughts to these excellent examples" (Plutarch's Life of Paulus Æmilius. Plutarch's Lives, translated by Johne Langhorne and William Langhorne, Vol. I pp. 435—36).

**પ્લુતાર્કનું વર્ણન, જાણે આપણો "યાઓ વીસાધ આવયેઈન્તિ" નો કદો. બાજનો અવસર તે ત્રણ પ્રકારનાં કામોનો અવસર**—પ્લુતાર્ક, જે પોતાનાં વૃતાંતોમાંનાં એક બીજાં વૃતાંત—ન્યુમાની જીંદગીનાં વૃતાંત[1]—માં, આપણા પેગામ્બર જરથોસ્તને થોડાક મહાત્માઓમાંનો એક ગણી તેને ખુદા (Deity) સાથે, આકાશી શક્તિઓ (Heavenly Powers) સાથે વ્યવહારમાં આવતો અને તેઓથી પ્રેરણા (inspiration) મેલવતો ગણેછે, તે આ ફકરામાં જાણે આપણી ફરોખશીનો, આપણા અર્દાફરોશનાં આફ્રીનગાનનો "યાઓ વીસાધ આવયેઇન્તિ" નો કરદો ભણેછે. આજના જેવા બાજના અવસરો ત્યારે, પ્લુતાર્ક કહેછે તેમ, આપણ માટે નીચલાં મુખ્ય ત્રણ કામોના અવસરો છે:—

૧. મરનાર ભલા પુરૂષોને આપણાં ઘરમાં—કાંઇ નહિ તો આપણાં મનના, આપણા વિચારોનાં ઘરમાં—બોલાવવાં અને તેઓને આવકાર આપવો. પ્લુતાર્કના શબ્દોમાં કહીએ તો, "to invite and receive them one after another under our roof;" અથવા આપણાં અર્દાફરોશનાં આફ્રીનગાનના શબ્દોમાં કહીએ તો, તેઓને "નામ આધઇર્યાંત" અને "પઇતિ-જનાત" એટલે "નામગ્રહણ કરી યાદ કરવાં અને આવકાર આપવો" જેમ તે ગુજરેલાંઓને "આપણાં છાપરાં હેઠળ (under our roof)" બોલાવવા કહેછે, તેમ આપણા ઉપલા કરદામાં આપણે ગુજરેલાંઓને આપણાં ઘરમાં (અહ્નિ ન્માને) અને મોહલામાં (વીસાધ) બોલાવ્યે છિએ.[2]

૨. તેઓને એમ આપણાં ઘરમાં તેડી તેઓ સાથે થોડો વખ્ત રેહવું અને વાતચિત કરવી; અથવા, પ્લુતાર્કના શબ્દોમાં કહીએ તો to live and converse with them; અથવા આપણાં અર્દાફરોશનાં આફ્રીનગાનના શબ્દોમાં બોલ્યે તો, તેઓ આપણે ત્યાં, આપણા ઘરોમાં યા મોહલ્લામાં આવવું (વીસાધ આવયેઇન્તિ) કરે અને આપણી સાથે વાત કરી આપણને સવાલો કરે કે "કો નો સ્તવાત, કો યજાઇતે" એટલે "કોણ અમારી સ્તુતિ કરશે? કોણ અમોને આરાધશે?" વિગેરે, ત્યારે જવાબ દેવો કે "અમો તમારી સ્તુતિ કરવાને, અમો તમારી આરાધના કરવાને અને તેવી સ્તુતિ અને આરાધના કરી અમો પોતે અમારી વર્તણુંકથી સ્તુતિપાત્ર અને આરાધના લાયક થવાને તૈયાર છિએ."

૩. એમ તેઓને આપણાં ઘરમાં, અને તે સાથે આપણાં મનનાં ભિતરમાં બોલાવવાનું આમંત્રણ કરી, તેઓને આવકાર આપી, તેઓ સાથે ઉપર મુજબ વાતચિત કરી, તેઓ કેટલાં મોટાં અને પ્રતાપી હતાં (how great and wonderful they

---

૧. Plutarch's Lives, translated by Langhorne Vol. I.

૨. સરખાવો "જય્યાન દંઘ્ર અષાઉનામ વંઘ‌ુહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો." ("તાઓ અહિમ ન્માને" નો કરદો, યસ્ન હા. ૬૦, ફ૦ ૪.), એટલે "આ મકાનમાં અશો પુરૂષોનાં ભલાં, ગાલેમ, વૃદ્ધિ કરનારાં ફરોહરો આવે".

were), એમ વિચાર કરીને તેઓની સ્તુતિ કરી, આપણે આપણુ પોતાને સુધાર્યે; જેમ આરસીમાં આપણે ચેહેરો જોઇ તે ઉપર કોઇ ખામી દિસે, તો આપણે તે સાફ કર્યે, તે સુધાર્યે, તેમ મરનારોની સ્વચ્છ જીંદગીની હકીકત આપણી સનમુખ રાખી આપણે આપણી વર્ત્તણુકને ગોઠવ્યે, દરૂસ્ત કર્યે (adjust and regulate our conduct).

ત્યારે પ્લુતાર્ક મુજબ કોઇ મરનારની જીંદગીનાં વૃતાંતો આપણે માટે આરસી સમાન છે. મરનારોની બાજના જેવા અવસરો, જાણે તે આરસીમાં આપણો ચેહરો જોવાના, આપણી વર્તણુંક તપાસવાના ખાસ અવસરો છે, કે જ્યારે આપણે તેમાં આપણી જીંદગીની વર્તણુંકનો ચેહરો તપાસી તેમાં દીસ્તી ખામીઓ સુધારવાની છે.

**જીંદગી શબ્દ બે અર્થે**—હવે પહેલે આપણે જોઇએ કે આપણી જીંદગી, જેની વર્ત્તણુક આપણે હંમેશાં તપાસવાની છે તે શું છે? 'જીંદગી' શબ્દને આપણે બે અર્થે વાપર્યે છિએ. ૧ શારીરિક રીતે. આપણે જાનદાર પેદાયશના સંબંધમાં બોલ્યે છિએ કે ફલાણી જાનદાર પેદાયશનો યા ફલાના માણસની જીંદગીનો છેડો આવ્યો. આ અર્થે 'જીંદગી' શબ્દને 'જીવનશક્તિ' યા 'જીવ' નાં સંબંધમાં શારીરિક ખ્યાલથી આપણે વાપર્યે છિએ. ૨. આત્મિક રીતે યા વર્ત્તણુકની નજરે.

"જીંદગી" શબ્દને પેહેલા અર્થમાં લેઇએ તો, જેમ આપણી "જીંદગી" નો તેમ કુલ પેદાયશમાં પ્રસાર પામેલી જીંદગીનો ખ્યાલ કરવાનું, તેનો વિચાર અને અભ્યાસ કરવાનું કામ કુદરતી વિદ્યાના અભ્યાસીઓનું છે. "જીંદગી" શબ્દને બીજા અર્થમાં સમજ્યે તો તેનો ખ્યાલ કરવાનું, તેનો વિચાર અને અભ્યાસ કરવાનું કામ ફીલસુફોનું, ધર્મ અભ્યાસીઓનું, ધર્મગુરૂઓનું છે.

**જીંદગી શબ્દ પહેલે અર્થે. તે બાબતના અનુમાનો**—પેહેલે અર્થે "જીંદગી" અથવા જીવ (Life) બાબે કુદરતી વિદ્યાશાસ્ત્રીઓનાં અનુમાનો શું છે, તે ટુકમાં જોઇએ તો તે આ છે:

આપણી પૃથ્વી સાધારણ રીતે જાનદાર અને નીર્જીવ પદાર્થથી વસાયલી છે. જાનદાર પેદાયશમાં જેમ માણસ તેમ જાનવર અને ઝાડપાન વગેરે આવેછે. હાલ વિદ્વાનો—અને તેમાં ખાસ કરી આપણા દેશના એક હિંદી વિદ્વાન, પ્રોફેસર બોઝ (Prof. Bose)—દેખાડવા માગે છે, કે જે પદાર્થોને—દાખલા તરીકે ખનીજ પદાર્થોને—આપણ હાલ સુધી નીર્જીવ ગણતા આવ્યા છિએ, તેઓમાં પણ કોઇ ચેતન, જાન યા જીવનશક્તિનો કાંઇ અંશ છે. હવે અલબતે અહુરમજ્દ, જે સર્વ પેદાયશનો સાહેબ છે, તેણે પદાર્થોમાં જીવન શક્તિ ઉત્પન્ન કરીછે, બીજા શબ્દોમાં, તેણે પેદાયશને જીવ અને જાન આપ્યોછે.

આપણી આ પૃથ્વી ઉપર એ જીવનશક્તિનાં તત્વો યા બીજો અસલમાં કેમ આવ્યાં તે બાબે કેટલાંક અનુમાનો છે.

૧. એક એકાએક સબબ વગરની ઉતપંતીનું અનુમાન (Spontaneous Generation Theory), જે અનુમાન સાથે ખાસ કરી ડૉ૦ ચાર્લટન બેસ્ટીઅન (Dr. Charleton Bastian) નું નામ જોડાયલુંછે. એ અનુમાન પ્રમાણે જીવ વિનાના પદાર્થ (non-living matter) માંથી બેક્ટીરિઆ અથવા જીના જીવ સાંધનમુળો (Bacteria and mico-organism) એકાએક ઉત્પન્ન થાયાં.

૨. ખરતા તારાઓ મારફતે જીવવાળા પદાર્થોનું આ પૃથ્વી ઉપર આવવાનું અનુમાન (Meteoric Theory), જે સાથે કુદરતી વિદ્યાના શાસ્ત્રી જાણીતા લોર્ડ કેલવીન (Lord Kelvin) નું નામ જોડાયલું છે. આ અનુમાન મુજબ આકાશમાંથી આ પૃથ્વી ઉપર જે ખરતા તારાઓ (meteors) ખરે છે, તે ખરતા તારાઓ મારફતે શરૂઆતમાં કોઇ જાનદાર તત્વ (life) નાં બીજો (microbes) આવ્યાં.

૩. જગતવ્યાપક રચકણોનું અનુમાન (Cosmic dust Theory), જે સાથે ડૉ૦ આર્ચેનોસ (Dr. Archenaus) નું નામ જોડાયલું છે. એ અનુમાન મુજબ, કુલ જગતની જગ્યા (Intersteller space) માં, જગપ્રસાર પામેલી રચકણો (cosmic dust) ના રૂપમાં જીવતાં મુલ તત્વો હંમેશાં હૈયાત હતાં. એ રચકણો જેમ જેમ આપણી પૃથ્વી ઉપર ઠરીઠામ થતી ગઇ, તેમ તેમ જીવ યા જાનનાં બીજો આ પૃથ્વી ઉપર ઠરીઠામ થયાં અને પછી વધતાં ગયાં. આ અનુમાન લોર્ડ કેલવીનવાળાં બીજાં અનુમાનનું જરા ફેરવાયલું રૂપ (variation) છે.

બ્રીટીશ એસોસીએશનના ૧૯૧૨ નાં સાલના વાર્ષીક મેલાવડામાં, તેના પ્રમુખ ડા૦ શાફેરે (Dr. Schäfer), દન્ડી (Dundee) ખાતે, જે ભાષણ કર્યું હતું, અને જે ભાષણે વિદ્વાનોમાં એક પ્રકારનો હોકાર (sensation) ફેલાવ્યો હતો, તે ભાષણમાં તેણે એ સર્વ અનુમાનો બાજુએ મેલ્યાં યા રદ કર્યાં, અને જણાવ્યું કે જીવ પણ એક જાતનું ઢીલું રફતેરફતે વધતું પ્રગતિકરણ (gradual evolution) છે.

જીંદગીનો તેના પેહેલા શારીરિક અર્થે વિચાર કરતાં આપણે જોઇએ છિએ, કે આપણી જીંદગી શરૂ થઇ અને ખતમ થઇ. આ દુન્યા દર્મેઆનની આપણી હસ્તીમાં, આપણામાં જાન યા જીવ આવ્યો અને સેવટે ગયો. તેના શારીરિક ખ્યાલના સંબંધમાં વિદ્વાનોમાં ગમે તેવાં અનુમાન હોય, તોપણ તે સર્વની તળેટીમાં આપણે અહુરમજ્દનો હાથ જોઇ શકયે છિએ કે જે સર્વ પેદાયશનો સાહેબ છે. જીવનશક્તિ નામે ને તે ઉત્પન્ન કરનાર છે. આ પૃથ્વી ઉપર જીવનશક્તિ (life) આ પૃથ્વી બહારની તેની અનંત સૃષ્ટીમાંથી કેઠેથી આવી. તે અતરે પ્રગત

થાઇ તે પેહેલાં કેહે હતી. કોઇ નીર્જીવ દેખાતી ચીજો વટીકમાં, કોઇ શક્તિ, કોઇ જીવનશક્તિ છે, જે આસ્તે આસ્તે પ્રફુલ્લીત થાયછે. તે ચાલુ કોઇ કાર્ય કરે છે અને કાર્ય કરતાં જે ચીજોમાં તે પ્રગટ થાયછે તે ચીજોનાં રૂપમાં ફેરફાર કરેછે. આ સપાટી ઉપર દિસતા શારીરિક ખ્યાલની પાછળ પણ આપણે કોઇ માનસીક, કોઇ સમજદાર, કોઇ ચપળ હાથ જોઇએ છિયે, અને તે ચપળ હાથવાળા સાહેબનાં કાર્યમાં કોઇ નેમ, કોઇ મતલબ (purpose) જોઇએ છિએ. જીંદગી માટેના શારીરિક ખ્યાલ બાબે આટલોજ વિચાર કરી આપણે તેના બીજા અર્થ યા ખ્યાલ બાબે વધુ બોલીશું, સબબ કે તે બાબત સાથે આપણે આજે મુખ્ય કામ છે.

**જીંદગી શબ્દ બીજે અર્થે. તે સાંકળની એક કળી**—આપણે માણસના સંબંધમાં બોલીએ છિએ કે ફલાણો ભલી જીંદગી ગુજારે છે અને ફલાણો ભુંડી જીદગી ગુજારે છે. આ અર્થે "જીંદગી" શબ્દ આપણે પેહેલા અર્થથી જુદે અર્થે સમજીએ છિએ. તે અર્થથી આપણે એમ સમજીએ છિએ, કે પેહેલા અર્થ પ્રમાણે "જીવ" યા 'જાન' યા "જીવનશક્તિ" આપણામાં હોય ત્યારે તે અરસામાં આપણે કેવી રીતે જીવ્યે છિએ? કેવી વર્તણુક જાલવ્યે છિએ? તે જીવ, જાન, યા જીવનશક્તિ આપનાર ખુદા સાથે, અને જીવ, જાન યા જીવનશક્તિ ધરાવનાર બીજા પદાર્થો સાથે, બીજી રીતે કહીએ તો, કુલ કુદરત સાથે અને કુદરતના ખાવીંદ સાથે આપણો સંબંધ કેવો છે?

આપણી આ દુનિયાની—કવિઓ કહે છે તેમ ત્રણ પાંચ (સે-પંજ) દાહાડાની—જીંદગી, અથવા સાધારણ રીતે બોલ્યે તો ઘણામાં ઘણી પોણોસો યા સો વર્ષની જીંદગી, તેના પોતામાં સંપુર્ણ નથી. એટલે આપણે આ દુનિઆમાં જનમ્યા ત્યારેજ એકદમ આપણું રવાન હસ્તીમાં આવ્યું અને આપણે મરણ પામ્યા કે તેનો છેડો આવ્યો તેમ નથી. ઉપલા બન્ને અર્થે લેતાં 'જીંદગી' સાંકળમાં એક કરી માફક છે. તે કોઇ અ-કેનારે બેહદ જમાનાથી આવી છે અને કોઇ અ-કેનારે યા બેહદ જમાના સુધી ચાલુ રહેશે. તે ક્યાં ચાલુ હતી, અન કેમ ચાલુ હતી, તે ક્યાં ચાલુ રહેશે અને કેમ ચાલુ રહેશે, તેવા કોઇ તુલોતવીલ સવાલોને, કોઇ વિદ્વાનો માટે વિચાર કરવાના (academical) સવાલો તરીકે આપણે બાજુ મેલીશું; અને સામટી રીતે તે તરફ વેહેવારૂ (practical) સવાલ તરીકે જોઇ એટલુંજ કહીશું, કે આપણાં ધર્મપુસ્તકમાં આપણા માણસજાતનાં ફરોહર માટે જે કહેછે, કે તે જનમેલાંઓ, હવે પછી જનમનારાંઓ અને ગુજરી ગયલાંઓ (જાતનામ્ય, અજાતનામ્ય, ઇરીસ્ત નામ્ય) નાં છે, તે મુજબ, આપણે ભુતકાળ સાથ વગર સંબંધનાં (unrelated to the past) અને ભવિષ્ય કાલ ઉપર અસર કરવા વિનાનાં (without influence upon the future) નથી. આપણી બન્ને નાકેની લંબાયલી

જીંદગીમાં આપણે બન્ને નાકા તરફ જોવાનું છે. આપણી આ દુન્યાની જીંદગી એવી લંબાયલી જીંદગીમાં એક દાહડા સમાન છે. માટે આપણે ભુતકાળના સંબંધો તરફ જોઇને ભવિષ્ય કાળ તરફ જોવાનું છે. આપણે આપણા નેઆગાનોની, ગુજર પામેલા આપણા ભલા મિત્રો યા મોટાં માણસોની, તેઓની બાજ જેવા દિવસોએ યા બીજા દિવસોએ યાદ કર્યે, તે તવારીખની યાદ કરવા બરાબર છે, તે એક પ્રકારની ભુતકાળ તરફ, ભુતકાળના સંબંધ તરફ, ભુતકાળે આપણને જે આપ્યુંછે તે માટેના ઉપકારની લાગણીની નજર છે. આપણે આપણાં બચ્ચાંઓ કાજે કાલજી રાખ્યે, ફક્ત આપણાં બચ્ચાંઓજ કાજે નહિ પણ આપણી કોમનાં બચ્ચાંઓ કાજે પણ કાલજી રાખ્યે, કે તેઓ ભલી કેળવણી લેઇ ઉધરે, તે ભવિષ્ય કાળ તરફના સંબંધો તરફ જોઇને છે. એવી નજર ધ્યાનમાં રાખી આપણને શિખામણ દેવામાં આવે છે કે "એક બચ્ચાંની કેળવણી તેનો જન્મ થાય તેની ૧૦૦ વર્ષ આગમચથી શરૂ કરવી જોઇએ."

**જીંદગી એટલે શું ?**—ઉપર જણાવેલા 'જીંદગી'ના બે અર્થોમાંના બીજા અર્થે જીંદગી બાબે આપણને આજે મુખ્ય કરી વિચાર કરવાનો છે. ત્યારે આપણે પેહેલે જરા વિગતે વિચાર કર્યે કે એ અર્થે "જીંદગી એટલે શું." ? આપણી જીંદગી દર્મેઆન દરરોજ સંબંધમાં આવતા કોઇક શબ્દો, ખ્યાલો યા વિચારો, તેઓ ગમે તેવા સાધારણ હોવા છતાં, જો તેઓની વ્યાખ્યા (definition) આપણે આપવા માગ્યે તો, તેઓ બરાબર વ્યાખ્યા થાય નહિ એવા (undefinable) હોય છે. એવા શબ્દો યા ખ્યાલોના દાખલામાં ખુદા, રવાન, જેવા શબ્દો માફક "જીંદગી" એક છે. જીંદગીનું વ્યાખ્યાન આપણે આપી શકયે નહિ. તે છતાં આપણે એ શબ્દને સમજવાની કોશેશ કર્યે.

"જીંદગી" એટલે કે "જ્યાંસુધી આપણામાં જીવ યા જાન હોય ત્યાંસુધી આપણે આજુબાજુનાંઓ સાથે જે સંબંધ જાળવવા હોય, તે સંબંધો જાળવી આપણી જીવવાની મુદત પસાર કર્યે તે." આપણા તરેહવાર સંબંધો બજા લાવવા (Fulfilling of relationships) તે જીંદગી. આપણે તરેહવાર જીંદગી માટે બોલ્યે છિએ. દાખલા તરીકે, સંસારી જીંદગી (social life); ઘર સંસારી જીંદગી (domestic life); રાજદ્વારી જીંદગી, (political life); ધર્મ સંબંધી જીંદગી (religious life) વિગેરે. એ સર્વ પ્રકારની જીંદગી, એટલે કે એ સર્વ પ્રકારનાં ખેતરોમાં આપણે આપણા સંબંધો કેવી રીતે જાલવીએ છિએ તે. દાખલા તરીકે "ઘર સંસારી જીંદગી" એટલે, આપણાં માતપિતા, ભાઇબેન, ધણીધણીઆણી અને ફરજંદો, અથવા આપણી પતેતના શબ્દોમાં બોલ્યે તો "પેદ, માદ, બ્રાહર, બેરાદ, જન, ફરજંદ" સાથ ના સંબંધો આપણે કેવી રીતે જાલવ્યે છિએ તે.

**જીંદગી કેમ ગુજારવી તે બાબે શિક્ષણ દેનાર ઉસ્તાદો**—આપણ દરેક માટે એક મુખ્ય સવાલ આ છે કે જીંદગી કેમ ગુજારવી? સિકંદર પોતાના ઉસ્તાદ એરીસ્ટોટલ માટે ઘણું માન ધરાવતો અને તેના સબબમાં કેહેતો કે તે પોતાના બાપને પોતાની જીંદગી (life) માટે આભારી હતો, પણ પોતાના ઉસ્તાદ એરીસ્ટોટલને જીંદગી સારી રીતે કેમ ગુજારવી (How to live well) તેનાં શિક્ષણ માટે આભારી હતો. આ મુજબ આપણ સર્વ થોડા કે ઘણા આપણાં ઉસ્તાદોને આભારી હોઇશું. પણ ઉસ્તાદો તરફથી કેળવણી લેવાની હદ આપણી નિશાળો અને કોલેજોમાં તમામ થતી નથી. આપણે આપણી શાળાઓના જવાનીના ઉસ્તાદો ઉપરાંત બીજાઓને પણ સંસારમાં આપણા ઉસ્તાદો બનાવવા જોઇએ. તેઓને આપણા ગુરૂ સમાન ગણી આપણે તેઓના ચેલા બનીએ. પણ એક ડાહ્યો પુરૂષ કહેછે તેમ "મરનારો પણ આપણા ઉસ્તાદો છે." તેઓ પોતાની જીંદગીના દાખલાથી આપણને સબક આપેછે. એવા કોઇ ઉસ્તાદો, મરણ પામવા છતાં, તેઓ જીવતા હતા ત્યારે જે જીંદગી ગુજારતા હતા, તેનો ખ્યાલ આપણને આપીને પોતાનું મોહોડું બંધ થવા છતાં તેઓ ગેબી રીતે જે બોલેછે તે ઉપરથી તેઓ આપણને સબક આપેછે. એવા એક ઉસ્તાદનો દાખલો, જે મરનારની યાદમાં આપણે આજે ભેગા મળ્યા છિએ, તેવણનો છે.

**જીંદગીના સવાલો** (problems) **વચ્ચે ખડક સમાન ખ્યાલ**—આપણી જીંદગીમાં ઘણાક સામાન્ય સવાલો આપણી હજુર આવેછે. મોહોબત અને આશા, ખુશીખુર્રમી અને ગમી, મેહનત અને રાહત, સુલેહ અને કજીઓ કંકાસ, એવા એવા સવાલો આપણી હજુર આવેછે. તે સર્વ સવાલો વેળા આપણે ખડક સમાન કોઇ મજબુત ખ્યાલ આપણી હજુર રાખી તે ખ્યાલની યારીથી તે સવાલો તરફ જોવાનું છે. તે ખડક સમાન ખ્યાલ આ વિષયને મથાળે મેલેલા શબ્દો ઉપરથી મલેછે. તે આ કે: "પ્રમાણીક ઉધોગી જીંદગી ગુજારો અને સર્વ સારૂ થશે." તે ખડક સમાન ખ્યાલ, એક રીતે, આ આશાવંતાં મત (optimism) નો છે, કે જગતમાં જે સર્વ બનેછે તે ખુદાએ સારાં માટે સર્જેલુંછે.

**જીંદગી માટે એક નેમ**—આપણે દરેકે આપણી જીંદગીને કીર્તિવંત, માનભરી, દરજ્જાભરી કરવી. આપણે ગમે તેવી હાલતમાં હોઇએ—ગરીબ હોએ કે તવંગર—તે હાલતમાં આપણ દરેકે સ્વમાન જાલવી આપણી જીંદગીને માનભરી (dignified) કરવી. આપણે માનભરી રીતે જીંદગી ગુજારવા કાજે એક ખાસ નેમ (conscious aim) રાખવી. એવી નેમ, જે જીંદગીને સોભાવંતી અને ભાગ્યવંતી કરે, તે આ છે કે "જીંદગી ઉપયોગી, ઉધોગી અને પ્રમાણીક ગુજારવી કે તેથી આયન્દે સર્વ સારૂં થાય." આપણું સારૂં થાશે એટલુંજ નહિ પણ જગતનું સારૂં થાશે અને જગતના સારામાં આપણું સારૂં છે. આપણે ઉપર કહ્યું કે 'જીંદગી' તે આજુબાજુનાં સર્વ સાથે જાળવવો જોઇતો સંબંધ છે. ત્યારે આપણી જીંદગીને સર્વની જીંદગી સાથે સંબંધ છે. આપણે

આપણ પોતા માટેજ જીવતા નથી. એક માણસની જીંદગી તે ફક્ત તેનીજ જીંદગી નથી. તે જાણે કુલ જગત સાથ સંબંધ રાખેછે.

આપણ સર્વના આગળા પાછળા સંબંધો અને આજુબાજુનાંઓ સાથના સંબંધોને લીધે વાજબી રીતે સેન્ટ પોલે (St. Paul) કહ્યુંછે કે "કોઇપણ આદમી પોતા એકલા માટે જીવતો નથી અને કોઇ આદમી પોતા એકલા માટે મરતો નથી."[1] શેક્સપીઅરે એક પાદશાહ માટે આ શબ્દો કહ્યાછે કે "એક પાદશાહ એકલો મરણ પામતો નથી,"[2] તે આ વિચારે ખરા છે. પણ તે ફક્ત એક પાદશાહ માટેજ ખરા નથી, તે બોહોલે અર્થે, આપણ સર્વ માટે, જેમ શાહ તેમ ફકીર માટે ખરા છે. આપણે કોઇક બાઇઓને પોતાના પાળણહારોના મરણ વેળા આ શબ્દોથી વીલાપ કરતી સાંભળ્યે છિએ કે "મરી ગયા નહિ પણ મારી ગયા." એ શબ્દોના અર્થની વિગતમાં દાખલ થવા વિના આપણ કહીશું, કે તે શબ્દો બોહોલે અર્થે ખરા છે, અને સેન્ટ પોલના શબ્દોને અર્થે તે ખાસ રીતે ખરા છે.

ઉપર પ્રમાણે ફક્ત માણસજાત સાથ નહિ પણ કુલે જાનદાર પેદાયશ અને જીવ વિનાની પેદાયશ સાથ આપણી જીંદગીના સંબંધો છે. ત્યારે કુલ જગતની જીંદગી સાથે આપણી જીંદગી જોડાયલીછે. આપણે જાણે કુલ જગત સાથ મલીભેટીને (in tune with the Universe) આપણા સર્વ સંબંધો જાળવીને જીવવાનું છે. આપણી આફ્રીનોમાં આપણે સર્વ જગત સાથે, કુલ માણસજાત સાથે, તેમ માણસ સિવાયની સર્વ પેદાયશ સાથે, ખુદ જગ્યા અને વખતના ભાગો સાથે 'હમાજોર' જાહેર કર્યે છિએ, તે આ અર્થે છે.

**મથાળે મેલેલા ફકરાનું શિક્ષણ, ઉદ્યોગી પ્રમાણિક જીંદગીનું બિદેહેશતપણું**—મથાળે મેલેલો ફકરો આપણને તરેહવાર સંબંધોમાં, યા તરેહવાર સંબંધો વચ્ચે, જીંદગી કેમ ગુજારવી, તે બાબે, અને તેવી રીતે જીંદગી ગુજારવાનું શું પરિણામ આવે તે બાબે, બરાબર ખ્યાલ આપેછે.

એ ફકરો કહેછે કે—

૧. જીંદગી પ્રમાણીકપણે ગુજારવી.

૨. જીંદગી ઉદ્યોગી રીતે ગુજારવી.

૩. જીંદગી એમ પ્રમાણીકપણે ગુજારવાનું પરિણામ આ કે તેમ કરવાથી આપણને કાંઇપણ જીઆન યા હાની યા નુકસાન પોહોંચતું નથી. તે નુકસાન નથી આ જેહાનમાં પોંહોંચતું, કે નથી બીજી જેહાનમાં પોંહોંચતું.

---

૧. "No man liveth to himself and no man dieth to himself."

૨. "The cease of Majesty dies not alone."

ગાથાના આ ફકરા માટે મરહુમ પ્રોફેસર દાર્મસ્ટેટેએ જે છુટો તરજુમો કર્યોછે, તે વધારે છુટથી વિચાર કરતાં બીજી રીતે દરૂસ્ત દિસેછે અને આ ફકરાની મતલબનો બીજી રીતે બરાબર ખ્યાલ આપેછે. તે તરજુમો કરેછે કે—

" Pour l' homme à la vie droite il n'y a pas de mort, ni pour le vaillant travailleur : elle n'est que pour les méchants."

( Le Zend Avesta. Vol. I, p. 216).

એટલે " પ્રમાણીક જીંદગી ગુજારનાર પુરૂષ માટે મરણ નથી; તેજ પ્રમાણે એક બહાદુર ઉદ્યોગી પુરૂષ માટે (મરણ) નથી; તે (મરણ) ફકત બુરા માણસો માટે છે."

દાર્મસ્ટેટે ગાથાના ઉપલા ફકરાનો આ મુજબ તરજુમો કરતાં તેના પેહેલવી તરજુમાનો આધાર લેછે અને રવાનના સંબંધમાં " અવાસિહિશ્નીઅ " એટલે 'નુકસાન' શબ્દને મોતને અર્થે લેછે. ત્યારે જીંદગીનો આ ખ્યાલ—કે પ્રમાણીક ઉદ્યોગી જીંદગી માટે કાંઇપણ નુકસાન નથી, મોત વટીક નથી તે—એક ભલાં માણસને મોત કાજે બિદેહેશત બનાવેછે. મોત શબ્દને આપણે અહિં બોહોલે અર્થે સમજવો જોઇએ, નહિ કે આ દુન્યાની પચાસ સો વર્ષની હૈયાતીના છેડાને અર્થે.

**ગાથાના ઊપલા ફકરા મુજબ 'મોત' એટલે શું અને 'અમરગી' એટલે શું ?**—ગાથાના આ ફકરાનો તેના પેહેલવી તરજુમાને આધારે પ્રો. દાર્મસ્ટેટેએ જે બોહોલો અર્થ કર્યોછે, તે 'મોત' અને 'મોતની ગેરહાજરી' એટલે 'અમરગી,' એ અગતના શબ્દોને આપણે કેવા બોહલા અર્થે સમજવા, તેનો ખ્યાલ આપેછે. " મોત " ને આપણે સાધારણ રીતે " જીંદગીનો છેડો " સમજીએ છિએ. 'અમરગી' થી આપણે જીંદગીનો " નહિ—છેડો " અથવા " કાયમી " યા " ચાલુપણું " સમજીએ છિએ. પણ ગાથાના ઉપલા ફકરાની મતલબે, અમરગી (immortality) તે એક પ્રકારનો જાથુકનો વધારો (progress) છે. યુનાની ફીલસુફ પ્લેટો (Plato) ના વિચારને મલતો એ વિચાર છે. પ્લેટો પ્રમાણે " ભવિષ્યની જીંદગીનો ખરો ખ્યાલ " વધારા યા (ચાલુ) કેળવણી " માં સમાયલો હતો. તે ભુંડા ઉપરથી ભલાં તરફ અને અજ્ઞાનપણા તરફથી જ્ઞાન તરફ વધારો હતો."[૧] ત્યારે 'મોત' તે જ્ઞાનના વધારાનો અટકાવ છે. 'મોત' તે ચાલુ કેળવણીનો અટકાવ છે; અમરગી તે વધારો છે. તે અજ્ઞાનપણામાંથી જ્ઞાનના માર્ગનો વધારો છે; તે બદી ઉપરથી નેકી તરફનો માર્ગ છે.

---

૧. The truest conception which one can form of a future life is a state of progress or education—a progress from evil to good, from ignorance to knowledge." (Selections from Plato, by Campbell).

આ મુજબ ત્યારે પ્રમાણીક અને ઉદ્યોગી માણસ માટે કોઇ જ્યાન યા નુકસાન નથી, કોઇ મૌત નથી, એટલેકે તેને માટે આ જીંદગીમાં તેમ કોઇ બીજી જીંદગીમાં પણ ચાલુ વધારો—જ્ઞાન અને નેકીનાં ખેતરમાં ચાલુ વધારો—સર્જેલોછે, જે વધારો તે એક પ્રકારની અમર્ગી છે. આ, જીંદગીનો ઉત્તમ ખ્યાલ છે. તે આપણુને ટેકવનાર, હિમ્મત આપનાર, ભલી આશા આપનાર ખ્યાલ છે.

**મૌત અને અમર્ગી આ જીંદગીથીજ શરૂ. એ વિચારનું ભાન આપનારા નેપોલીઅન બોનાપાર્ટના શબ્દો**—આ વિચાર મુજબ મૌત અને અમર્ગી એક પ્રકારે આ જીંદગીથીજ શરૂ થાયછે. અપ્રમાણીક અને આલસું જીંદગી ગુજારનાર માટે જાણે આ જીંદગીથીજ મૌત શરૂ થાયછે. પ્રમાણીક અને ઉદ્યોગી જીંદગી ગુજારનાર માટે આ જીંદગીથીજ અમર્ગી શરૂ થાયછે આ વિચાર આપણને નેપોલીઅન બોનાપાર્ટના પોતાના ભાઇ જેરોમને કહેલા સખુનોની યાદ આપેછે, જે તેણે પોતાની જીંદગી માટે સુચક શબ્દો (motto of life) તરીકે અખત્યાર કર્યા હતા. તેણે પોતાના ભાઇને એક વખત કહ્યું હતું કે "તું જવાન ઉમ્મરે મરણ પામે તો હું (એકબાગી) તે કબુલ રાખું. પણ તું લાંબો વખત સુધી, દેશને માટે કીર્તિ લાવવા વિના, દેશને ઉપયોગી નિવડયા વિના, તારી હૈયાતીની કાંઇપણ નિશાણી મેલી જવા વિના જીવે, તે મારે કબુલ નથી, કારણકે તે કાંઇ ખરેખર હૈયાત હોવા જેવું (યા ખરેખરી જીંદગી ગુજારવા જેવું) નથી."[૧] નેપોલીઅનની કહેવાની મતલબ આ, કે "લાંબી નીરોપ્યોગી જીંદગી કરતાં ટુંકી ઉદ્યોગી, ઉપયોગી અને ભલી જીંદગી બેહેતર."

નેપોલીઅનના આ શબ્દો, જાણે, આ બીજા શિખામણના શબ્દો, કે "બીજાઓને ઉપયોગી નિવડવાને માટે તમો પોતાને ખાલી કરી નાખો" (Empty yourself), તેનું બીજું રૂપ છે. તેમજ તે આ શબ્દો કે "માણસ-જાતની સેવામાં ગુમાવેલી જીંદગી તે જીંદગી મેળવવા બરાબર છે,"[૨] તેનું બીજું રૂપ છે. પેગામ્બર ક્રાઇસ્ટના આ ગુંચવણભર્યા દિસ્તા શબ્દો કે "જે પોતાનો જાન ખોહશે તે તેને બચાવશે."[૩] તેનું આ બીજું રૂપ છે.

ત્યારે મથાળે મેલેલા ફકરા ઉપરથી ઉપજતા ઉપર મુજબના વિચારો કે પોતાનો ચાલુ વધારો અને સુધારો શોધવો, તે સુચવેછે. આપણને જરથોસ્તી ધર્મનાં એક ખાસ લક્ષણ (characteristic), ઉપર લાવેછે. એ લક્ષણ, જે મરનારની યાદમાં આપણે

---

૧. Mourez jeune, j'y consens, mais non pas si vouz viviez sans gloire, sans utilité pour la patrie, sans laisser de trace de votre existence, car ce n'est pas avoir existé." ("Napolionic Studies," by Dr. J. Holland Rose, Preface p. VIII.)

૨. "A life lost in the service of humanity is the life gained,"

૩. "Whosoever will lose his life shall save it."

આજે ભેગા મળ્યા છિએ, તેવણુમાં તેવણુ સાથના આપણા સંબંધમાં આપણે વારે-ઘડીએ જોતા હતા. એ લક્ષણ જીંદગીનાં તરેહવાર કામોમાં જાણે તેવણુને ટેકવતું હતું.

**વધારાના ખ્યાલમાં બીજાંઓ કરતાં પોતા સાથ હરીફાઈનો વધુ ખ્યાલ. જર્મન શાહાનશાહે ગોએથેના શબ્દોની આપેલો યાદ**—આપણે જ્યારે, ઉપર જણાવ્યા મુજબ, વધારા બાબે, જ્ઞાન યા નીતિનાં ખેતરમાં વધારા બાબે બોલ્યે, કે જીંદગીમાં ચાલુ અને ચાલુ વધારો શોધવો, ત્યારે તે વધારા સાથે ખાખ્ખસુસ બીજાઓ સાથની હરીફાઇનો ખ્યાલ જોડાવો નહિ જોઇએ. અલબતે આ જીંદગી એક પ્રકારે હરીફાઇની જીંદગી છે. જીંદગીની સરતમાં જે દોરે તે ફાવે. પણ એવી હરીફાઇમાં ખાખ્ખસુસ બીજા ઉપર સરસાઇ મેળવવાના ખ્યાલ કરતાં આપણા પોતા ઉપર વધુ અને વધુ સરસાઇ મેલવવાનો વિચાર કરવો.

મને યાદ છે, કે એકાદ વખતે મારાં ભાષાણોની કોઇક કમીની સરસાઇ ઉપર મને મુબારકબાદી આપતાં, શેઠ ખરશેદજી કામાએ એક ભાષાણની સેવટે મને આ શબ્દોમાં મુબારકબાદી આપી હતી. "You excel yourself." આ એવણના શબ્દો ઘણા સુચક અને ભાવાર્થથી ભરપુર હતા. પેલી કહેવત, કે "જંગલ ગામમાં એરંદો પ્રધાન," તે પ્રમાણે, સરખામણી માટે કામનાં કોઇ ચોકસ ખેતરમાં કોઇ લાયકો પુરતી સંખ્યામાં નહિ હોય તો, બીજાઓ કરતાં થોડોક વધુ સરસ પુરૂષ, વધુ આગળ વધેલો ગણાય. તેવી સરસાઇમાં સંતોષ પકડનાર પુરૂષ, પોતા માટે ખોટાં ગુમાનમાં ગરૂર બની, અટકી પડવાનો સંભવ છે. પણ ઉપર જણાવેલી એક પ્રકારની સરસાઇ, યા, આગળ કહ્યું તેમ, અમર્ગી શોધનારે દર રોજે, દર માહે, દર સાલે, આગલા રોજ, માહ યા સાલ કરતાં વધુ સરસ થવાની કોશેશ કરવી જોઇએ. આ વિચાર પ્રમાણે હાલના જર્મન શાહાનશાહની શિખામણ ઘણી નેક દિસેછે. એ પાદશાહનાં કેટલાંક ભાષાણોના સંગ્રહમાં એક ભાષાણ, જે તેણે પોતાના દેશની એક "ટેકનીકલ સ્કુલ" માં કર્યું હતું, તેમાં તેણે આવી શિખામણ આપતાં પોતાના દેશના જગપ્રસિદ્ધ કવિ ગોએથે (Goethe) ના આ સખુનો યાદ કર્યા કે "કોઇએ બીજા સાથે સરખા થવું નહિ પણ સર્વએ એક સર્વથી ચહડતા સાથે બરાબરીઆ થવું. તે શિખામણ પ્રમાણે અમલ કેમ કરવો? દરેકે સંપુર્ણતાની ટોંચે પોંહોંચવાની કોશેશ કરવી."[૧]

**જરથોશ્તી ધર્મનું એક ખાસ લક્ષણ જીંદગીનો ભલો ખ્યાલ** (Optimism)—પેગામ્બર જરથોશ્તે શીખવેલાં દીનનાં કેટલાંક ખાસ લક્ષણો યા શિક્ષણો ઉપર રચાયલું એક લક્ષણ આ છે કે આપણ સર્વએ જીંદગીનો ભલો ખ્યાલ બાંધવો. આ જીંદગી અહુરમજ્દે તમોને આપીછે, તે સપાટી

---

૧. "Let none be equal to others, but all to the highest be equal. How shall this be? Let each strive to perfection himself." ("The German Emperor's speeches," translated by Louis Elkend, M. D., p. 174.)

ઉપરથી કોઇકવાર ગમે તેટલી ગુંચવણભરી દિસવા છતાં સેવટે સારાં કાજે છે. જીંદગીના અરસામાં વાદળાંઓ અવારનવાર ચહડી આવશે, પણ થોડા વખતમાં તેઓ ઉંધડી જઇ આકાશ પાછો પ્રકાશ આપશે. જ્યારે તે વાદળાં ઉંધડી નહિ જશે પણ વર્ષાદ, બરફ, કરાં વિગેરે રૂપમાં પડશે, ત્યારે તો તે સર્વ આપણા લાભ માટે છે. તોફાનો પણ થાઇ આવશે, પણ થોડા વખતમાં શાંતી થશે. તે તોફાનો પણ કેટલીક રીતે હવાને સ્વચ્છ કરેછે. આ મુજબ જીંદગીમાં સેવટે ઘણીક ભલાઇની આશા છે. કવિ બ્રાઉનીંગ એવી ભલી આશા રાખનારો સાએર હતો. તેના શબ્દોમાં કહીએ તો "અહુરમજ્દ આકાશમાં (રાજ્ય કરે) છે, તેથી આ દુન્યામાં સર્વ સારૂં છે.[૧] "જેબી કાંઇ બુરૂં દેખાયછે, તેનું પણ સેવટ ભલાંમાં આવશે."[૨]

**ખુદા એક ચીજ માફ નહિ કરશે. નીરાશી**—સર એડવીન આર્નલ્ડ "જીંદગીનાં રૂપો" (Aspects of Life), એવે નામનાં બર્મીંગહામનાં મીડલેન્ડ ઇન્સ્ટીટયુટ સનમુખનાં પોતાનાં ભાષણમાં, આપણી જીંદગીનો આશા આપનારો ખુશ ખ્યાલ લેતાં, મી૦ ફ્રેડરીક માયર્સ (Frederic Myres) ના આ સુંદર શબ્દોને વાજબી રીતે યાદ કરેછે કે "ખુદા આપણી સર્વ ખામીઓ માફ કરશે, સિવાય કે આપણી નીરાશા."[૩] આપણ સર્વએ, આપણી નાની કે મોટી જીંદગીમાં, થોડાં કે ઘણાં સંકટો યા દુઃખો જોયાં યા અનુભવ્યાં હશે; કેટલાક ચીંતાના કલાકો યા દાહાડાઓ અથવા મહિનાઓ વટીક પસાર કર્યા હશે; કોઇક તનની બીમારી યા મનનાં દુઃખો જોયાં હશે, કેટલીક દલદેશરી યા રંજ જોઇ હશે. તે સર્વ છતાં, આપણ સર્વ, જો આજે તે સર્વ ગઇગુજરી ઉપર વિચાર કરીશું, તો જોઇશું કે એવાં સંકટ, ચિંતા, દુઃખ યા રંજ વિગેરેના આપણે જેટલા કલાકો યા દિવસો યા મહિનાઓ પસાર કર્યા હશે તેનાં કરતાં તનમનનાં સુખના, શાંતીના વધારે પસાર કર્યા હશે. તે દાદારની શારીરિક દુન્યામાં આપણે કેટલુંક ખભરાયલું, ગંધીલું, મેલું અહીંતહીં જોયું હશે, તેનાં કરતાં સુંદર, સુગંધી, રળીઆમણું વધારે જોયું હશે. તોફાનના દાહડા જોયા હશે તેના કરતાં શાંત સુંદર દિવસો વધારે જોયા હશે. ઘણીક સુંદર સહવારો અને રળ્યામણી સાંજો, તે દાદારની ચશમ યા આંખ માફક ગણાતા આફતાબનાં સુંદર તલુ થવા સાથ અને તેવાજ સુંદર અસ્ત પામવા સાથ, જોઇ હશે. તેના રોશન માહાતાબે આપણને ઘણીક સુંદર રાત્રોએ ખુશ કર્યાં હશે. તેના ચકમકતા અને ચલકતા સેતારાઓએ, તેનાં બુલંદ આસ્માનને, જાણે હજારો, લખો અને કરોડો આંખોથી જોતા કરી, આપણને ખુશી કર્યાં

---

૧. "God's in his heaven
All's right with the world."

૨. "Somehow good will be the final goal of ill."

૩. "God will forgive us all but our despair" ("East and West" by Sir Edwin Arnold (1896) p. 29).

હશે. તેનાં પાણીનાં ભંડારો, જેવા કે મહાસાગરો, સરોવરો, નદી નાળાંઓ અને ઝહરાઓએ પોતાનાં હીલતાં અને નાચતાં કુદતાં પાણીથી આપણને મગન કર્યાં હશે. તેનાં બુલંદ પહાડો અને ઉંડી ખીણોના દેખાવે આપણ પાસે 'આફ્રીન' પોકરાવી હશે.

વળી આપણે કોઇક ભુંડાઓના સમાગમમાં આવી દલગીર થયા હોઇશું. પણ તે છતાં સરખામણીએ ઘણાક ભલાઓની ભલી સંગતથી રાજી થયા હોઇશું. આપણા વાહલાં માતપિતા, ભાઇ બેન, ધણી ધણીઆણી, ફરજંદો વિગેરેએ ઘર માહે આપણાં ઘરને ખુશ બનાવ્યું હશે. ઘર બાહેર ઘણાક મિત્રો, હમ-શેહેરીઓ અને હમદેશીઓએ પોતાના વિચાર, વચન અને કામથી આપણા માર્ગમાં, આપણી જીંદગીના માર્ગમાં, રોશની નાખી હશે. ટુંકમાં બોલિએ તો, આપણી જીંદગીમાં દર ૧૦૦ કલાકમાં જેટલા કલાકો ચિંતા, દુઃખ, વેદના યા એવી કોઇ મુશકેલી વચ્ચે પસાર થયા હશે, તે કરતાં વધુ રાહત, સુખ, આરામ યા એવી કોઇ આસાની વચ્ચે પસાર થયા હશે. ત્યારે અલબતે આપણને તે દાદારના શુક્રાના કરવાના ઘણા સબબો છે. તેથી એક આદમી, જો ખોદાએ આપેલી જીંદગીથી "નિરાશા" નો કોઇ પોકાર કરે, તો તે દાદાર તરફ જાણે નીરોપકારી બનવા બરાબર ગણાય.

આપણી "નેમો આઓંઘહામ" ની ચારે દિશાની નેમાજવાળી સુંદર બંદગી જે ઉપર જેમ હું તેનો વધુ વિચાર કરૂં છું તેમ વધુ મોહીત પડું છું, તે બંદગીમાં નામ દિધેલી ખુદાની સર્વ પેદાયશ—જગ્યા, શેહેરો, ખેતરો, પાણીના ભંડારો, ઝાડપાનો, સેતારાઓ, માહાતાબ, આફ્તાબ વિગેરે સર્વ પેદાયશ અને સેવટે આપણા માણસ ભાઇબંધો, નર અને નારીઓ—સર્વ, સર એડવીન આર્નલ્ડ કહેછે તેમ, આપણા સર્વ માટે તે દાદાર તરફથી ખુશીનો સુંદર પેગામ ( wholesome errand of joy ) લાવેછે.

**સંપૂર્ણતા બાબે વિચાર**—એક દિવસ મને યાદ છે, કે જ્યારે એક મિત્ર સાથે—તે કોણ મિત્ર હતા તે મને બરાબર યાદ નથી—વાત કરતાં આપણા મરહુમ મિત્ર, જેવણની યાદ માટે આપણે આજે ભેગા મલ્યા છિએ, તેવણે જોયું, કે તેવણનો એક દાંત પડી ગયો હતો. તે ઉપરથી તેવણ કેટલુંક શિખામણરૂપે, તેમજ એક મિત્ર તરીકે, હસમુખી રીતે વિવેચન કરવા લાગ્યા. તેવણના બોલવાની મતલબ આ પ્રકારની હતી: આ એક દાંત ગયો કે એક જાતની શરીરની સંપુર્ણતા, શરીરની ખુબસુરતી કમી થવાની નિશાણી થાઇ, અને તે સાથ "શક્તિનું ગુમ થવું" (loss of Power) થાયું. આ શબ્દો તેવણનાં પોતાના હું વાપરૂં છું. તેવણનો ખ્યાલ આ, કે આપણે બનતાં સુધી સંપુર્ણમાં સંપુર્ણ રેહવું. એક દાંતનું પડી જવું, એ પણ એક પ્રકારે શક્તિનું ગુમ થવું છે. તેમ નહિ બને તેમ આપણે કરવાની કોશેશ કરવી જોઇએ.

આપણામાં શરીરની સુંદરતા (beauty) ને ઘણી અગત્યતા આપીછે. આપણામાં સરોશને જેમ "તગી" અથવા "તખ્મહે" એટલે 'મજબુત' તેમ "હુરઓઘહે" એટલે "ખુબસુરત" કહ્યોછે. મજબુત તન સાથે ખુબસુરતી જોડાયલીછે. આવા વિચારથી આપણી બંદગીઓમાં તનની દરૂસ્તીને અગત આપીછે. આવાજ ખ્યાલથી, આપણા રેવાજ પ્રમાણે, એક ધર્મક્રિયા કરનાર આથોરનાન આખાં મજબુત શરીરવાળો હોવો જોઇએ, એવું જરૂરનું ધારવામાં આવ્યુંછે. શરીરના કોઇ ભાગો કાપેલા હોય અથવા ભાગેલા હોય, તે નાપસંદ કર્યુંછે. આડા દાંત એક પ્રકારે આપણામાં નબલાઇ ગણાઇછે. આપણા મરનાર મિત્ર આ વિચારમાં મજબુતી જોઇ હમેશાં તનની દરૂસ્તીને અગત આપતા. એ સબબે જ્યારે હું વિચાર કરૂંછું, કે એવણ આપણી કસરતશાળાઓ અને શરિરને કસનારી રમતગમતમાં લાભ લેતા, ત્યારે દિસેછે કે તેવણ એક પ્રકારે જરથોસ્તી શિક્ષણ પ્રમાણે કામ કરતા.

શરીરની સંપુર્ણતા (wholeness) શરીરને સુંદરતા (beauty) આપતું. આ મુજબ જાણે "સુંદરતા" અને "શક્તિ" (Beauty and Power) સરખાં હતાં. જે સંપુર્ણ અને સુંદર, તે શક્તિવાન. ગાયન, ચિત્રકળા, શિલ્પ શાસ્ત્ર જેવા હુનરો (arts), જેઓ ખુબસુરતીનો આપણને ખ્યાલ આપેછે, તેઓને અસલથી ધર્મ, ધાર્મીક ખાતાંઓ અને ધાર્મીક રેવાજો સાથે જે સંબંધ છે, તે આ સબબે છે. દાખલા તરીકે, ગાયનને માટે જે કહેછે કે "Music est la sœur de la religion" એટલે "ગાયન એ ધર્મની બેહેન છે," તે સુંદરતાના આવા ખ્યાલને સબબે છે.

**મરનારને નામે સેવટની દુઆ**—મરનારને માટે બે ભલા વિચારો તે દાદારને દ્વારે પોંહોંચાડી, આજે મારો વિષય તમામ કરતાં, હું હાલના જર્મન શાહાનશાહ, જેને મેં આજે આપણા મરહુમ ભલા મિત્રના થોડાક શબ્દોને મલતા શબ્દો કાજે યાદ કર્યોછે, તેના શબ્દોમાં, તમોને દુઆ દઇ મારૂં બોલવું ખતમ કરીશ. આપણામાં લગન વેળાએ આશીર્વાદની દુઆઓમાં ગુજરેલા મહાન નરો, અને પાદશાહ પેહેલવાનોને નામે દુઆ ગુજારવામાં આવેછે, તે પ્રમાણે આ શાહાનશાહે, પોતાની બેહેનનાં લગન વેળા, તેણીને ગુજરેલાંઓને નામે દુઆ દીધી હતી, કે "ગુજરેલાંઓનાં આશિર્વાદ તમો ઉપર ઉતરો."[૧] આવા શબ્દોમાં હું તમોને દુઆ દઇશ કે "આપણા મરનાર મિત્ર શેઠ ખરશેદજી કામાના આશિર્વાદ તમો સર્વ ઉપર ઉતરો." તે આશિર્વાદમાં જે સદગુણોને આપણે આજે ખાસ યાદ કર્યાછે તે સદગુણો સમાયછે. ત્યારે હું દુઆ દઇશ કે "તમો સર્વ તેવણનાં મુબારક નામની, તેવણનાં કામની યાદ કરીને, હોવ તેના કરતાં વધુ પ્રમાણીક, હોવ તેનાં કરતાં વધુ ઉદ્યોગી બનો."

૧. "May the blessing of the departed rest upon you" (The German Emperor's speeches" by Dr. Elkend p. 269.)"



# ખરી ધાર્મિક જીંદગી.[1]



**આજનો અવસર—તેને અનુસરતી દુઆ ગુજારો—આજે આપણે** આપણા મરહુમ મિત્ર શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની ૬)ઠી બાજના અવસરે—અથવા તેવણ કોઇ વખતે બોલતા હતા તેમ બોલ્યે તો તેવણુની કોઇ બીજી દુનિયાની યા હાલતની ૬)ઠી સાલગીરીએ—તેવણુની યાદ કરવાને ભેગા મલ્યા છિએ. એવણુની બાજના આજના જેવા પેહેલા ચાર અવસરો ઉપર મેં આવા મેળાવડામાં એવણુની જીંદગીપરથી મલતા ધડા યા ઉપજતા વિચારો બાબે થોડુંક વિવેચન કર્યું હતું. એક વર્ષના ગાળા બાદ આજે ફરીથી તમો સનમુખ થોડાક કમીના વિચારો રજુ કરવાને હું ઉભો છું. જેવી ખરી ભલી જીંદગી એવણ ગુજારતા હતા તેવી જીંદગી બાબે, કોઇક વિચારનારાઓએ જે વિચારો જણાવ્યાછે તે વિચારો રજુ કરવાને, તેમ મને સુજતા કોઇક કમીના વિચારો રજુ કરવાને, હું આજે ઉભો છું. શરૂઆતમાં મેં બીજા આથોરનાન ભાઇઓ સાથે, બાજનાં જશનની, અથવા આપણા બીજા પુરાણા શબ્દોમાં કહું તો, ય્યજ્દની, જે ક્રિયા કરી છે, તે ક્રિયાનાં ભણતરની શરૂઆતના શબ્દો ભણું છું, કે તમો ભેગા મલેલા સાહેબો તે દુઆ ગુજારીમાં શામેલ થાઓ.

ગોર્જે ખોરેહે અવજ્નયાદ. હન ક્ષ્નુમને અહાફ્રવંશ બેરસાદ, નીરંગ પીરોજગર બાદ. ખોરેહે મેહદીને માજદયસ્નાન રવા બાદ અંદર હફ્ત કેશ્વર. નામચેસ્તી હાતર અંદર કામ બાદ. હસ્ત શેહેરસ્તાન અંદર હુમાએ શેહેરસ્તાન, પોરી, પીરોજી, શાદી ઓ રામશની. રવાન ખોરેહ ખોજસ્તે અવજુન બાદ. અવજુનતર બાદ. ખોરેહ ખોજસ્તે બાદ. હન ક્ષ્નુમન અહાફ્રવંશ બેરસાદ. કેરા ગાહ રોજ શેહેર્યારી, એશ યજશને કર્દ હોમ. દરુન યસ્તે હોમ. મ્યજદ હમીરાહનમ. યો કર્દેહા પ ગંજે દાદાર અહુરમજદ રયોમંદ ખોરેહમંદ અમેશાસ્પંદાન બેરસાદ. અઓજ જોર નીરૂ તગી અમાવંદી પીરોજગરી હન ક્ષ્નુમને અહાફ્રવંશ બેરસાદ. અજ હમા પદીરફતાર બાદ. એમારા પનાહી કેર્દાર, નીકી અંદાખ્તાર, અનાઇ પતચાર દુર અવાજ-દાશ્તાર, અયાફ્ત-ખાહ બાદ. કેરા દીગર મપજદ હજાર મર્દ મ્યજદ સાએમ સાખ્તમ. એમારા કમ-રંજતર આશાન્તર. અહની કર્દે યક અજ મા હજાર પદીરફતાર બાદ. નામચેસ્તી અનુશેહ રવાન રવાની. બેહેદીન ખોર્શેદ બેહેદીન રૂસ્તમ અએદર યાદ બાદ અનુશે રવાન રવાની.

**અર્થ**—રોશન ખોરેહની વૃદ્ધી થજો. આ ખુશનુદી અશો ફરોહરોને પહોંચજો. આ ક્રિયા ફતેહમંદ થજો. ભલી માજદયસ્નની દીનનું ખોરેહ હફ્ત

---

૧. આ બાબત ઉપર શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની ૬)ઠી બાજને દીને, રોજ ૧૨ મો માહ ૧૨ મો સને ૧૨૮૪, તા૦ ૧૯ મી ઑગસ્ટ ૧૯૧૫ ને વાર બ્રુહસ્પતને દીને, સાંજે ૬—૧૫ ને અમલે, બાજનાં જશન બાદ, રાહનુમાએ માજદયસ્નાન સભા મારફતે એક જાહેર વાએજ આપી હતી.

ફેરૂવર જમીનમાં ફેલાજો. સઘલાઓ નામ બનામ મોરાદે પહોંચો. શેહેરોમાં જે મુંબઇ શેહેર છે, તેમાં આબાદી, ફીરોજી, શાદી, અને રામશની હોજો. રવાનોનું મુબારક ખોરેહ જીઆદે થજો, વધારે જીઆદે થજો. ખોરેહ મુબારક થજો. આ ખુશનુદી અશો ફરોહરોને પહોંચજો. જેઓનો (આજે) વખત, રોજ અને હકુમત છે તેઓની મેં આરાધના કીધીછે, દરૂન ઇજ્યાછે અને મ્યજ્દ કરૂંછું. એ સઘળું કીધેલું રયોમંદ અને ખોરેમંદ દાદાર ઓહરમજ્દના ખજાનાઓમાં અને અમશાસ્પંદોને પહોંચજો. આ (ક્રિયા) નું કૌવત, જોર, મજબુતી, શક્તિ, હિમ્મત અને ફતેહ, અશો ફરોહરોની ખુશનુદી માટે પહોંચજો. હમો સઘળાઓ તરફથી (દાદાર ઓહરમજ્દ) ને એ કબુલ થજો. (તે સાહેબ) અમારૂં રક્ષણ કરનાર, નેકીનો આપનાર, હલાકી અને મુશ્કેલી દુર અને દફે કરનાર અને મોરાદો બક્ષનાર થાઓ. બીજા કોઇ મ્યજ્દ કરે, હજાર મરદો મ્યજ્દ કરે તેમ, બની શકે તેમ, મેં કીધીછે. અમારી રંજ કમી થાઓ અને આસાન થાઓ. અમારી નેક મ્યજ્દ હજારો મ્યજ્દની માફક કબુલ થાઓ. નામ બનામ અનોશે રવાનવાળાં રવાનોની અહીં યાદ હોજો. અનોશે રવાનવાળા બેહેદીન ખોર્શેદ બેહેદીન રૂસ્તમનાં રવાનની અહીં યાદ હોજો.

**આજે કરેલી મ્યજ્દ—મ્યજ્દ કરવી એટલે શું ?**—આજે શેઠ ખ. રૂ. કામાની ૬) ઠાં વર્ષની બાજના અવસરે આપણે શા કાજે ભેગા મળ્યા છીએ ? આપણે તેવણની નઇઅતે મ્યજ્દ કરવાને ભેગા મળ્યા છિએ. આપણી શરૂ-આતની દુઆમાં આપણે કહ્યું કે "ફેરા ગાહ રોજ શેહેર્યારી ખેશ યજ્નને કર્દ હોમ દરૂન યશ્તે હોમ મ્યજ્દ હમીરાઇનમ" એટલે "જેવણના આજે વખત, રોજ અને હકુમત છે, તેવણની મેં આરાધના કીધીછે. દરૂન ઇંજ્યાછે અને મ્યજ્દ કરૂંછું." વળી આપણે ભણ્યા કે "ફેરા દિગર મ્યજ્દ હજાર મર્દ મ્યજ્દ સાખ્તેમ સાખ્તમ" એટલે "બીજા કોઇ મ્યજ્દ કરે, હજાર મરદો મ્યજ્દ કરે તેમ મેં બની શકે તેમ કીધીછે." આપણે વધુ ભણ્યા કે "અઇની કર્દે યક અજ મા હજાર પદીરફતાર બાદ," એટલે "અમારી એક (મ્યજ્દ) હજારો મ્યજ્દની માફક કબુલ થાઓ." આફ્રીનગાન કરતાં શરૂઆતમાં ભણવાનાં ભણતરના આ સર્વ ફકરા પ્રમાણે, આપણે આજે આપણા મરહુમ મિત્રની નઇઅતે મ્યજ્દ કરવાને ભેગા મળ્યા છિએ. આગલા વખતમાં અને હાલમાં પણ, નોસારી જેવા પુરાણા કસ્બામાં, "મ્યજ્દ" શબ્દ તેના ખાસ ( technical ) અર્થે વપરાયછે; અને કોઇને ત્યાં બાજ યા તેહેવારને દિવસે જશનમાં જવા માટે બોલવું હોય તો બોલવામાં આવેછે કે "આજે ફલાણે ઠેકાણે મ્યજ્દ છે" અથવા "આજે ફલાણાને ત્યાં મ્યજ્દે જવું છે."

આ મ્યજ્દ શબ્દ ઉપરથી આપણો અપભ્રંશ થયલો "મેજ" શબ્દ છે. આપણે હાલમાં ભણાયલા મેવા યા ફલફલાદી માટે મેજ શબ્દ વાપડીએ છિએ.

મ્યજ્દ શબ્દ એક યા બીજાં રૂપે કેટલીક ભાષાઓમાં મલેછે. ખ્રીસ્તીઓમાં જે માસ (mass) ની ક્રિયા છે, તે ક્રિયાનો 'માસ' શબ્દ આપણા "મ્યજ્દ" શબ્દને મલતો ધારવામાં આવેછે. એ અંગ્રેજી 'માસ' શબ્દના ધાતુ બાબે મતફેર છે. કોઇ કહેછે કે અસલમાં એક ધર્મક્રિયા, જેમાં ધર્મના મુળતત્વો શિખનારાઓ યા જાણનારાઓ (catechumen) પણ હાજર થતા, તેને missa catechumenorum કહેતા, સબબ કે તેની સેવટે તે શીખાઉઓને કહેવામાં આવતું કે: Ite missa est (go, it is dismissed) એટલે "હવે જાઓ. (તમારી બંદગીનું કામ) ખલાસ થયુંછે." એઓ જવા પછી બીજી એક અગતની ક્રિયા (communion service) કરવામાં આવતી. ત્યારે ઉપલા વાક્યમાંના 'missa' (dismissed એટલે ખલાસ) શબ્દ ઉપરથી એ ક્રિયા માટેનો 'માસ' શબ્દ ઉત્પન્ન થાયો.

બીજાઓ કહેછે કે ખ્રિસ્તિ ધર્મની આગમચનો એ શબ્દ છે અને તેનો, અંગ્રેજી 'મીટ' (meat) એટલે ગોશ્ત શબ્દ સાથે સંબંધ છે; અને તેનો અર્થ "ગોશ્તનું બળિદાન" (meat offering) થાયછે. ખ્રિસ્તિઓની માસની ક્રિયામાં પવિત્ર રોતી (sacred bread) અને શરાબ (wine) અર્પણ કરવામાં આવેછે; તે રેવાજ ખ્રિસ્તિઓએ અસલી બીજી પુરાણી પ્રજાઓથી, અને તેઓમાં યુનાનીઓથી, લીધોછે. પુરાણી Eleusian mysteries ને નામની ક્રિયા સાથ એનો સંબંધ કહેવાયછે. આ પાછલો ખુલાસો કરનારાઓ એ 'માસ' શબ્દને meat ને અર્થે લેછે અને કહેછે કે પુરાણા જર્મન (Old high German) માં ગોશ્ત (meat) માટેનો શબ્દ માઝ (maz) હતો અને ગોથીક (Gothic) માં malz હતો. સંસ્કૃત, પાલી, મરાઠી વીગેરેમાં ગોશ્ત માટે જે 'માશ' શબ્દ છે, તેને મલતોજ એઓ ઉપલો અંગ્રેજી ક્રિયાનો "માસ" શબ્દ લેછે. એઓ અંગ્રેજી, શબ્દ મેસેકર (massacre) ને એજ શબ્દ ઉપરથી 'માસખાઉ (માસ ખાનાર), ને મલતો લેછે. મેસેકર શબ્દનો અસલ ધાતુ metzgern=to kill cattle થાયછે. તે પ્રમાણે એ શબ્દનો અસલ અર્થ "the killing of animals for sacrifice" હતો. પાછળથી બેદરકારીથી માણસનો ધાત કરવાને અર્થે વપડાવા લાગ્યો. ત્યારે "માસ" શબ્દનો અર્થ, પેહેલે, "માસનો યાને જાનવરનો ભોગ આપવો," એમ થયો. પાછળથી માસ યા ગોશ્તનીજ નહિ પણ કોઇપણ ચીજ અર્પણ કરવા માટે એ શબ્દ વપરાયો. પછી લેટીનમાં mensa શબ્દ ટેબલ (table) ને માટે અથવા ટેબલ ઉપર મેલાયલા ખોરાકને માટે વપરાયો. ગુજરાતી શબ્દ 'મેજ' જે ટેબલને અર્થે વપરાયછે તે આ અર્થે છે. પછી એ શબ્દ વાણી (course) ને અર્થે પણ વપરાયો, જેમ કે second mensa (second course) એટલે બીજી વાણી. અંગ્રેજી શબ્દ to mess એટલે ખાનું લેવું (to mess together) અને ખાનું લેવાની જગ્યા (mess) પણ એ ઉપરથી છે.

પણ એ સર્વ ધાતુઓ અને અર્થોની બાબતમાં દાખલ થવા વિના, આપણે આપણા મ્યજ્દ શબ્દનો જે અર્થ, તેના ધાતુ પ્રમાણે, જોઇએ છિએ તે આ છે, કે 'મ્યજ્દ' એટલે "ક્રિયામાં અર્પણ કરવાની ચીજ" (ધાતુ મિદ એટલે આપવું; અંગ્રેજી to mete out). એ સમજ મુજબ ત્યારે આજે આપણે મરનારની નૈયતે મ્યજ્દ કરવાને ભેગા મળ્યા છિએ; એટલે આપણે આપણા પુરાણા રેવાજ પ્રમાણે, તે દાદારની સુંદર નેઆમતો, ફુલફલ, પાણી, આતશ, તે દાદાર હજુર, આપણા કમિના હદયા તરીકે, ધરી તે દાદારની બંદગી કરીછે, તેની સ્તુતિ કરીછે, તેના અમેશાસ્પંદોને યાદ કર્યાછે, તેનાં અશો ફરોહરોને યાદ કર્યાંછે, અને તેમાં ખાસ કરીને આપણા મરહુમ મિત્ર, જેવણની યાદ માટે આપણે ભેગા મળ્યા છિએ, તેવણનાં અશો ફરોહરને યાદ કર્યુંછે. તે દાદારે આપણને બખ્શેલી નેઆમતો ઉપર જણાવવા મુજબની યાદમાં આપણે અર્પણ કરીછે. પણ તે પુરતું નથી. એ સાથે આપણને આપણા મરહુમ મિત્રને યાદ કરી, તેવણની ભલી ઉદ્યોગી ઉપયોગી નેક જીંદગીને યાદ કરી, બીજું પણ અર્પણ કરવાનું છે. તે જો આપણે અર્પણ કર્યે નહિ, તો આપણી આજની મ્યજ્દ બરાબર નહિ ગણાય, બરહક નહિ ગણાય, સંપુર્ણ નહિ ગણાય.

**મ્યજ્દ અર્પણ કરવા સાથે ખરી યા ભલી જીંદગી અર્પણ કરવી**— આપણે આજે, તે દાદારે આપણને બખ્શેલી નેઆમતો, તે દાદારની, તેનાં અમેશાસપંદોની અને અશો ફરોહરોની, અને ખાસ કરીને તે મરનાર, જેવણનાં માનમાં આપણે ભેગા મળ્યા છિએ, તેવણનાં અશો ફરોહરની યાદમાં અર્પણ કીધીછે. આ સર્વ આપણી દીન અને આપણા વડીલોના રૂડા રેવાજે ફર્માવવા મુજબ બરહક છે. પણ તે કાંઇ મુસ્કેલ કામ હતું નહિ અને મુસ્કેલ કામ છે નહિ. મરનારના બે પાંચ મિત્રોએ બે પાંચ રૂપીઆ એકઠા કરી આ ભલું કામ કીધુંછે, પણ તે કાંઇ આજનું મોટું કામ નથી. આજના અવસર માટે તે પુરતું કામ નથી, ખાસ કરી મરનાર જેવા વિચારવાળા ગ્રહસ્થની યાદ માટે તે પુરતું કામ નથી. તેવણ અલબતે આવી ક્રિયાને ઘટતું માન આપતા હતા. એવા કોઇક અવસરે તે અવસરનો ગંભીર ખ્યાલ બાંધી, હમેશના પોષાકથી જુદા સફેદ પોષાકમાં, એટલે સફેદ દગલીપર, તેવણ હાજર થતા. પણ તે સાથે તેવણ પોતે વધુ કરતા હતા અને વધુની આશા રાખતા હતા. તેવણ પોતે જે વધુ કરતા તે આ કે જે મરનારોની બાજમાં એવણ જતા તે મરનારોની જીંદગી ઉપરથી એવણ ધડો લેતા અને બીજાઓ લે તેવી આશા રાખતા હતા. તેવણ મ્યજ્દ સાથે પોતાના ભલા વિચારો તે મરનારની નઇઅતે અર્પણ કરતા. આપણે પણ ત્યારે આજે તેમ કરવાનું છે. મ્યજ્દ સાથે આપણે પણ થોડાક ભલા વિચારનો હદયો તેવણની યાદમાં રજુ કરવાનો છે. આપણે આફ્રીનગાનનાં ઉપર ભણેલાં ભણતરમાં ભણ્યા છિએ કે "યજ્શ્નેચ હોમ," એટલે "મરતારની યજશ્નને યાને આરાધના આપણે કરીછે," પણ

એવી યજ્‌શ્નને યા આરાધના યજ્‌શ્નને નામનાં આપણાં ભણતરથી થાયછે, એટલુંજ નહિ, પણ આપણા પોતાના ભલા વિચારથી પણ થાયછે. અહુનવર ગાથાના અતવક્ષ્યા નામના હાની પેહેલવી સરેહમાં નીચે પ્રમાણે કહેછે :—

**પેહેલવી**—"મુન હુ-મીનીદાર યઝન આહલાયશ. જશ્રીચ મુન મિનદવમ ઇ ક્રાઇનો મીનિદ અશ કેર્ફે યજશ્ને ઇ મઝ પેહલુનીત (યજશ્નેનો હા ૩૦, "અતના વક્ષ્યા" ના ૧ લા ફકરાનું પેહેલવી.)

**અર્થ**—જે કોઇ ભલું વિચારનાર (છે તે) અશોઇથી (વિચાર કરેછે). તે ધણી જે ભલી ચીજનો વિચાર કરેછે તેને (જાણે) મોટી યજ્‌શ્નને (કીધી હોય તેમ તે) નો સવાબ મલેછે.

આજે ત્યારે અ્મજ્‌દ અર્પણ કરવા સાથે આપણે ખરી જીંદગી ગુજારવા કાજેના થોડાક ભલા વિચારો (હુ-મીનશ્નને) મરનારની ભલી યાદમાં અર્પણ કરીશું. આપણે મરનારની યાદ ઉપરથી ઘણાક ભલા વિચારો યાદ કરી શકયે. આપણને જે એક સામાન્ય વિચાર મરનાર ઉપરથી આવેછે, તે આ, કે તેવણે જેને આપણે "ખરી ધાર્મિક જીંદગી" કહીએ, તેવી જીંદગી ગુજારી હતી.

**ખરી ધાર્મિક જીંદગી તે શું ?**—એક ખરી ધાર્મિક જીંદગી તે, કે જે નીચલાં ત્રણ તત્વો સમાવતી હોય યા તે ઉપર અમલ કરતી હોય—

૧. તે એક ચહડતી શક્તિ ઉપર ઇતબાર (Dependence upon a Higher Power) ધરાવતી હોય.

૨. પોતાની આજુબાજુનાંઓ સાથનો સંબંધ (relationship) સંપુર્ણ રીતે જાળવતી હોય.

૩. તે આવો ઇતબાર ધરાવેછે અને આવા ભલા સંબંધો જાળવેછે, તેની ગવાહી પોતે જાહેર (manifest) કરતી હોય. તે એવી ગવાહી ત્રણ રીતે આપી શકે :—

(ક) પોતાની વર્તણુક (character) થી.

(ખ) વૃદ્ધી માટેની પોતાની લાયકાત (capacity for growth) દેખાડીને.

(ગ) આજુબાજુના સંબંધોને અનુકુલ થઇને (in response to environment).

**૧ ધાર્મિક જીંદગી માટે પેહેલું તત્વ. એક ચહડતી શક્તિ (અહુરમજ્‌દ) ઉપર ઇતબાર**—જીંદગી તો સર્વ પ્રાણીઓ ગુજારેછે. જાનવરો પણ ગુજારેછે. માણસો જીંદગી ગુજારેછે તે જુદી જુદી રીતે ગુજારેછે. કેટલાકો

જીંદગી એવી રીતે ગુજારેછે કે તેવી જીંદગી જાનવરોની જીંદગી કરતાં ઘણી ચહડતી નહિ ગણાય. જીંદગી જીંદગી વચ્ચે ફરક છે. એક ખરો ધાર્મિક માણસ ખરી ધાર્મિક જીંદગી ગુજારેછે. ખરી ધાર્મિક જીંદગી કુદરતના સર્વ ભાગો સાથેના સંબંધો બરાબર જાળવી, તે પ્રમાણે જીંદગી ગુજારવામાં સમાયછે. જો કુદરતમાં તે કુદરતના ખાવીંદ અહુરમજ્દને પણ ગણીએ, જો કુદરતમાં આપણ પોતાને પણ ગણીએ, તો કુદરતના સર્વ ભાગો સાથના સંબંધમાં દાદાર અહુરમજ્દ, તેની પેદાયશ, અને તે પેદાયશના એક ભાગ તરીકે આપણ પોતે આવીએ છિએ. એટલે ત્યારે "ખરી ધાર્મિક જીંદગી" ગુજારવા કાજે આપણે આપણા દાદાર તરફની આપણી ફરજો, આપણી આજુબાજુનાં સર્વ તરફની આપણી ફરજો અને આપણ પોતા તરફની ફરજો આપણે બજાવવી જોઇએ.

અહુરમજ્દ સાથનો સંબંધ, તેની પિછાન, તેના તરફની ફરજ, તેના ઉપરનો ઇતબાર, એ સર્વ એક મોટો વિષય છે, જેમાં આપણે ઘણી વિગતે દાખલ થઇશું નહિ. એ બાબતપર આગળ, આપણે કોઇક અવસરો ઉપર, કેટલોક વિચાર કર્યોછે. આજે આપણ એટલુંજ ટુંકમાં કહીશું કે ખરી ધાર્મિક જીંદગી કાજે અહુરમજ્દ સાથના સંબંધમાં જે મુખ્ય છે, તે તે સાહેબ તરફની ફીદાગીરી છે, કે તે સાહેબ સર્વ ભલું કરનાર છે, સર્વ નેયામત તેનાથી છે, સર્વમાં તેનો હાથ છે. એવા વિચાર માટેના આપણા અવસ્તાના સુંદર શબ્દો આ છે કેઃ—

"અહુરાઇ મજ્દાઇ વીસ્પા વોહૂ ચિનહ્મી." (યજ્સ્ને હા. ૧૨, ફ. ૮.)

એટલે "સર્વ નેઆમતો અહુરમજ્દને હું લાગુ પાડુંછું." એને મલતા લાટીનના કેહેવત સમાન શબ્દો આ છેઃ—

Omne bonum Dei donum *i. e.* Every good thing is the gift of God, અથવા Omne bonum desuper *i. e.* All good is from above.

જીંદગીમાં સર્વ ખુદા તરફથી છે, એવા ખુદા માટેની ફીદાગીરીના આશાવંતા ખ્યાલથી એક માણસ સર્વ સાથ સાદાઇથી ભેલાયછે. તે ભલા કે ભુંડા સર્વ સાથે ભેલાયછે. તે ભલા સાથે તેની ભલાઇની કદરશનાશી સાથે અને તેથી લાભ મેલવવા કાજે ભેલાયછે; અને ભુંડા સાથે તેને ભલો કરવા કાજે, તેનાં ભલાં માટે આશા રાખી તેને સુધારવા કાજે ભેલાયછે. આપણા મરનાર ભલા મિત્ર આવા ખ્યાલોથી સર્વ સાથ ભેલાનાર પુરૂષ હતા.

**અહુરમજ્દને ખાતર ભલા સાથે સંબંધ**—અહુરમજ્દ સાથ સારો સંબંધ જાળવી રાખનાર અને તેમ સારો સંબંધ જાળવી ખરી જીંદગી ગુજારનાર, પેહેલે, ભલાઓ સાથે ભેલાવાની, તેઓને રાજી રાખવાની, તેઓને ભલાઇમાં ઉત્તેજન આપવાની કાલજી રાખેછે. એવો આદમી, જે ભલાં માણસોને રાજી

રાખવાની કોશેશ કરેછે, તેથી ગોયા ખુદા ખુશી છે. આપણામાં લાયક અશો મરદોને આશોદાદ આપવાનું પુણ્ય ગણ્યુંછે, તે આ વિચારે છે.

રેવાયતે શાપુર આસામાં એક જગ્યાએ વાજબી રીતે કહ્યું છે કે "તે ધણી કે જેનીથી અશો મરદ ખુશનુદ તેનીથી ઓરમજ્દ ખુશનુદ." (હર કસ કે મર્દે અશો અજ્ ઉ ખુશનુદ ઓરમજ્દ અજ્ ઉ ખુશ્નુદ.)[૧]

**અહુરમજ્દને ખાતર ભુંડા સાથે સંબંધ, તેઓની રાહનુમાઈ—** ખરી જીંદગી ગુજારવા માંગનાર એક ડાહ્યો પુરૂષ ફક્ત ભલાઓનીજ સંગત કરેછે એમ નહિ, પણ ભુંડાઓ સાથે પણ ભેલાયછે, કે તેમ ભેલાઇ તેઓની ભુંડાઇ છોડાવે. અંહી "ભલા ભુંડા" શબ્દોને આપણે જરા બોહોલે અર્થે લેઇશું. ભુંડા એટલે કે ખાખસુસ કોઇ બુરે માર્ગે ચાલનારા એમ સમજવું નહિ, જોકે અલબતે એવાઓ એ વર્ગમાં આવે. પણ સાથે સાથે ગ્નાન, મોટાઇ વિગેરેમાં આપણાથી ઉતરતા હોય તે પણ સમજવા. તેવા સર્વ સાથે ભેલાઇ તેઓની ભુંડાઇ હોય તે તજાવવી; તેઓમાં ગ્નાનનો અંધકાર હોય તે દૂર કરવો; મનની મોટાઇમાં કોતાહ હોય યાને સાંકડું મન ધરાવતા હોય તેઓને મોટાં મનના બનાવવા; એ સર્વ એક ખરી જીંદગી ગુજારનાર માટે જરૂરનું છે. રાહનુમાઇ, કોઇપણ પ્રકારની રાહનુમાઇ, ધર્મ, સંસાર, વેપાર, વેહેવાર એ સર્વમાં રાહનુમાઇ કરવી, એ તેનું કામ છે.

**રાહનુમાઈ કાજે ભલા બનવા માટે આઈને અકબરીના શબ્દો—** રાહનુમાઇ કરવા માગનારાઓ માટે આઇને અકબરીમાં સુંદર શિખામણ છે. ત્યાં કહેછે કે બીજાઓની રાહનુમાઇ કરવાનો દમ (યાને શક્તિ) મારામાં હું પોતે સચ્ચાઇની હાલતે (રસીદગી) પોંહચું તેની આગમચ કેમ આવે? (મારા ચે ગુને રસદ પીશ અજ્ રસીદગી દમે રેહનુમાઇ જ્દન.)[૨]

આ શબ્દો આપણને શિખાડેછે કે રાહનુમાઇ કરવા કાજે પેહેલે આપણે પોતે 'રાહ' ઉપર ચાલવું જોઇએ અને ખરા રાહથી વાકેફગાર થવું જોઇએ. આપણા મરહુમ મિત્ર, પોતાની નીષ્કલંક જીંદગીથી, એમ ખરી રાહનુમાઇ કરવાને લાયક હતા. કદાચ ગ્નાનની બાબતની એવણની રાહનુમાઇ બાબે મતફેર હોય, પણ નીતિમાન જીંદગીના સંબંધમાં એવણ એક નમુનેદાર રાહનુમાઇ હતા.

**રાહનુમાઈનો સામાન્ય માર્ગ. મતફેરીનો ત્યાગ—** રાહનુમાઇ કરવામાં એવણ સામાન્ય મુખ્ય માર્ગ શોધતા હતા, અને તે માર્ગમાં આગળ વધવાને

---

૧. [illegible]
(નૌસારીની દસ્તુર મેહેરજીરાણા લાઈબ્રેરીની નકલ પા. ૨૦૨.)

૨. مارا چه گونه رسد پیش از رسیدگی دم رهنمای زدن.
(Blochmann's Ain-i-Akbari, Vol, I, p. 165.)

અને સર્વને વધારવાને પોતાની સંફ્માં—એક સામાન્ય સંફ્માં—બીજાઓને ખેંચતા. તેવણ જાણતા હતા કે અનેક માર્ગે ચાલનારાઓ પણ તે પોહોલા માર્ગના જુદા જુદા ભાગો ઉપર ચાલે, જે ભાગોમાંનો કોઇ, કોઇને સપાત દિસે તો કોઇને ખળડાયલો દિસે; પણ જ્યાંસુધી તેઓ પાછળ હઠતા નથી પણ આગળ ચાલેછે ત્યાંસુધી તેઓની ચાલ દરૂસ્ત છે. એક વિદ્વાનના આ નીચલા સુંદર શબ્દો જાણે રાહનુમાઇના સામાન્ય માર્ગ—વધારા ( progress )—માં બીજાઓને ખેંચવા માટે અગતના શબ્દો છે :—

"જે પ્રમાણે કે જંગલમાંનાં ઝાડનું દરેક પાદડું બીજાં દરેક પાદડાંથી છુટું પડે છે તે પ્રમાણે દરેક ઉત્કંઠિત પુરૂષનો સ્વિકૃત ધર્મ બીજાં દરેક ઉત્કંઠિત પુરૂષનાં સ્વિકૃત ધર્મથી છુટો પડેછે."[1]

આપણો વધારો, આપણો જાતી વધારો કે કોમી વધારો ( progress ) જોકે સર્વની નેમ હોય, તોપણ તે છતાં, તેના માર્ગમાં કોઇ કોઇ છુટા પડે. પણ તેવા પ્રમાણીક છુટા પડનારાઓ, છુટા પડવા છતાં, સવાબકાર માર્ગે ચાલનારા ગણાવા જોઇએ: એવો મોટાં મનનો છુટો સહનશીલતાનો વિચાર એવણ ધરાવતા હતા.

**૨. ખરી ધાર્મિક જીંદગી માટેનું બીજું તત્વ. આજુબાજુનાંઓ સાથનો સંબંધ**—ખરી ધાર્મિક જીંદગીનાં મુખ્ય તત્વોમાં ખુદા ઉપરના ઇતબાર પછી, આપણી આજુબાજુનાંઓ—આપણી પતેતના શબ્દોમાં બોલ્યે તો, પેદ, માદ, બ્રાહર, બેરાદ, જન, ફરજંદ, શોએ સાલાર, ખેશ નજદીક, હમ ગેઆનીઆં, હમ ખાસ્તગાં, હમ સાએગાં, હમ શેહર્યાં, ઇર્માનીઆં (હાથ હેઠળનાં)—તરફની ફરજો આવેછે. એક લખનાર કહેછે તેમ, એવી જીંદગી જાણે કુલ જગતની જીંદગી સાથે જોડાયલીછે[2] આ એક મોટો વિષય છે, તે બાબે હાલ આપણે વધારે વિગતવાર યા તફસીલવાર વિચાર કરીશું નહિ. આપણે અવારનવાર થોડો ઘણો તે બાબે બીજા પ્રસંગોએ વિચાર કર્યોછે. પણ હાલ ખરી જીંદગી ગુજારવા માટે ઉપર જણાવેલાં ત્રણ તત્વોમાંનાં ત્રીજાં તત્વ બાબે વધુ વિચાર કરીશું.

**૩. ખરી ધાર્મિક જીંદગી માટે ત્રીજું તત્વ. પેહેલાં બે તત્વોની ગવાહી, જાતી વર્ત્તણુકથી**—"હુઓમ ઉર્વાનેમ યજ઼મઇદે. હુઓમ ફ્રવષીમ યજ઼મઇદે," એવા શબ્દોથી આપણે આપણા પોતાનાં રવાનને આપણાં ફ્રોહરને આરાધિયે છિએ. એ આરાધનાના શબ્દો ભાવાર્થથી ભરપુર છે. એ શબ્દોમાં આપણી પોતાની વર્ત્તણુકનો ખ્યાલ પેહેલો સમાયલોછે. આપણે આપણી વર્ત્ત-

---

૧. "The creed of every earnest man differs from that of every other earnest man as every leaf in the forest differs from every other leaf."

૨. "The Life of Man is bound up with the Life of the Universe."

ણુકથી દેખાડવું જોઇએ, કે આપણે તે દાદર ઉપર સંપુર્ણ ઇતબાર રાખ્યે છિએ, અને તે ઇતબારની જે ખાસ માંગણી, કે આપણે તે દાદારની બીજી પેદાયશો—શું જાનદાર કે નીર્જીવ, અને જાનદારમાં શું જાનવર કે ઇનસાન—સાથે સારો સંબંધ જાલવવો, તે માંગણીનો જવાબ આપ્યે છિએ. આવી વર્તણુક જાળવવી, આવી જવાબદારી પિછાનવી, તે જાણે આપણો આપણાં પોતાનાં રવાન તરફનો સંબંધ જાળવવો છે યા તેના તરફની ફરજ બજા લાવવી છે, એટલે કે દરરોજ, રોજ બ રોજ, તેને વધારે ચહડતું, વધારે સરસ, વધારે બેહેતર અથવા વધારે બેહેસ્તી કરવાનું છે. તેને જેમ જ્ઞાનમાં (intellectually) બેહેતર કરવાનું છે તેમ નીતિમાં બેહેતર કરવાનું છે. એમ તેને બેહેતર કરવાના ઘણાક માર્ગો છે. કુદરતનો અભ્યાસ એક માર્ગ છે. તવારીખનો અભ્યાસ બીજો માર્ગ છે. એ અભ્યાસમાં ગુજર પામેલાંઓનું સ્મર્ણ પણ એક જગ્યા લેછે.

ખરી જીંદગી તે કાંઇ માલમીલકતના યા મોજમજાહના ભોગવતામાં સમાયલી નથી, પણ આપણા આત્માની, આપણા રવાનની વૃદ્ધી (growth) માં, તેના વધારા (Progress) માં સમાયલી છે, અને તે વૃદ્ધી યા વધારાની મદદથી આપણી આજુબાજુનાંઓને આપણે કેટલા ઉપયોગી નિવડયે છિએ તેમાં સમાયલીછે. ખુદાની આ દુન્યાની પેદાયશ એક જાતની ઇન્દ્રિય-રચના, એક જાતની ઇન્દ્રિય-સંવ્યવસ્થા (organism) છે; માટે આપણે આપણો ફાયદો, આપણું ભલું અલબતે શોધ્યે, પણ તે ભલું આજુબાજુનાંઓનાં, ઉપલી મોટી સંવ્યવસ્થાનાં ભલાં સાથે તાલુકો રાખનારૂં હોવું જોઇએ.

આપણે આપણી મુક્તિ અથવા છુટકારા અથવા રવાન-બોખ્તગી (salvation) માટે વારેઘડીએ બોલ્યે છિએ. તે મુક્તિ યા છુટકારો યા રવાન-બોખ્તગી કાંઇ નહિ, પણ આવા પ્રકારનો આત્મા યા રવાનનો વધારો છે. એ વધારા તરફ આપણે વધવું, તે ફ્રશોકેરેતી તરફ, ફ્રશોગર્દ તરફ વધવું છે. આપણા પોતાના, આપણુ દરેકના જાતી વધારા, જાતી ફ્રશોકેરેતી તરફ આપણે જોઇ સંતોષ પામવાનું નથી. તેવો વધારો, યા સુધારો, તેવી ફ્રશોકેરેતી સેવટની ગણાશે નહિ. આજુબાજુનાંઓનો ઘટાડો યા કુધારો આપણા વધારા યા સુધારાને આડે આવશે, તેને ઘટાડશે. માટે આપણે આજુબાજુનાંઓના વધારા અને સુધારા તરફ, કુલે આદમજાત (Humanity) ના ફ્રશોકેરેતી તરફ જોવાનું છે. તે કાયમની ફ્રશોકેરેતી છે.

**માણસાઇ દયાળુપણ (Humanism) ના સદગુણની ખીળવણીના ખ્યાલમાં પુરોહરોની ફીલસુફીનો ભાગ**—માણસજાત જેમ સુધારા વધારામાં વધતું ગયુંછે તેમ સામાન્ય રીતે તેની દયાળુ લાગણીઓ ખીળતી ગઇછે. અલબતે કોઇ વખ્તે, પેલી કહેવત પ્રમાણે, ઘડિયાળનો કાંટો પાછો ફર્યોછે. કોઇ કોઇ જમાનામાં કોઇ એક યા બીજા પ્રકારની પ્રતિક્રિયા (reaction) થઇછે, તોપણુ સામાન્ય

રીતે માણસજાતનો આ માણસાઇ સદ્દગુણ ખીળતો રહ્યોછે. અસલમાં તાયફા તાયફાઓ યા ટોળા ટોળાઓમાં, એક યા બીજાને કાંઇપણ નુકસાન થયું તો, તેઓ એકમેક ઉપર હુમલો કરી એકમેકનો કચ્ચડઘાણ કાહાડતા હતા. નાનાં કે મોટાં નુકસાન માટે એકદમ મોતની શિક્ષા લાયક ગણાતી. પણ આસ્તે આસ્તે માણસાઇ ખવાસમાં સુધારો થતાં, એમ તાયફા તાયફાઓ યા ટોળા ટોળાઓ યા પ્રજા પ્રજાઓ, એકમેક તરફથી એકબીજાને નુકસાન થતાં, એકબીજાનો કચ્ચડઘાણ કાહાડી સર્વને મારી નાખવાને બદલે એકબીજાને બંદીવાન પકડવા લાગ્યા, અને બંદીવાનોને મારી નાખવાને બદલે તેઓને ગુલામ તરીકે વાપરવા લાગ્યા. ત્યારપછી પણ વળી માણસાઇ ખવાસમાં સુધારો થતાં ગોલામી પણ નાબુદ થતી ગઇ, અને લડાઇમાં પકડાયલા બંદીવાનો લડાઇ દરમીઆન અદલબદલ થવા લાગ્યા, અને લડાઇ બાદ છોડી દેવાવા લાગ્યા. આ પ્રમાણે દયાળુપણાની ખીળવણી થઇ.

જરથોસ્તી ધર્મનાં શિક્ષણ પ્રમાણે લડાઇ હમેશાં કોઇ શ્રાપસમાન નથી. અગતને વખતે તે જરૂરની છે. બદી સામેની લડાઇ એક આશીર્વાદ છે. એવી લડાઇઓમાં જાણે ફરોહરો પણ ભાગ લેછે. ફરવર્દીન યશ્ત (ફ૦ ૧૦) માં કહેછે કે "તાઓ ઉઘ્રાહુ પેષનાહુ ઉપસ્તામ હેન્તિ દાહિસ્તાઓ, યાઓ ફ્રવષયો અષઓનામ" એટલે "અશોનાં ફરોહરો ભયંકાર લડાઇઓમાં દાનેશમંદીથી મદદગાર હોયછે;" મતલબ કે, જે ઇનસાફી બાજુ હોય તેને અશોફરોહરો મદદ પોંહોચાડેછે. લડાઇ સત્ય માટે પણ હોયછે. તેવી સતની લડાઇ, સપાટી ઉપરની સખ્તાઇ, મારામારી, કાપાકાપી બાદ, પોતા સાથે ફાયદા લાવેછે. તે લડાઇ, લડાઇ દરમિયાન ક્રૂર્તા અને ઘાતકીપણા વચ્ચે પણ દયાળુપણું લાવેછે અને લડાઇ બાદ પણ લાવેછે. ત્યારે ગુજરેલાંનાં ફરોહરો, ખુદ લડાઇ વટીકમાં પણ સતની સંગત શોધી, સતની તરફેણ કરી, દુનિયાનાં દયાળુપણામાં દુનિયાની વૃદ્ધીમાં ભાગ લેછે. જ્યારે એમ ખુદ લડાઇ જેવા હિંગામમાં હોયછે, ત્યારે સુલેહશાંતિના વખતમાં તો તે ઘણી હદે હોવું જોઇએ, અને તેમ ખરેખર છે. તેઓ જગતની રચનામાં, જગતની ખિળવણીમાં, જગતના કારોબારમાં ભાગ લેછે અને આબાદી અને અશોઇ પાંથરેછે.

**જરથોશ્તી ધર્મની આ શિખવણી બાબે એક વિદ્વાન—**જરથોસ્તી ધર્મના આવાં શિક્ષણ માટે એક વિદ્વાન નીચે પ્રમાણે કહેછે :—"અસલી ઇરાની ધર્મની દયાળુ માણસાઇ લાગણી, તે (ધર્મ) માં માણસ જાતનાં ફરોહરોને આબાદી અને અશોઇ પાંથરનારાં સાંધનો ગણ્યાંછે, તે ઉપરથી માલમ પડેછે"[1]

---

1. "The strong humanism of the ancient Persians' faith is shown by their making the spirits of men the final restorers of plenty and righteousness on earth. "Psychology of the Religious Life," by G. M. Strallon" p. 51.

ફરોહરો બાબેની એ માન્યતા આપણુને જે શિખાડેછે, તે આ લખનાર પ્રમાણે, આ છે :—“ ખુદાની જવાબદારીઓમાંની કોઇક માણસને સોંફવામાં આવીછે, તેને માટે માણસો લાયક છે. પોતાના મનુષ્ય ભાઇબંધો માટેની દયાળુ લાગણીનો આતશ બીજી દુનિયામાંથી આ દુનિયા તરફ ચળકેછે અને પોતાની માયાળુ રોશની ઉમેરેછે...... એક પારસી માટે કાંઇ હદ ફરમાવી નથી, કે તેણે પોતાના લોહીવાળાઓનીજ યા પોતાના રાજકિય મિત્રોનીજ ધાર્મિક કદરશનાસી કરવી. તે માનેછે કે દુશ્મનો વટીકમાં પાકી પરહેજગારી હોયછે. માજ્દયસ્ની ધર્મ મોટે ભાગે નહિ ત્યાગ કરતો (એટલે ઘણાઓને, દુશ્મનો વટીકને, પોતાની કદરશનાસીમાં લેતો) ધર્મ છે.”[1] ત્યારે એક લખનાર કહેછે તેમ ખરી ધાર્મિક જીંદગી, આજુબાજુતાંઓ તરફની મોહોબતમાં, ખુદ આપણા દુશ્મનો વટીક તરફ મોહોબત ધરાવવામાં, સમાયછે.[2]

આ લખનારના આ વિચારોના ટેકા માટે આપણે આપણાં ધર્મપુસ્તકોનાં કોઇક લખાણ તરફ આંગળી કર્યે. દાખલા તરીકે, આપણાં એકરારનામામાં એક જરથોસ્તીને અહુરમજ્દના તરીકાનો થવા જણાવેછે; અથવા એક ધર્મગુરૂ, લગનના આશિર્વાદમાં, પરણતાં જોડાંને અહુરમજ્દના જેવી ભલી કરણીનાં (હુ કેર્દાર) થવા કહેછે. તે સર્વ આ ખ્યાલથી છે, કે માણસનાં ખભાં ઉપર અહુરમજ્દની કેટલીક જવાબદારીઓ છે. તે જવાબદારી બરાબર રીતે બજા લાવવાને તેઓને શક્તિવાન કરવામાં, ફર્વર્દીન યશ્ત પ્રમાણે, અશોનાં ફરોહરો તેઓને યારી દેછે. એવાં અશોનાં ફરોહરો ફક્ત ઇરાનનાં વતનીઓનાંજ છે, એમ નહિ, પણ તુરાન, ચીન, જેવા પારકા મુલકોનાં અશો પુરૂષોનાં પણ છે.

**જીંદગીની મોજ માટે જુદા જુદા આચારવિચાર હોવા છતાં ભાઇબંદી**—જીંદગીની મોજ કાજે જીંદગીના બોહલા ખ્યાલથી, ધર્મ ધર્મોમાં, યા એકજ ધર્મના કોઇક ફતવાઓમાં, યા રીતભાત યા રેવાજોમાં છુટા હોવા અને પડવા છતાં, સચ્ચાઇની પિછાણમાં અને દીલસોજીમાં આપણે ભાઇ ભાઇઓ તરીકે રેહી અને વર્તી શકયે. એક લખનાર કહેછે તેમ આપણે સચ્ચાઇ, સાદાઇ, સખાવત અને દીલસોજીમાં ભાઇબંદ થઇ જીંદગીની

---

૧. Men are worthy of having entrusted to them some of the responsibilities of God. The fire of human fellowship gleams from the other world to this and adds its kindly light......................The Parsi was not limited in his religious appreciation to those of his own blood or to his political friends. Even among the foe he believed that piety was to be found. Mazdeism is greatly unrenouncing.” (Idid.)

૨. “Love your enemies; bless them that curse you; do good to them, that hate you; pray for them, who despitefully use you and persecute you.”

મોજ મેળવ્યે.[૧] ધર્મે આપણને ખરી જીંદગીના માર્ગપર મેલવા જોઇએ. ધર્મનાં શિક્ષણ અને અસર માટે સાંકડો નહિ પણ બોહલો વિચાર બાંધવો જોઇએ. એક લખનાર કહેછે તેમ ધર્મે આપણને મંદ નહિ, પણ સર્વ બાજુએ ચપળ બનાવવા જોઇએ.[૨]

**કોઈક ખ્રિસ્ટિ લખનારાઓ પ્રમાણે, દીનમાં દાખલ થનારાઓ માટે માલ મીલકતના થોડાક ત્યાગ માટે પેગામ્બર જરથોશ્તની માંગણી**—ખરી જીંદગી ત્યારે શારીરીક વધારામાં નથી પણ મનના સુધારામાં આત્મીક વધારામાં છે. પેગામ્બર જરથોશ્ત માટે કોઇક ખ્રિસ્ટિ લખનારાઓ કહેછે, કે તે જ્યારે પોતાની દીનમાં કોઇને દાખલ કરતો, ત્યારે પોતાની માલ મીલકત મેલી દઇ ખાલી હાથે સાદો દાખલ થવા કહેતો.[૩] હાલમાં, ફ્રીમેશનો પણ, જ્યારે નવા દાખલ થનારાઓને એવીજ રીતે, તેના પૈસા વિગેરે તેનાં શરીર ઉપરથી દૂર કરાવી, પોતાના પંથમાં દાખલ કરેછે, ત્યારે સાદા પોષાકમાં દાખલ કરેછે. આપણી દીનમાં દાખલ થવાની નવજોતની ક્રિયા કોઇ એવા ખ્યાલનો ભાસ આપેછે. એ ક્રિયા પ્રમાણે દીનમાં નવું દાખલ થનાર બાળક "બરહને તને" ખાલી હાથે આવેછે. તે સાદા સફેદ પોષાકથી જરથોશ્તી જીંદગી શરૂ કરેછે. તેના સાદા સફેદ સદરાના ગીરેબાનની ખાલી કોથરી (કીસ્સે કેર્ફે) તેને પોતાની કોથલી પૈસાના કરતાં સવાબથી ભરવાનું ભાન આપેછે.

**ખરા જંગલી કોણ?**—સાધારણ રીતે કોઇ અસલી સાદી કોમ, જે આગલી રાહરીતીઓ ઉપર ચાલે, તે જંગલી (Barbarian) કોમ મનાયછે. અસલમાં યુનાનીઓ, પોતાના સુધારા વધારા માટે કોઇ હદબાહેર મોટો વિચાર બાંધી, યુનાની નહિ એવી પ્રજાઓને, અને તેમ આપણી ઇરાની પ્રજા વટીકને, જંગલી ગણતા. હાલની લડાઇ દરમેઆન આપણે શરૂઆતમાં સાંભળ્યું હતું, કે જર્મન શાહાનશાહે આપણાં રાજ્ય અને મિત્ર રાજ્યોને તાણો માર્યો હતો, કે તેઓએ પુર્વ તરફની પ્રજાઓ, જેઓને એ શાહાનશાહ જંગલી સમાન ગણતો, તે પ્રજાઓને પોતાની કુમકમાં લીધીછે. પણ દયા, ઇનસાફ, સલુક, જેવા ઇનસાની સદગુણો એક માણસ યા પ્રજાને સુધરેલી બનાવેછે અને તેઓની ગેરહાજરી તેઓને જંગલી બનાવેછે. તે સદગુણો કોઇક પુર્વ તરફની પ્રજામાં પશ્ચીમ બાજુની "સુધરેલી" ગણાતી પ્રજા કરતાં વધારે

---

૧. "Let us all be brothers in truth, in simplicity, in generous and confident human sympathy."

૨. "Set Religion free; let her move and grow; let her guide us unenslaved, unimpaired."

૩. Anti Niscene Christian Library, Vol. VI. The "Refutation of all Heresies," by Hippolatus, pp. 34-35.

પ્રમાણમાં હોયછે. 'જંગલી' માણસો કોઇ ઉતરતા ગણાતા વર્ગમાંજ હોતા નથી, પણ ખુદ ચહડતા ગણાતા વર્ગમાં પણ હોયછે. તેમ 'સુધરેલા' એ કોઇ ચહડતી પ્રજાઓમાંજ હોતા નથી પણ ઉતરતી પ્રજાઓમાં પણ હોયછે. મરહુમ પ્રોફેસર રેનાના એ બાબેના વિચારો નીચે પ્રમાણે એક લખનાર જણાવેછે:— "જંગલી આદમીઓ ખરી રીતે જોતાં (એક કોમ યા પ્રજામાં) જરૂરનાં રદી ભાગ (refuse) તરીકે છે. તેને મનથી ફક્ત ઉતરતા વર્ગનાજ જંગલીઓ હોય એમ નહિ, પણ સર્વ વર્ગો, ચહડતા યા ઉતરતા, તવંગર યા ગરીબમાંથી, જેઓ એકલપેટા, મંદ વિચારના, હલકા, સાંકડા ખ્યાલના હોય તે જંગલી ગણાતા."[1]

**જીંદગીમાં દિસતો કાર્યે ઊત્પન્ન કરવાનો કાયદો**—ખરી ધાર્મિક જીંદગી કાજેના અહુરમજ્દ ઉપરના ઇતબાર કાજે ભલો વિચાર બાંધવા માટે આપણે એક માન્યતાની જરૂર છે કે જે શિખાડેછે કે આ જગતમાં સર્વ કાર્ય કોઇ સબબનાં પરિણામ તરીકે આવેછે. આપણે ધીરજથી વિચાર કર્યે છિએ, તો મોટે ભાગે આપણે સમજી શકિયે તેવો એક કાયદો જોઇએ છિએ, કે જે કુલ જગતનો કાર્ય ઉત્પન્ન કરવાનો કાયદો (Law of universal causation) છે. આપણા મરહુમ મિત્ર એ કાયદો સંપુર્ણ રીતે માનતા. તેવણ વારે ઘડીએ કહેતા, કે દરેક કામ યા પરિણામનો કોઇ સબબ હતો (Every effect has its cause), અથવા સાધારણ રીતે બોલાયછે તેમ દરેક કારણનું કોઇ પરિણામ હોય (Every cause has its effect). આ સબબે આપણે આપણી જીંદગીનાં દરેક કામનાં પરિણામ માટે આપણે આપણા પોતા તરફ જોવાનું છે. બહાર કરતાં ભિતરમાં જોવાનું છે. નીતિશાસ્ત્રની પેલી કેહેતીઓ કે "કરણી તેવી પાર ઉતરણી, કરશો તેવું પામશો, વાવશો તેવું કાપશો" વિગેરે આ જગતના કાયદાનાં જાણે રૂપો છે.

એક માણસની જીંદગીમાં બનતા સર્વ બનાવોને તેવણ આ કાયદાથી તપાસવા માગતા અને કહેતા, કે આપણી જીંદગીના દરેક બનાવ માટે આપણે પોતે જવાબદાર છિએ. જેને આપણે 'તકદીર' કહીયે છિએ, તેને એવણ જીંદગીમાં કાંઇપણ જગ્યા આપતા હતા નહિ. આ કાયદો, સાધારણ રીતે, એક માણસની આખી જીંદગીને લાગુ પાડયે, તો તેની જીંદગીનાં સર્વ બનાવોનો પુરતો ખુલાસો કરે નહિ. ત્યારે તેવણ સાથે સાથે વંશપરંપરા ઉતરતા ગુણ (Heredity) માં માનતા, કે એક માણસ પોતાની જીંદગીના કોઇ બનાવનાં કારણ માટે પોતાના વડીલથી વારસામાં મેલવેલા કોઇ ગુણ તરફ જોઇ શકે. આ, મારા વિચાર પ્રમાણે, એક પ્રકારે "તકદીર" ની ચોકસ હદની માન્યતા છે. ખુદા ઉપરનો

---

૧. "The Barbarians are, in truth, a necessary refuse. But his barbarians were not merely the unpossessing classes; they were the selfish, the dull, the mean, the narrow, in every class, high or low, rich or poor.'

ઇતબાર આપણને કેટલીક હદે સંપુર્ણ "તદબીર" સાથે "તકદીર" તરફ ઢળતા કરેછે. એવું ઢળાણ અહુરમજ્દ ઉપરના ઇતબારને અનુસરતું છે. "તદબીર" અને "તકદીર" બંનેનું પ્રબળ છે. એક અહુરમજ્દી જરથોસ્તી મારે "તદબીર" નું શિક્ષણ જરૂરી શિક્ષણ છે. પણ તે સાથે 'તકદીર' નું શિક્ષણ, જો તે બરાબર સહમજવામાં આવે તો, તેટલુંજ જરૂરી શિક્ષણ છે.

**મોટી ઊમરે એક દેવળના ઘંટનો આવાજ સાંભળી ખોટી જીંદગી માટે નેપોલીઅનનો પસ્તાવો**—થોડા વખતની ફતેહ યા વાહવાહના ઝળકાત અને પ્રકાશમાં કોઇવાર ખોટી જીંદગીના ખોતા કામો પસાર થાઇ જાએછે, અને અંતઃકરણનો અવાજ ગુમ થાઇ જાયછે. પણ એક વખત આવેછે, કે જ્યારે ઉપલો ખોટો ઝળકાત યા પ્રકાશ ગુમ થવા પછીનાં અંધકારમાં માણસને અંતઃકરણનો આવાજ સંભળાયછે, અને તે પસ્તાયછે. નેપોલીઅન બોનાપાર્ટ, જે તેના વખતનો જાણે અર્ધો સીકંદર હતો, તેને માટે કહેછે, કે લડાયક ઝુમમાં મોટા લડવૈયા તરીકેની નામના મેળવવાની હોંશમાં તેણે કેટલાંક ભુલભર્યાં કામો કર્યાં હતાં. તે શરૂઆતની ફતેહો પછી, એક પછી એક હારો આવી પડવા બાદ, એક વખતે બ્રીએન (Brienne) નાં શેહેરમાં હતો, જ્યાંની કોલેજમાં તેણે પોતાની બચગીની કેળવણીના, ખાસ કરીને લશ્કરી કેળવણીના, પાઠો લીધા હતા. ત્યાં તે પોતાની ચાલુ કારકીર્દી માટે વિચાર કરતો હતો, તેવામાં ત્યાંનું દેવળનું ઘડીઆળ વાગવા લાગ્યું. દેવળનાં ઘડીઆળના ઘંટના આ આવાજો, જે તેણે જવાનીમાં વારેઘડીએ સાંભળ્યા હતા, તે પાછા સાંભળતાં તેનાં મનમાં આગલી જવાન જીંદગીના વખતના વિચારો આવ્યા અને તે મનમાં પસ્તાવા લાગ્યો, કે તેની આગલી જવાન જીંદગી વધારે સારી અને સુખી હતી, અને પાછલી જીંદગી જે સપાટી ઉપરથી કીર્તિવંત દેખાતી હતી તેમાં તેનાંથી ઘણા ખોટાં કામો થયાં હતાં.

આપણ પણ આજે એક જરથોસ્તી દેવળમાં એક આતશબેહેરામમાં ઉભા છીએ. આપણ એ પવિત્ર મકાનના યા એવા આપણાં બીજાં આતશબેહરામો યા આદરાનના ઘંટોના અવાજો સાંભળ્યે, ત્યારે અથવા કોઇ બીજી દીનવાળાઓનાં ધર્માલયોના ઘંટોના આવાજ સાંભળ્યે, ત્યારે આપણે જરાક ચોકી, જરાક થોભી, તે દાદારને નમી બે ઘડી આપણી જીંદગી બાબે શાંત વિચાર કરવાનો છે, અને આપણાં મનમાં શાંત બંદગી કરવાની છે. આપણાથી કોઇ ખોટી જીંદગી ગુજરાઇ હોય તો તે માટે દલગીર થઇ ખરી જીંદગી ગુજારવા માટે દુઆ ગુજારવાની છે, દુઆ ગુજારી ભલી જીંદગી માટે ઠેડાવ કરવાનો છે.

**મરનારનો બાજની ચાશની**—આજે આપણે મરનારની બાજને દીને તેવણની યાદ કરી તેવણના ભલા વિચારો, વચનો અને કામની યાદ કરી, ભલા વિચાર, વચન અને કામોથી તેવણ જે ખરી જીંદગી ગુજારતા હતા તેની યાદ

કરી, આપણા ધાર્મીક રેવાજ પ્રમાણે ક્રિયામાં અર્પણ કરેલી ચીજોની, તે દાદારે આપણુને આપેલી કોઇક નેઆમતો, જે આપણે તે સાહેબની, તેના અમેશાસ્પંદોની અને તેનાં અશો ફરોહરોની યાદ કાજે મ્યજ્દ તરીકે આજે અર્પણ કરીછે તેની ચાશ્ની કરી છુટા પડીશું. તેવી ચાશ્ની કરતાં આપણે કોઇ સુંદર નેઆમત ખાઇ ચાશ્ની કરીશું તે આપણુને થોડી ખુશી આપશે. પણ તેવણુની ભલી યાદ, તે યાદથી મલતો જીગરનો સંતોષ, તે યાદ સાથે તેવણુ જેવા ભલા પુરૂષને પેદા કરવા કાજેની અહુરમજ્દ તરફની આભારી લાગણી, તે લાગણી સાથે જો ભલી જીંદગી ગુજારીશું તો આપણે કોઇ ભલું ભવીષ પામીશું, તેવી ભલી આશા, એ સર્વ આપણુને ઘણી ખુશી આપશે. એવી ચાશ્ની બાબે પ્લુટાર્ક બરાબર કહેછે, કે એવી વેળાએ પીધેલો શરાબ યા સ્વાદીષ્ટ ખાનું આપણુને મજાહ આપતું નથી, પણ ભલી આશા, અને ખુદા આપણી બાજુએ રહી આપણી સેતાયશ કબુલ રાખેછે તેવું આકીન વધારે ખુશી આપેછે.[૧] આપણુને એક લખનાર કહેછે તેમ, આવા પ્રસંગે, આવા લાયક નરો મારફતે આપણુને[૨] મળતી રેહબરી માટે ખુદાનો આભાર માની, આપણા મનને, આપણી ભલી જીંદગી કાજે, ભલાં કામો કાજે આપણે મજબુત કરવાનું છે.

**આજની મ્યજ્દમાં શામેલ થવા માટે દુઆ**—આજે મરનારની નપતે જશન કરી, જશનની સેવરે આજની મ્યજ્દની મીજલસમાં તમો શામેલ થનારાઓને જે દુઆ ગુજારવામાં આવીછે, તે દુઆ ફરીથી ગુજારી હું આજની મીજલસ બરખાસ્ત કરીશ.

દહમાને કે પ ઇન મયજ્દ ફરાજ રસીદ હેન્દ,
અજ ઇન મયજ્દ બહેર આમદન બહેર ગીરફતન,
હર ગામીરા હજા્રો દવિસ્ત ગામ વહિસ્ત રોશન ગેરોથમાની બેદ નદીરાદ.
પ ફરાજ્ આમદન કેર્ફે બેઅવજા્યાદ. પ અવાજ્ શુદન ગોનાહ ઓએ બુન બેશવાદ.
'ગએથી નેક બાદ, મીનો વેહબાદ,
સરફ્રજા્મ અશહી બે અવજા્યાદ,
રવાન ગરોથમાની બાદ. અશો બેદ દેરજી.
અથ જમ્યાત યથ આફ્રીનામી!

---

૧. It is not the wine or the cookrey that delights us at these feasts, but good hope and the belief that God is present with us and that He accepts our service graciously.

૨. "In profound thankfulness to God, to try to strengthen ourselves by the memory and example of the deceased for the work we have to do."

**અર્થ**—મીજલસમાં મલ્યાછો ભલાઓ આજ,
ફાયદો ને સવાબ મેલવવા કાજ,

ગુજારજો જીંદગી બા નેકી તમામ,
ભલાં હોજો તમના કાર અને કામ.

નજદ હોજો તમ મારે બેહેશ્તી મકાન,
એક કદમે સો કદમ નજદીક તે થામ.

કદમે કદમ વધજો સવાબ,
કદમે કદમ ઘટજો તમ પાપ.

જગમાં અહીં જોજો બહુ ખુશી ને સુખ,
જેહાનમાં તે થજો હસ્તું તમ મુખ.

અશોઇમાં થજો વધારો બહુ,
બેહેશ્તનું તમ પામજો ભલું સુખ સઉ.

અશો તમને કરે તે પરવરદેગાર,
લાંબા કરે આયુશ પાક કેરદેગાર.

દુઆ જે કરૂંછું તમને આ પળ,
ખોદા કરે આમીન! આમીન! સફળ!



# જીંદગીમાં લેવી જોઈતી મોજ.[1]

—:-:-:-:-:—

**અવસ્તા**—ઉપ-ટ્વા, હક્ષોઇત ગેઉશ વાંથ્વ, ઉપ વીરનામ પોઉરૂતાસ, ઉપ-ટ્વા વેરેજવત્ય મનો, વેરેજવતિચ હક્ષોઇત અંઘ્ઉહ ઉર્વાક્ષ-અંઘ્ઉહ ગય જિઘએષ, તાઓ ક્ષપનો યાહો જવાઇી. ( આતશ નીઆએશ, ફ. ૧૦.)

**અર્થ**—તારે ત્યાં ગાય ઢોર (યાને દોલત) ની વૃદ્ધિ થજો. બહાદુર ફરજંદોની વૃદ્ધિ થજો. તારૂં મન ચાલાક થાજો. તારી જીંદગી ચાલાક થજો. જેટલી રાત (એટલે જેટલો વખ્ત) તું જીવે તેટલી રાત ખુશાલીભરી જીંદગીના જીવ સાથે જીવજે.

**આજનો અવસર અને બાબત**—આજે આપણે આપણા ગયાં ૬) સાલના રાબેતા મુજબ, આપણા મિત્ર મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની સાતમી બાજને દિને, તેવણની યાદ કરી, તે યાદ સાથ તેવણના કોઇક વિચાર, વચન યા કામ ઉપરથી થોડાક ભલા વિચારો કરવાને ભેગા મલ્યા છિએ.[2]

આજના મારા વિષયના આધાર તરીકે આપણી આતશની નીઆએશના દુઆના ઉપલા શબ્દો લેઉંછું, કે જે શબ્દોમાં ખુશી ખુશાલીભરેલી જીંદગી કાજે, મનની ચાલાકીની દુઆ ગુજારવામાં આવેછે. આ શબ્દો આપણા મરહુમ મિત્ર, જેવણની ભલી યાદ કાજે આપણે આજે ભેગા મલ્યા છિએ, તેવણ અવારનવાર કોઇ માટે દુઆના શબ્દો તરીકે ઓચરતા હતા.

---

૧. આ વિષય ઉપર, રોજ ૧૨ માહ ૧૨ સને ૧૨૮૫ યજદજર્દી, તા૦ ૧૮ મી ઓગસ્ટ ૧૯૧૬ ને વાર શુકરને દિને, મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની ૭ મી બાજને અવસરે, સાંજે ૬-૧૫ ને અમલે, જરથોસ્તી અનજુમનનાં આતશબેહરામના શેઠ દાદાભાઇ કંત્રાકટરવાળા હોલમાં, રાહનુમાએ સભા મારફતે એક જાહેર વાએજ આપી હતી.

૨. આ ૬) અવસરોમાંથી પાંચ અવસરો ઉપર મેં નીચલી બાબતો ઉપર વિવેચન કર્યું છે:—(ક) પેહેલી બાજની એક દિવસ આગમચ, તા૦ ૧૯ મી ઓગસ્ટ ૧૯૧૦ ને દીને, "મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા. તેવણની જીંદગીપરથી મલતા ધડા." (જુઓ મારૂં પુસ્તક, "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ પાંચમો," પાના ૫૮-૮૭).

(ખ) બીજી બાજને દિવસે, તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૯૧૧ ને દીને, "મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા. તેવણની જીંદગીપરથી મલતા ધડા. ભાષણ બીજું." (જુઓ ઉપલુંજ પુસ્તક, પાના ૮૮ થી ૯૯.)

(ગ) ત્રીજી બાજને દિવસે, તા૦ ૧૯ મી ઓગસ્ટ ૧૯૧૨ ને દીને, "મરહુમ શેઠ ખ. રૂ. કામા. ખુદાની ખુદાવંદી બાબેનો એવણનો એતેકાદ. તે ઉપરથી મલતો ધડો." (જુઓ ઉપલુંજ પુસ્તક, પાના ૧૬૩ થી ૧૭૭.)

(ઘ) ચોથી બાજને દિવસે, તા૦ ૧૯ મી ઓગસ્ટ ૧૯૧૩ ને દીને, "જીંદગીનો ખ્યાલ" (જુઓ આ પુસ્તક, પા. ૧ થી ૧૬).

(ઙ) છઠી બાજને દિવસે, તા૦ ૧૯ મી ઓગસ્ટ ૧૯૧૫ ને દીને, "ખરી જીંદગી" (જુઓ આ પુસ્તક, પા. ૧૭ થી ૩૨).

**એક ભલો આદમી વાએજ સમાન છે**—એક ભલા પાદરી માટે કહેછે, કે તેણે પોતાના મિત્રને એક ગરીબ ખેડુત દેખાડયો, કે જે દરરોજ નિયમીત ૪) વાગે ઉઠતો, આખો દહાડો પોતાનું કામ નિયમીત કરતો, અને નિયમીત (steady) રીતે કામ કરી રાતે આરામ લેતો. તેને દેખાડી તે પાદરીએ કહ્યું કે "આ ધણી વાએજ કરેછે, હું નહિ."[1] તેમ હું કહુંછું, કે આજે, જ્યારે હું મરનાર શેઠ ખરશેદજી કામાએ અવારનવાર જાહેર કરેલા એક વિચાર માટે, તેવણે ઓચરેલા શબ્દો માટે, અને તે શબ્દોની બાબત ઉપર, બોલુંછું, ત્યારે તમોએ સમજવું, કે તેવણ, મરણ પામેલા હોવા છતાં, જાણે આજે આપણ સાથે બોલેછે અને પોતાના વિચાર અને વચન અને કામની યાદથી આપણને વાએજ આપેછે. આ વાત શાહ કેકોબાદ, જે એક ભલો નેક પાદશાહ હતો, તેની યાદ આપેછે. તે મરણ પામ્યો ત્યારે એક દાનાવે તેને માટે કહ્યું, કે "આજે તે મરણ પામી મુગો બન્યોછે. તોપણ તે ધણી અસરકારક રીતે બોલેછે." ડા૦ જોવેટના આ શબ્દો કે "મરનારોની જીંદગીમાં વાએજો સમાએલી હોયછે."[2] તેને મલતા એ શબ્દો છે. આ મુજબ કોઇ ભલાં મરનારોની બાજના આજના જેવા અવસરો તે મરનારોને જાણે પાછા બોલતા કરવાના દિવસો છે. આ મુજબ તમોએ સમજવું, કે આપણા મરનાર મિત્રનું કોઇ લક્ષણ તમો હજુર ધરી હું આજે વાએજ આપું, તો જાણે તેવણ પોતે મરણ બાદ વાએજ આપેછે.

**જીંદગીનો ભુતકાળ અને ભવિષ્ય કાળ સાથે સંબંધ**—આપણા ધર્મની ફરોહરોની ફીલસુફી પ્રમાણે, નહિ-જનમેલાંઓ (અજાતનામ્ય) નાં, હાલમાં જનમેલાં હૈયાતી ભોગવનારાંઓ (જાતનામ્ય) નાં, અને ગુજરેલાંઓ (ઇરીસ્તનામ) નાં ફરોહરો છે. એટલે ત્યારે આપણે હજુર તો નહિ જનમેલાં ત્યારે પણ આપણું ફરોહર હતું. હાલમાં આપણે જન્મી જીંદગી ગુજાર્યે છિએ, ત્યારે આપણી હૈયાતીમાં આપણું ફરોહર છે, અને આપણ ગુજર પામીશું ત્યારે તે ફરોહર કેઠે રહેશે. આ શિખવણી અને માન્યતા મુજબ ત્યારે આ જેહાનની વધુમાં વધુ આશરે સો વર્ષની જીંદગી, ખુદાએ નેમેલી આપણી આખી જીંદગીનો એક ન્હાનો ભાગ છે. મરનાર મી૦ સ્ટેડે કહ્યુંછે તેમ, તે ન્હાનો ભાગ આખી જીંદગીમાં જાણે એક દાહડા સમાન છે.[3]

---

૧. "It is he who preaches the sermon, not I."

૨. There are sermons in the lives of men.

૩. This brief life is not an episode complete in itself, unrelated to the past, without influence on the future. On the countrary, it is a day in the true life of the soul, and is related in orderly sequence with other days that have gone, and with others that are to come." (Stead, in Review of Reviews of June 1908 p. 559 col. 1.)

આ મુજબ આપણી જીંદગી આપણા જન્મ આગમચ કેમ હતી અને શું હતી, આપણું "અજાતનામ" ફરોહર, એટલે આપણી નહિ—જન્મેલી હાલતનું ફરોહર ક્યાં હતું અને કેમ હતું, તે આપણ જાણતા નથી; અને તે જાણવાની કાંઇ ખાસ જરૂર પણ નથી, સબબ કે તેનું જ્ઞાન કોઇ વેહેવારૂ રીતે જરૂરનું નથી. પણ હવે પછીની આપણી જીંદગી માટે આપણે વધારે સારી રીતે વિચાર કરી શકિયે. આપણા ધર્મનાં ઉપલાં શિક્ષણ મુજબ, અને દીન અને દુનિયાઇ ડહાપણ પ્રમાણે, આપણે માન્યે છિએ, કે આપણા ભલા મિત્ર, જેવણની ભલી યાદ કરવાને આપણે આજે ભેગા મલ્યા છિએ, તેવણ કેઠે હૈયાત છે અને કેઠે ચપળ જીંદગી ભોગવેછે. તે ચપળતામાં, આ દુનિયાનાં પોતાનાં કામો પાછળની તેવણની નજર અને આપણ અતરે રહેલાં તેવણનાં સગાંસ્નેહીનાં, દોસ્ત આશનાઓનાં ભલાં માટેની કાળજી પણ થોડોક ભાગ લેછે. તેવણની આ કાળજીનો અને તેની અસરનો આધાર તેવણનાં કેહણ અને શિક્ષણ ઉપર આપણે કેટલું ધ્યાન આપ્યે છિએ, તેવણની ભલી વર્ત્તણુકની આપણે કેટલી નકલ કર્યે છિયે, તેવણની ભલી યાદ આપણે કેવી અને કેટલી કર્યે છિએ, તે ઉપર રહેછે. આવા સંબંધનું આકીન અને યાદ મરનાર ભલા પુરૂષોને જાણે કેઠે હૈયાત માની, ત્યાંથી તેઓને બોલતા, આપણને બિશારત કરતા, અને આપણને, જો આપણે ચાહ્યે તો અને તે માટે તૈયાર થાયે તો, ભલું શિક્ષણ દેતા, ભલા આશીર્વાદ દેતા કરેછે. આવું આકીન અને આવી યાદ આપણને તેવણની જીંદગીથી ભલો બોધ મેલવવાને તૈયાર કરેછે.

આપણા મરનાર મિત્રનાં કેહેણ, તેવણની વર્ત્તણુક, તેવણનાં શિક્ષણ, તેવણના દાખલા, આ સર્વમાંથી હું આજે જે ખાસ યાદ કરવા માગુંછું, અને યાદ કરી જે બાબત ઉપર હું આજે બોલવા માગુંછું તે, જેને આપણે આપણી પોતપોતાની "જીંદગીમાં લાભ, જીંદગીમાં મોજ" (interest in life) કહ્યે, તે છે. એટલે કે બાબત આ છે કે, આપણ દરેકે આપણી જીંદગીમાં લાભ લેવો જોઇએ. આ દુનિયામાં સુખ દુઃખ, રંજ રાહત, ભેલાયલાંછે. એ બેમાંથી એક યા બીજું પ્રાપ્ત કરવું, અને તે કેટલું પ્રાપ્ત કરવું, એ આપણા પોતાના હાથમાં છે. મર્હુમ અવારનવાર મોટી ઉમ્મરે પણ બોલતા, કે "મને જીવવા ગમેછે." આ શબ્દો મોટી ઉમ્મરે તેજ ભાગ્યશાલી પુરૂષ બોલે, કે જે જીંદગીને કેમ ભોગવવી, તે બરાબર સમજે. એવણ પોતાની જીંદગીમાં લાભ લેતા, તેથી એવણને ઘણું જીવવા ગમતું, અને જીંદગીથી એવણ મોજ લેતા. ત્યારે હું એવણનાં એ કેહેણ ઉપર આજે બોલવા માંગુંછું.

**જીંદગીમાં મોજ મેળવવી એટલે શું?**—આપણ દરેકે,—પછી આપણે ગરીબ હોયે કે તવંગર, ચહડતા દરજ્જાનાં હોયે કે ઉતરતા દરજ્જાનાં, જવાન હોયે કે ઘરડાં, સર્વએ—જીંદગીમાં મોજ મેલવવી, એટલે શું? આ શબ્દોથી

આપણે જે કહેવાની, જે વિચાર જાહેર કરવાની નેમ રાખ્યે છિએ તે નેમ, ફ્રેંચ શબ્દો "joie de vivre," "અથવા તેને મલતા અંગ્રેજી શબ્દો" "joy to live," થી બરાબર રીતે ટુંકમાં દેખડાવી શકાય છે. આ શબ્દો શિખાડેછે, કે આપણે આ દુનિયાના સુખ દુ:ખ વચ્ચે, રંજ રાહત વચ્ચે, એક યા બીજા પ્રકારનાં વિટંબણાં વચ્ચે, જીંદગી તરફ ભવિષ્યના સારા વિચાર (optimism' સાથે જોવાનું છે. આપણાં દરેક કામમાં મોજ લેવાને, યાને તે કામમાં ખાસ કાળજી યા લાભ (interest) લેવાને આપણે તબે પાડવી જોઇએછે. એવી મોજ યા લાભ લેવાની તબે કામની રંજ અને ચિંતાને દફે કરેછે અને કેટલીક હદે આનંદકારક કરેછે.

દરેક માણસની જીંદગીમાં એવાં ઘણાં કામો હોયછે, કે જે તે મોજ લઇને કરી શકે. ઘણાંક કામો, દાખલા તરીકે, માણસજાત તરીકેનાં સંસારી કામો યા ફરજો, એવાં છે કે માણસજાત માટે તેઓ સામાન્ય છે. દાખલા તરીકે, એક કુટુંબનાં કુટુંબીઓ તરીકેની ફરજ, પરણેલી જીંદગીની એક ખાવીંદ યા સ્ત્રી, ધણી કે ધણીઆણી તરીકેની ફરજ, બચ્ચાંનાં માબાપ તરીકેની ફરજ, એ સર્વ ફરજ યા કામો માણસજાતના મોટા ભાગ માટે સામાન્ય હોયછે. બીજાં કોઇક કામો યા ફરજ દરેક માણસ માટે, તે માણસ કામકાજનાં જે ખેતરમાં મેલાયો હોય તે ખેતરને અનુસરતાં હોયછે. એક તબીબ, ધારાશાસ્ત્રી, કલાર્ક, સુંથાર, કામદાર, એ સર્વનાં પોતપોતાનાં કામો જુદાં હોયછે. એ સર્વ કામો તેઓએ તે કામોને અનુસરતી મોજ લઇ કરવાનાં છે. તેમ મોજ લઇ કરેલાં કામો તે કામોની રંજને કમી કરેછે.

આપણે આપણી જીંદગી મુબારક કરવા માટે વારેઘડીએ બોલ્યે છિએ. આપણી જીંદગી મુબારક કરવાનો, તેને સુખી કરવાનો મુખ્ય માર્ગ ત્યારે આ છે, કે આપણે પોતે આપણાં પોતામાં અત્યંત લાભ (interest) લેતાં થવું, પોતે પોતા ઉપર આધાર રાખવો, બીજાંઓ ઉપર નહિ. આપણે આપણાં પોતામાં અત્યંત લાભ લેવો, એટલેકે, આપણાં તનની દરૂસ્તીમાં, મનની દરૂસ્તીમાં, આપણાં દરરોજનાં કામમાં, આપણી દરરોજની જીંદગીમાં, આપણે લાભ લેતા રહેવું, એક પ્રકારની મોજ લેતા રહેવું. તનદરૂસ્તી અને મનદરૂસ્તી, જે સુખનું બીજું નામ છે, તેનો મુળ પાયો આજ છે, કે આપણે સહવારે સકાળે ઉઠી આપણાં તનને સ્વચ્છ કરવાનું છે, ખુદાને યાદ કરવાનો છે, ફરવાહરવા જઇ ચાલીને યા બીજી રીતે તનને કસરત આપવાની છે, સાદો તનદરોસ્તી આપનાર ખોરાક લેવાનો છે, ઘરમાં આપણાં જંદ ફરજંદ વિગેરે તરફની ફરજ બજા લાવવાની છે, ચાકરી ધંધે આપણું શરેસ્તાનું કામ પ્રમાણીકપણે કરવાનું છે; એવી એવી સર્વ બાબતોમાં લાભ લઇ ફરજ બજાવી આપણી જીંદગીને આપણે સુખી કરી શકિયે.

**તંદરોસ્ત ધર્મ**—ઘણાં પ્રકારનાં આકીનો, માનતાઓ, મતો અને વિચારો ધર્મને નામે પસાર થાયછે, જે એક પ્રકારના વિચારવાળાંઓને ખોટાં દિસે તો બીજી બાજુવાળાંઓને ખરાં દિસે. પણ જેમ આપણે દરૂસ્ત તન (Healthy body) અને દરૂસ્ત મન (Healthy mind) માટે બોલ્યે છિએ, તેમ ધર્મને માટે પણ "દરૂસ્ત ધર્મ" (Healthy Religion) તરીકે બોલી શકયે અને વિચારી શકયે. કેવા પ્રકારનું એકીન અને કેવા પ્રકારના વિચારો એમ "દરૂસ્ત ધર્મ" તરીકે ગણાય? આ બાબે ઇજીપશિઅન બાબતોના જાણીતા અભ્યાસી મી૦ ફલીનડર્સ પાન્ટ્રીનાં ઇજીપ્ટના ધર્મ સંબંધી પુસ્તકમાંના શબ્દો ધ્યાન પુગાડવાજોગ છે. તે કહેછે કે "જેમ શરીર માટે કસરત અને કવાયદ જરૂરના છે, તેમ મન માટે છે. ભવીષ્યની સારી આશાનું આકીન બાંધવા માટે મનની તાલીમ (mental drill) ની જરૂર છે. પ્રમાણીક વિચાર, મુશકેલીઓની સામે થવું, ગમે તેવી નકામી યા ખરાબ દિસ્તી ચીજોને ઉપ્યોગમાં લાવવા શિખવું, ગમે તેવું નાપસંદ દિસતું (disagreeable) કામ તેના તરફની નાપસંદગી વિચારવા વગર ફરજ સમાન કરવું, મનને કચવાત આપ્યા વગર એવાં કામો માટે વિચાર મજબુત કરવો, એ સર્વ 'તનદરૂસ્ત ધર્મ' નાં તત્વો છે".[1] આ શિક્ષણ પ્રમાણે ત્યારે "તમદરૂસ્ત ધર્મ" માટે આપણે નીચલાં ઉપર ધ્યાન આપી અમલ કરવાનો છે, જે અમલ આપણને જીંદગીમાં મોજ લેતા અને તે માટે ભલી આશા બાંધતા કરેછે.

૧. હંમેશ પ્રમાણિક વિચાર, અથવા આપણા અવસ્તાના શબ્દોમાં બોલ્યે તો 'વીસ્પ હુમત,' અથવા પાજંદ શબ્દોમાં બોલ્યે તો, 'હુ મનશ્ની' એટલે 'નેક વિચાર' કરવો.

૨. કામમાં આવી પડતી મુશકેલીની સામે, તેને કાંઇપણ મોટું રૂપ આપવા વિના, થવું અથવા આપણા અવસ્તાના શબ્દોમાં કહ્યે તો 'અમ' એટલે હિમ્મત જાળવવી.

૩. દેખાવમાં હલકી યા કદરૂપી યા નીર્જીવ દેખાતી ચીજો યા માણસોનાં સમાગમમાં આવવું પડે તો તેઓનો પણ સારો ઉપયોગ કરવાની કોશેશ કરવી.

---

1. As drill and exercise are needful to bring out the powers of the body, so also of the mind. Optimism naturally leads to mental drill to strengthen it. The resolution to think honestly, to face difficulties without exaggeration, to learn the utility of the ugliest or most despised things, to do unpleasant duties without thinking of their disagreeableness, to harden the mental skin so as not to be uselessly fretted, all these are parts of a healthy religion." (Personal Religion in Egypt before Christianity," by Dr. W. N. Flinders Petrie (1909) p. 20).

૪. ગમે તેવાં નાપસંદ કામ યા ફરજો માર્ગમાં આવે તો તે વગર બબડવે ખુશીથી કરવાં.

૫. જેને આપણે "મનની ચામડી" (mental skin) કહીએ, તે સખત રાખવી, અને જરા જરા યા નાની નાની ચીજો યા મુશકેલીઓ યા ટીકાથી બીનજરૂરે ખીજવાવું યા ચીડાવું નહિ.

આવી તબેહો, જીંદગીના માર્ગમાં મલતી નાપસંદ ચીજોથી યા કામોથી યા માણસોથી આપણને કંટાલતા અને દુઃખી થતા કરવાને બદલે, તેઓમાંથી પણ જે કાંઇ ભલું હોય તે ખેંચતા કરશે. એવી તબેહ આપણા તનની દરૂસ્તી તેમ મનની દરૂસ્તી ઉપર સારી અસર કરશે. જીંદગીમાં મલતી મનની મુશકેલીઓ માટે એ એક પ્રકારનો મગજનો ઉપાય (mind cure) છે.

**જીંદગીમાં લેવાની મોજ, મનની યા વિચારની મોજ છે**—જીંદગીમાં લેવી જોઇતી આ મોજ ઇંદ્રીઓ (senses) ની મોજ નથી, પણ મનની મોજ છે, વિચારની મોજ છે, મનસ્નીની મોજ છે. આપણું મન, આપણો વિચાર, આપણી મનસ્ની, આ મોજ આપણને મોહોબતથી, સંતોષથી, જ્ઞાનથી આપે છે. આપણા દેશમાં જાણીતી થયલી પેલી અમેરીકન બાનુ મીસ્ મારગરેટ ઇ. નોબલ, જેણી આપણને, તેણીએ અખત્યાર કરેલાં હિંદી નામ 'નીવડિતા' થી, 'સીસ્તર નીવડિતા' તરીકે જણાયલી છે, તેણી આપણાં મનની આ બાબતની શકિત માટે ઘણી સુંદર રીતે નીચે પ્રમાણે કહે છે: "સઘળું જે છે તે મન છે. આપણી પોતાની બહારની કોઇપણ ચીજ આપણને એવી શકિત આપે નહિ, કે જેવી આપણ પોતે આપણે પોતાને આપ્યે. બહારની દુનિયા, ગમે તેવી દેખાવવાળી દિસવા છતાં, મનનાં એક રમકડાં સમાન છે. જે વિચારવામાં આવ્યું હોય તે તો એક નબળું ઉચ્ચારણ છે. આપણે જેબી કાંઇ હોયે છિએ તે આપણે જે વિચાર્યું હોય તેના પરિણામ છિએ."[1]

**સુખ બે ચીજથી પ્રાપ્ત થાય. તેમાં મનનું પ્રબળ**—સુખ બે ચીજથી પ્રાપ્ત થાયછે. ૧. તન દરૂસ્તીથી ૨. મન દરૂસ્તીથી. તન ગમે તેવું દરૂસ્ત હોય, પણ મન બિમાર હોય યાને તે ભમતું, લુડું, નબળું, બ્હીકણ, અજ્ઞાન હોય, તો સુખ પ્રાપ્ત થતું નથી. બીજા હાથ ઉપર, મન ગમે તેવું કામ કરતું, સ્થિર, ચપળ, શાંત, ભલું, હિમ્મતવાન, જ્ઞાની હોય, પણ તન દુઃખી

---

1. All is in the mind Nothing ou side us has any power save what we gave it. However imposing the external world may seen, it is in reality only the toy of mind It is but a feeble expression of what has first been *thought*. All that we are is the result of what we have thought. ("Religion and Dharma" by the Sister Nivedita (Margaret E. Noble) with a Preface by S. K. Ratcliffe (1915) p. 48.)

હોય તો તેથી પણ, સુખ પ્રાપ્ત થતું નથી. પણ, આ બેમાં પણ, મન ઉપર મુખ્ય આધાર છે. દરૂસ્ત મન આશાવંતું, હિમ્મતવાન, સંતોષી, સબુરીભર્યું, વિશ્વાસુ હોય છે; તેથી તે તનનું દુઃખ ખમવાને આપણને શક્તિવાન કરેછે. તનની મજબુતી અલબતે કેટલીક હદે મનનાં દુઃખો ખમવાને આપણને શક્તિવાન કરેછે, પણ તે મનની મજબુતી જેટલી હદે નહિ. મનની મજબુતી તનનાં દુઃખ ઘણી હદે ખમવાને આપણને શક્તિવાન કરેછે.

જોન બ્રાઇટ માટે કહે છે કે મનનાં સુખનાં સાધન તરીકે તે આ બે ચીજ ગણતો: ૧. માફક આવતું કોઇ કામકાજ (congeneal occupation) અને ૨. આગળ વધવાની આશાભરી લાગણી (a sense of progress). જીંદગીમાં આપણને મોજ લેતું કરનાર મુખ્ય સાધન આપણું પોતાનું મન છે. આપણું ભલું, મજબુત મન આપણને સર્વ બાબતમાં મોજ લેતાં કરેછે. બુધીસ્ત ધર્મના સ્થાપક ગઓતમ બુધના આ શબ્દો છે કે "મન સર્વ ચીજ છે. તમો જેમ ધારો છો તેમ તમો બનો છો."[૧] રસ્કીન પણ એમજ કહે છે કે "તમો પોતાને સુંદર વિચારોના માલા સમાન બનાવો."[૨] તે વધુ કહેછે "સુંદર વિચાર એ દુઃખ સામે બચાવ તરીકે છે."[૩] "એક બુરો વિચાર બીજા બુરા વિચારો ઉત્પન્ન કરેછે."[૪]

**આપણી સુંદરમાં સુંદર બંદગી "વીસ્પ હુમત"**—આપણી બંદગીઓ જેમ અવસ્તા તેમ પાજંદ ભાષાઓમાં છે. એ બેમાં જે અવસ્તામાં છે, તેને માટે આપણે કહિયે, કે તે વ્યવહારૂ કરતાં ફીલસુફીભરી વધારે છે. પણ આપણી પાજંદ બંદગીઓ વ્યવહારૂ વધારે છે. એ બંદગીઓમાં આપણી "વીસ્પ હુમત" ની બંદગી ઘણી સુંદરમાં સુંદર બંદગી છે, જે આપણને આપણી બાબતના સંબંધમાં ઘણો સારો પણ વ્યવહારૂ બોધ આપેછે. તે આપણને જે શિખવેછે તે આ, કે આ જીંદગીમાં જો ખરી મોજ ભોગવવા માગતા હોવ, તો તે શરીરની મોજ કરતાં મનની મોજ છે. તમો તમારાં મનને સાફ અને સ્વચ્છ રાખો. તમો સારૂં, સારૂં અને સારૂંજ વિચારો કે જેથી તમારાથી સારા, સારા અને સારાજ શબ્દો બોલાશે, અને સારાં સારાં અને સારાંજ કામો થશે. એમ કરવાથી તમારા સર્વ રોજો મુબારક થશે, માહો મુબારક થશે, સાલો મુબારક થશે, જીંદગી મુબારક થશે, ફકત આજ જીંદગી મુબારક થશે એમ નહિ, પણ જ્યારે આ જીંદગી ખતમ થવાનો વખત આવશે, ત્યારે ખુદ મોહોત વટીક પણ મુબારક થશે, અને મોહોત બાદની જીંદગી પણ મુબારક થશે. એ બંદગી કહેછે કે એવા સારા વિચારો, સારા શબ્દો અને

---

૧. Mind is every thing. What you think you become."

૨. Make your-self nests of pleasant thoughts."

૩. " Beautiful thought is proof against adversity."

૪. Every bad thought breeds other bad thoughts."

સારાં કામો તમોને ચહડતા અને ચહડતા કરશે, બેહેતર અને વધુ બેહેતર (better) કરશે, અને આસ્તે આસ્તે બેહેસ્તી (best) કરશે. એ સર્વ તમોને બેહેસ્તમાં લઇ જશે. એથી ઉલટું બુરા વિચારો અને તેથી ઉત્પન્ન થતા બુરા શબ્દો અને બુરાં કામો તમોને નીચે પાડશે અને તેથી પણ વધુ નીચે અને નિચે પાડશે અને દોજખ તરફ લેઇ જશે.

**"નેમો આઓંઘ્હાંમ"ની ચારે દિશાની નેમાજની અને કેર્ફેહ-મોજ્દની બંદગીઓ**—આપણામાં "ચાર દિશાની નેમાજ," એવી "નેમો આઓંઘ્હાંમ" શબ્દોથી શરૂ થતી એક બંદગી છે. તે આપણી કેટલીક પાજંદ સુંદર બંદગીઓમાંની એક બીજી સુંદર બંદગી છે. તેમાં ભણનાર ચારે દિશા તરફ ફરી તે દિશાઓમાં આવેલા કુદરતના બુલંદ પદાર્થો—સૂર્ય, ચંદ્ર, સેતારા, પાણી, જમીન, ઝાડપાન, પવન, ખેતરો, મકાનો, શેહરો, કુલે પેદાયશ અને તેમાં ભલાં નર અને નારીઓ—એ સર્વને નમેછે અને તેઓ તરફ નેમાજ જાહેર કરેછે. આપણા વંદીદાદની ત્રીજી પર્ગર્દની શરૂઆતમાં, "નેમો" અથવા "નેમાજ" શબ્દ બાબે જે કેટલુંક વિવેચન છે, તેને આધારે આપણે જોઇએ છિએ, કે નેમાજ સાથે, જે ચીજોને આપણે નમ્યે, તે ચીજો તરફની ફરજનો ખ્યાલ જોડાયલોછે. ત્યારે આપણી આજુબાજુની કુલે કુદરત તરફ, ત્યાં વસતાં કુલે નરનારીઓ તરફ, ફરી તેઓ તરફ આપણા વિચારો દોરતા કરી, આપણે તેઓ તરફની આપણી ફરજોનો એકરાર કર્યે છિએ; આપણી આજુબાજુની દુન્યા સાથે સુલેહમાં ( in peace with the world) રહીને તેની પેદાયશો તરફ કોઇ ચોકસ ફરજોથી બંધાયલા રેહેવાનો એકરાર કરીને તેઓમાં, તેઓને લગતાં કામોમાં, જાણે આપણે મોજ લેઇએ છિએ, કોઇ લાભ લઇએ છિએ, તેઓના સંબંધમાં કોઇ ભલાં કામો કરવાનું જાહેર કર્યે છિએ.

હિંદુઓમાં પણ એવું કોઇક ચારે દિશાનું નમન છે. તે નમનમાં નમન કરનાર ચારે દિશાઓ સાથે આસમાનની ઉંચી ટોચ (zenith) અને નીચલા ભાગ ( nadir ) ને પણ નમન કરેછે. એક હિંદુને એમ નમન કરતો જોઇ; કહેછે કે, ગઓતમ બુધે તેને શિખામણ દીધી, કે એમ સર્વ દિશાએ ફરી નમન કરતાં તેણે સર્વ બાજુએ ભલાં કામો પાંથરવા (showering good deeds) ના વિચાર કરવો જોઇએ. તેણે તે સર્વ દિશાઓને પોતાનાં માત, પિતા, જન, ફરજંદ, સગાં, સ્નેહી મિસાલે જોવી જોઇએ, અને ત્યાં રેહેતાં સર્વ તરફ, સગાંસ્નેહી તરીકે, જોઇ તેઓ તરફ ભલાં કામોનો વર્ષાદ વરસાવવો જોઇએ. એમ નમન કરી સઘળે મિત્રાચારી અને મોહોબત (human fellowship and love wide as the world ) પાંથરવી.

આપણી "કેર્ફેહ મોજ્દ"ની બંદગીમાં આપણે દુઆ ગુજાર્યે છિએ, કે "અશાહી રવાન દુશારમરા હમ કેર્ફેહ હમા વેહાને હફ્ત કેશ્વર જમીન,

જમીન-પેહના. રૂદ-દરાના, ખોર્શેદ-બાલા, બુન્દેહાદ બેરસાદ", એટલે "રવાનના પ્યારને કાજે, જમીનની પોહોલાઇ, નદીની લંબાઇ અને ખુર્શેદની બુલંદી જેટલા વિસ્તારે, અશોઇ, હફ્તકેશ્વર જમીન ઉપર, સવાબકાર આદમીઓને અને ભલા પુરૂષોને પોંહોચો." આ દુઆ ત્યારે આપણી આજુબાજુ સર્વ ભલાંઓનાં ભલાંમાં ભાગ લેવા માટે છે.

**હુ-મનશ્ની સાથે હુ-કુનશ્ની. અકબરનો સ્વપ્નો**—આ સર્વ તપાસે આપણને દેખાડયુંછે કે હુમત, યા હુ-મનશ્ની યા સારો વિચાર, એ જીંદગીની મોજકાજે મુખ્ય પાયા સમાન છે. પણ તે પાયા ઉપર સંતોષ પામી બેસવાનું નથી. તે ઉપર સંતોષ પામી બેસી રેહેવું, તે એક મકાન માટે સુંદર પાયો નાખી, તે ઉપર મકાન બાંધવા વગર, તેને રાખી મેલવા સમાન છે. પાયો નાખ્યો, તો તે ઉપર મકાન ઉભું કરવું જોઇએ. હુ-મનશ્નીથી આગળ નહિ વધ્યે તો, યુરોપ સાથે સરખામણીમાં એશિઆ ખંડ માટે અને ખાસ કરી પુરાણા હિંદ માટે, જે સામાન્ય રીતે કહેવાય છે—કે જ્યારે યુરોપ વ્યવહારૂ કામ કરતું (active) છે ત્યારે એશિયા શાંત ચિતન કરતું (meditative) છે—તે મુજબ બને. ત્યારે હુમત યા હુ-મનશ્ની બાદ આપણે બેસી રેહવાનું નથી, પણ કામ કરવાનું છે. જો હુમત યા સારા વિચારને આપણે મુખ્ય ધર્મ તત્વ ગણવા માગતા હોયે, તો "ધર્મ અને કર્મ" એ બન્નેને સાથે સાથે, હાથો હાથ, બગલગીરી કરતાં કરવાં જોઇએ. એમાંજ ખરો ધર્મ સમાયલોછે. ટેનીસને "અકબરનો સ્વપ્નો" (Akbar's Dream) નામની પોતાની કવિતામાં આ વિચાર સુંદર શબ્દોમાં દેખાડયોછે. આ કવિતાની વાર્તા પ્રમાણે, અકબર એક રાત્રે કોઇ સ્વપ્નો જોઇ સહવારના પોહોરમાં વિચારમાં પડેલો ચિંતાતુર દિસ્યો. ત્યારે તેના વજીર અબુ ફજ્લે તેને પુછ્યું, કે "સર્વ પ્રજાઓના નુર (સમાન પાદશાહ)! આજ રાત્રે શા (વિચાર) થી તું જરા ઘેરાયલા વિચારનો બન્યો છે?"[1] ત્યારે અકબરે આકાશ તરફ નજર કરી જવાબ દીધો કે "મેં એક ખ્યાલી સ્વપ્નો જોયો છે, તોપણ ખુદા તરફ મન ધરીને મેં તે સ્વપ્નાની વિરૂદ્ધ બંદગી કરીછે,"[2] એટલેકે "કોઇ ખરાબ સ્વપ્નો જોતાં ખુદાની બંદગી કરો તેના ઉપર વિશ્વાસ રાખ્યોછે." પછી અકબર બંદગી માટે, અને બંદગી સાથે કામ કરવા માટે નીચે પ્રમાણે વિવેચન કરેછે:—

"બંદગી કરવી અને કામ કરવું, બંદગી કરવી અને બંદગી પ્રમાણે કામ કરવું, એ બન્ને અલ્લા (ખુદા) ને પસંદ છે. પણ જે બંદગીની પાછળ કામો બનતાં નથી, તે ખુદાની નજરમાં નબળી અને ફીકી બંદગી છે. (આવી બંદગીઓ) મુએલાં છોકરાંઓને જન્મ આપી સુવાવડમાં મરણ પામતી માતાઓ

---

૧. Light of the nations! What has darken'd thee to-night?

૨. "I raised my heart to Heaven, I pray'd against the dream."

મીસાલે છે. મેં મક્કમ ઠેડાવ કર્યો છે, કે મારા સ્વપ્નાઓ ગમે તેવા હોય, તોપણ હું આ મારૂં બોહલું રાજ્ય, જે મારી તલવાર, જે સુલેહ આણવા ખાતર માણસોને જીતેછે, તેનાથી જીતાયલુંછે, તેમાં જે વાજબી હશે તે કામ કરીશ. અલ્લા મારો નેગેહબાન થાઓ.[૧]

**ટોડરમાલે અકબર પાસે દુન્યા ત્યાગ કરવા માટે રજા માંગવી**—આઇને અકબરી પ્રમાણે, અકબરના જાણીતા દરબારી ટોડરમાલે અકબર પાસે પોતાના બુઢાપામાં રજા માગી, કે તે ગંગા નદીને કાંઠે એકાંતવાસ (retirement) પકડે અને પોતાના બાકીના દિવસો બંદગીમાં ગુજારે. ત્યારે અકબરે તેને કહ્યું, કે "ગંગાના કિનારા ઉપર બેસવા કરતાં પોતાની ફરજો પાછળ મંડવું, એ વધારે નેક હતું"[૨] અકબરના મોહમાં ટેનીસને મેલેલા ઉપલા સુંદર શબ્દોને મળતાજ અકબરના આ વિચારો છે.

**અસલી ઇરાનીઓ મુજબ નમુનેદાર જીંદગી**—"ઇરાની સાહિત્ય" નામનાં પુસ્તકની એક બાનુ લખનારે "અસલી ઇરાનીઓની નમુનેદાર જીંદગી" માટે નીચે પ્રમાણે વાજબી ખ્યાલ બાંધ્યોછે. "ઇરાનીઓની નમુનેદાર જીંદગી ચાલુ ફતેહ હતી. ઓરમજ્દની ઉપમા, કમાન સાથનો અને ધમકી આપનાર હાથ સાથનો એક પાંખવાળો લડવૈયો હતો."[૩] આ ચાલુ ફતેહ શાનની

---

૧. "To pray, to do—
To pray, to do according to the prayer,
Are, both, to worship Alla, but the prayers,
That have no successor in deed, are faint
And pale in Alla's eyes, fair mothers they
Dying in childbirth of dead sons. I vow'd
What'er my dreams, I still would do the right
Thro' all the vast dominion which a sword,
That only conquers men to conquer peace,
Has won me. Alla be my guide!"

(Tennyson's Akbar's Dream, suggested by an Inscription by Abdul Fazl for a temple in Kashmir (Blochmann XXXII).

૨. Blochmann's Ain-i-Akbari, Vol, I, p. 352.

૩. "The hardy tribes of Iran which Cyrus led to victory were trained to manly exercise; they taught their children to endure hardship, to ride, to shoot and to tell the truth. They were strangers to dissipation, and so loyal to age that parricide was inconceivable to them. The royal edict was so inflexible that 'the laws of the Medes and Persians' passed into a proverb............ This hardy race of soldiers, that could rush into battle, almost without rations, was a terror to the pampered Lydian and the luxurious Babylonian, for the ideal life of the Persians was continual conquest, even his symbol of Ormazd being a winged warrior with bow and threatening hand." (Persian Literature, Ancient and Modern" by Elizabeth Reed, (1893) p. 12).

અજ્ઞાનપણા ઉપર ફતેહ હતી. આ ચાલુ ફતેહ નેકીની બદી ઉપર ફતેહ હતી. આ ફતેહોની એક નાની હારમાળા આપણે યજ.ફ્નેના ૬૦ માં હાવાળા "તાઓ અહ્નિ ન્માને" નામનાં આફ્રીનગાનના "દહમાનનાં આફ્રીનગાન" નામે ભણાતા કર્દામાં જોઇએ છિએ, કે જ્યાં ભણનાર દુઆ ગુજારેછે કે તે ઘેરમાં ફર્માંનબરદારી નાફર્માંનીને મારે, સુલેહ કલેશને મારે, સખાવત બખીલાઇને મારે, સભ્યતા મગરૂબીને મારે, સચ્ચાઇ જુઠાઇને મારે. સ્પેનામીનો અને અને અંઘ્રમીનો, જેઓ વચ્ચે આપણે હરીફાઇ (Poles opposition) જોઇએ છીએ, તેઓ વચ્ચેના ઝઘડામાં પેહેલા મીનોની આ ફતેહ છે.

**ચપળતામાં જીંદગીની એક મોજ છે**—શારીરિક મોજ, નિરાંત અને શાંતિની મોજ, ચોકસ હદની મોજછે. તે હદની બાહાર જતાં, તે જીંદગીની ખરી મોજ નથી. ખરી મોજ ફકત જીવવા (to live) માં નથી, પણ ઉગવામાં, વધવામાં (to grow) માં છે. તે હોવામાં યા હૈયાતી ભોગવવા (to be) માં નથી, પણ બનવા (to become) માં છે. આપણે "નિરાંતે હૈયાત છિએ," એવી હાલત કરતાં "ચપળ હૈયાત છિએ," એવી હાલતમાં પસાર થવું જોઇએ, નહિ તો, એક લખનાર કહેછે તેમ, કીટાઇ જઇએ અથવા આપણી હાલત એક ખબોચીઆનાં પાણીની માફક થાય.[1]

**ઊદ્યોગના ખ્યાલમાં એક પ્રકારના જંગનો વિચાર**—જરથોસ્તી ધર્મનું શિક્ષણ ઘણું તેજ, ઘણું ચપળ, ઘણું જોશમંદ અને ઝમક સાથનું છે. તે શિક્ષણ કહેછે, કે જ્યાં જરૂર હોય ત્યાં કાહેલી યા બદી સામે જંગ મચાવી ભલો ઉદ્યોગ દેખાડવો. એવું શિક્ષણ શિખાડેછે, કે આવો ઉદ્યોગ નિષ્ફળતા વચ્ચે પણ ચાલુ રહેવો જોઇએ. ઇજીપ્ટના ધર્મ બાબે બોલતાં મી૰ ફલીનડર્સ પાટ્રી, ઉપર એશારો કરેલા એક ખરા ધર્મ ( Healthy Religion ) મારે જે કહેછે, તે જરથોસ્તી ધર્મ મારે ખાસ કરી ખરૂં છે કે "તમારી નેમમાં ચુકો તો કમાન ખેંચો અને ફરીથી કોશેશ કરો."[2] ઇરાની બાંધકામોમાં કોઇક ધાર્મીક ચિત્રોમાં એક ધાર્મીક બંદગી કરતા લડવૈયાને હાથમાં કમાન સાથે ચિતારેલો આપણે જે જોઇએ છિએ, તે આ વિચારને ટેકો આપેછે.

**નામોરાદીમાં જીવનશકિત** (Crucifixion and Resurrection)—ખ્રિસ્તિઓ ક્રોસ ( cross ) ને પવિત્ર નિશાણી ગણેછે, તે મુળમાં આ સબબે, કે જાહેર રીતે તેઓનો પેગામ્બર પોતાની મોરાદોમાં નિષ્ફળ નિવડી નાઉમેદી સાથે

---

૧. "To live and grow, a thing must pass from the category of *esse* ( to be ) into the category of *fieri* ( action ), otherwise routine and dogmatism rust out the vital principle in even the greatest ideas; even as a pool of the purest water, set apart from the natural current of streams or the running rains of heaven will stale and grow stagnant."

૨. "Personal Religion in Egypt before Christianity," by Flinders Petrie pp. 19 et seq.

એક ક્રોસ ઉપર ટંગાઇ માર્યો ગયો હતો. પણ તે બનાવ સાથેજ તેઓ તેનું એક પ્રકારનું સજીવણપણું (resurrection) જોડેછે. એક હાથપર ક્રોસપર માર્યા જવું (crucifixion), અને બીજા હાથ ઉપર થોડા વખતમાં સજીવન થવું, એ જીંદગીમાં ધડો આપેછે. આ જગતનો નજરે પડતો કારોબાર હજીુર અપુર્ણ છે. ફ્રશોકેરેટી યા ફ્રશોકન્ત, જ્યારે સર્વ ચીજો સંપુર્ણ થશે, તેનો વખત હજીુર દૂર છે. તેને નજદીક લાવવાનું, જલદી લાવવાનું આપણું કામ છે. તે કામ કરતાં, આપણી મોરાદોની નિષ્ફળતા વચ્ચે, તેઓની નામોરાદી વચ્ચે, આપણે સજીવનપણાની આશા રાખી જીવવાનું છે, અને તેમ જીવી જીંદગીમાં મોજ લેવાની છે.

**આ માથાકુટની દુનિયામાં કોશેશ**—આ દુનિયા, એક પ્રકારની માથાકુટની, ઝઘડાની, હરીફાઇ (struggles) ની દુનિયા છે. એવી હરીફાઇની જીંદગીમાં જેઓ ઘણી મુશકેલીમાં હોય તેઓને આપણે બનતી કોશેશથી મદદ કર્યે. પણ એવી મદદ યા સખાવત છતાં, ગુજરાન માટે મારામારી અને હરીફાઇ તો દુનિયામાં રેહવાની. એવી હરીફાઇ વચ્ચે, આપણે હરીફાઇથી આપણાં મનને, આપણા આત્માને ચહડતો કરવો જોઇએ. જે ગરીબો એવી હરીફાઇમાં અગવડમાં હોય, તેઓને આપણે એવા પ્રકારની મદદ કરવી જોઇએ, કે જેથી તેઓને ચહડતા થવાને તક મલે. એવી તક તેઓને મળવાથી, ઉપર પ્રમાણેના ઝઘડાની સફાઇ કમી થાયછે. બધી મુશકેલીઓ વચ્ચે આશા જાણે મુક્તિ આપી આપણને બચાવેછે.

**રવાન બોખ્તગી· ચક્રગતિ અને પ્રગતીકરણ**—સાધારણ રીતે રવાન બોખ્તગી અથવા આત્માની મુક્તિ અથવા છુટકારો (salvation), એ શબ્દોથી એમ સમજવામાં આવેછે, કે તે કોઇ ગુનાહથી, કોઇ તકસીરથી, કોઇ ખામીથી છુટકારો છે. અલબતે તે એક રીતે સમજતાં છુટકારો છે. પણ તેને છુટકારા કરતાં "વધારો, સુધારો, સંપુર્ણતા તરફનો વધારો" વધારે સમજવો જોઇએ. આપણી કોઇ ખામી યા ભુલથી છુટા થવું, જ્યાંથી ભુલ્યા હોય ત્યાં પાછા ફરવું, પતેત કરી સિધા માર્ગ ઉપર આવવું, એ છુટકારાનો, મુક્તિનો, રવાન બોખ્તગીનો એક માર્ગ છે ખરો; પણ તે સંપુર્ણ માર્ગ નથી, તે ફક્ત એક પગળું છે. ખરો માર્ગ તો આપણી વર્ત્તણુકને ચહડતી કરી સંપુર્ણ ભલી બનાવવી, તે છે. વર્ત્તણુકની સંપુર્ણતા (perfection of our character) એ ખરી રવાન બોખ્તગી છે. એવી રીતની રવાન બોખ્તગી તે આ દુનિયાના સર્વ માણસોનું કામ છે. તે ફક્ત કોઇ ભુંડાઓ માટેજ નથી, પણ ભલાઓ માટે પણ છે. ભુંડાઓએ ભુંડાઇથી પાછા હઠવું, એમાં તેઓનાં રવાનની બોખ્તગી છે. એટલુંજ નહિ, પણ ભલાઓએ ભલાઇમાં આગળ વધવું, તે પણ રવાનની બોખ્તગી છે. એ પ્રમાણે રવાન બોખ્તગી એ સર્વ માણસજાતનું કામ છે. એક પ્રકારની રવાન બોખ્તગી એ ખુદ ખુદાતાલાનું કામ છે. પોતાની દુનિયાને, પોતાની જગતને વધુ અને વધુ ચહડતી, સુધરતી,

અને સંપુર્ણ કરવી, એ જાણે ખુદ ખુદાતાલા માટે રવાન બોખ્ષગીનું કામ છે. આપણા ધર્મપુસ્તકો પ્રમાણે ખુદ ખુદાતાલાનું પણ ફરોહર છે. ખુદ ખુદાતાલા પણ પોતાનો આત્મા, જે કેટલીક હદે તેની કુલ દુનિયાનો, તેની કુલ જગતનો, તેની કુલ સૃષ્ટીનો આત્મા છે, તેને વધુ પ્રદર્શિત (manifest) કરતો રહેછે. ખુદાતાલાએ આ જગત પેદા કીધી, આ સૃષ્ટી પ્રદર્શિત કરી, કે સર્વ થઇ ચુકયું એમ નથી. તેમ કરવા પછી તે સાહેબે ઘણું કર્યું છે, ઘણું કરેછે, અને ઘણું કરવાનો છે; એટલેકે પેદાએશનું તેનું કામ અનંત છે અને ચાલુ છે. જ્યાં પણ સચ્ચાઇનો અનાદર થતો હતો ત્યાં તે સચ્ચાઇ માટે લડવું (to fight for the right), તે સચ્ચાઇ માટે પોતાના લાયક બેટાઓને લડતા કરવા, એ તેનું હંમેશનું કામ છે. એક વખતે સંપુર્ણ અવ્યવસ્થા (chaos) હતી, તેમાંથી તે સાહેબે વ્યવસ્થા (order) ઉત્પન્ન કીધી. પણ તે વ્યવસ્થા સંપુર્ણ થઇ નથી; અથવા, બીજી રીતે બોલ્યે તો, જ્યાં વ્યવસ્થા સ્થાપાઇ હોય ત્યાં પણ પાછી કેઠેકેઠે અને કોઇકોઇ વેળાએ ગેરવ્યવસ્થા (disorder) પ્રસાર પામેછે. ત્યારે ત્યાં પાછી વ્યવસ્થા આણવી, એ તે સાહેબનું ચાલુ કામ છે. આ દુનિયાનાં તેનાં રવાન માટે, તેના ગેઉશઉર્વાન માટે, આ ચાલુ બોખ્ષગીનું કામ છે.

તે સાહેબની આ જગતમાં, જેમ ઉથળપાથળ થતી ચક્રગતિ (revolution), તેમ પ્રગતીકરણ (evolution) ચાલુ છે. આ બન્ને તે સાહેબની કુલે દુનિયામાં, કુલે જગતમાં ચાલુ છે. ત્યારે આપણ માણસજાત, જે પણ તેની જગતનો એક ભાગ છિએ, તેમાં પણ તે ચાલુ હોવાં જોઇએ. ત્યારે આપણી જીંદગીમાં પણ, તે સાહેબની સરજ્ઞશ પ્રમાણે, જેમ ચક્રગતિ તેમ પ્રગતીકરણ ચાલુ છે, અને તેમાં આપણે લાભ લેઇ, મોજ લેઇ, રાતદિવસનું કામ ગણી, ભાગ લેવાનું છે. આ દુનિયાની આપણી જીંદગીમાં જીંદગી ગુજારવા કાજે આપણને કોઇ જંજાલો ખમવી પડે, તે સર્વને આપણે જાણે એક ઉંચાઇએ ચહડવા માટેની સીહડી યા પગથ્યાં યા પરાંચ સમજવી જોઇએ. એક મકાન બાંધવા કાજે, તેના ઉપર માળ પછી માળ ચહડાવવા કાજે, આપણને ખબડાયલા વાંસા અને દોરડાંથી, અને તેઓ વચ્ચેનાં ગાંઠ ગુચવણથી કામ લઇ પરાંચ બાંધવી જોઇએ. એ પરાંચ થોડોક વાર, નજરમાં ખુંચે એવી અશોભઇતી યા કદરૂપી લાગે, પણ સેવટે તે સુંદરતાની નેમ ધરાવેછે. આપણી જીંદગીમાં પણ એમજ છે. આપણી જીંદગીને સેવટે શોભીતી, સુંદર, શ્રેષ્ટ, સારી, સુખી કરવા કાજે તેની ઉપર, થોડીક જંજાલ અને રંજભરી કોશેશો વિગેરેની થોડીક દેખાવે ખબડાયલી પરાંચ બાંધવી જોઇએ. પણ તેનું સેવટ સારૂં આવશે.

ધર્મપુસ્તકો અલંકારીક રીતે કહેછે કે "ખુદાએ કહ્યું કે 'થા' અને તેમ થયું." દાખલા તરીકે, ખ્રિસ્તિ ધર્મપુસ્તક કહેછે કે "ખુદાએ કહ્યું કે

રોશનીને થવા દેઓ અને રોશની થઇ."[1] એ અલંકારીક રીતે સમજવા માટે, તે સાહેબની સર્વશક્તિનો ખ્યાલ બાંધવા માટે બરહક છે. પણ તે માટે જેમ આપણને કુદરતી વિદ્યા અને અક્કલ અને અનુભવ સમજાવેછે તેમ, બીજી રીતે વિચાર કરવાનો છે. ખુદ ખુદાતાલાને, એક પછી એક, પએ દર પએ, કદમે કદમ, પગળે પગળે, રફતે રફતે, દરજજે દરજજે, મંજળે મંજળ આ દુનિયા પેદા કરતાં, તેને આપણે આજે જોઇએ છિએ તેવી સુંદર, શોભીતી, સિંગારવંતી, સોહામણી બનાવતાં, ઘણું થોભવું પડયું હતું; સેંકડોજ નહિ, હજારોજ નહિ, લખોજ નહિ, પણ કરોડો વર્ષ થોભવું પડયું હતું; અને ચાલુ અને ચાલુ કામ કરવું પડયું હતું. આજની તે સાહેબની સુંદર દુનિયા તેના સેંકડો ઘણાં સેંકડો, હજારો ઘણાં હજારો, લખો ઘણાં લખો, કરોડો ઘણાં કરોડો, અબજો ઘણા અબજો વર્ષના ચાલુ અને ચાલુ કામનું પરિણામ છે. ધીરજ અને ખંત, સબુરી અને ઉમંગ સાથે તે સાહેબે પોતાની જગતને પોતાના સર્વશક્તિવાન હાથે પ્રગટ થતી જોઇછે અને તેમાં મજાહ લીધીછે. તેમ આપણને પણ આપણી જીંદગીમાં કામ લેવાનું છે.

આવી ચપળ જીંદગી, જરથોસ્તી ધર્મમાં ઉમદા, જાણે તેના ખાસ અશોઇ સદગુણ કરતાં પણ વધારે ઉમદા ગણાઇછે, એમ એક વિદ્વાન જણાવેછે.[2] તે કહેછે કે એવા ચપળ ધર્મ ( unascetic faith ) માં ઘોડાની સરતની પણ મનાઇ નથી. આ કહેવું, મીથ્ર યા મેહરના સંબંધનો એશારો છે, કે જે માટે કહેવામાં આવેછે, કે મેહરંગાનનાં જશનોમાં ઘોડાની શરતો ભાગ લેતી. યુરોપમાં ઘોડાની શરતો ઇરાનથી દાખલ થઇ હતી.[3] ફર્વર્દીન યસ્તમાં જરથોસ્તના જન્મથી પંથરાયલી જે ખુશી માટે બોલવામાં આવેછે તે ખુશીમાં ચપળતા સાથની ભલી આશાનો ખ્યાલ સમાયલોછે.[4]

**જે તરીકાનો અહુરમજ્દ તે તરીકાના આપણે. ખુદા એક ભિક્ષુક છે—** આપણે આપણા એકરારનામાનાં ભણતરમાં ભણ્યે છિયે કે "યા વરનો અહુરો મજ્-દાઓ, યે ગાંમ્ દદા, યે નરેમ્ અષવનેમ......તા વરેનાચા ત્કએષાચા." એટલે "જે રીતિનો અહુરમજદ, જેણે દુનિયાને અને અશો માણસને પેદા કર્યાંછે, તે છે, તે રીતિનો અને તરેહનો (હું છું)." ત્યારે આપણે પણ તબક્કે તબક્કે, દરજજે દરજજે, પગળે પગળે, કદમે કદમ, આગળ વધવાનું છે અને સંપુર્ણ થવાનું છે.

---

૧. God said " Let there be Light and there was Light.

૨. " Life is pronounced to be greatest good greater even than purity."

૩. જુઓ મારો વિષય " Horse in ancient Iran " Anthropological Papers. Part 1.

૪. Stratton's Psychology of Religious Life, p. 92.

દાદાર અહુરમજ્દ સર્વશક્તિવાન છે. પણ તે સર્વશક્તિવાન સાહેબને પણ જાણે આપણું કામ છે. આપણી ફ્રર્વર્દીન યશ્તમાં કહેછે, કે અહુરમજ્દે આ દુનિયા પેદા કીધી ત્યારે સર્વ ફરોહરો, તેની પેદાયશનાં સર્વ ફરોહરો, તેને યારી દેવા તૈયાર ઉભાં હતાં. તેવાં ઉભાં રહેનારાં ફરોહરોમાં ત્યારે આપણ માણસજાતનાં પણ ફરોહરો હતાં. તેમાં તમારૂં અને મારૂં પણ ફરોહર હતું. તે સાહેબની ભલી પેદા કરેલી દુનિયાને ચાલુ રાખવામાં તમારૂં અને મારૂં પણ ફરોહર કામ કરેછે. મતલબ આ, કે તે સાહેબના તરીકાના થઇ, પેદાયશ ઉત્પન્ન કરવાનાં તેનાં કામમાં, પેદાયશની વૃદ્ધી અને સુદ્ધીનાં તેનાં કામમાં, આપણ સર્વએ તે સાહેબ સાથે હમાજોર થવાનું છે, હમશરીક થવાનું છે. "હમાજોર બાદ દાદાર અહુરમજ્દ રયોમંદ ખોરેહમંદ," એવા શબ્દોથી આપણી અર્દાફ્રવશની આફ્રીનમાં આપણે ખુદાતાલા સાથે હમાજોર થયે છિએ, તે આ મતલબે છે. સંપુર્ણતા તે સાહેબની નેમ છે. તે સંપુર્ણતા તરફ આપણે પણ નેમ રાખવાની છે. આપણે પણ સંપુર્ણતા તરફ જવાનું છે અને આજુબાજુ સંપુર્ણતા આણવામાં હિસ્સો આપવાનો છે. આપણે આપણા રવાનને ચહડતું અને ચહડતું કરવાનું છે, અને સાથે સાથે આપણી આજુ-બાજુનાંઓનાં રવાનોને પણ ચહડતાં કરવાનાં છે. તે માટેનું કામ, નથી કોઇ એક વખતનું; નથી તે ફક્ત જવાનીનું કે નથી તે ફક્ત બુઢાપાનું; પણ તે સર્વ વખતનું છે. તે ફક્ત આ દુનિયાની ૫૦ યા ૧૦૦ વર્ષની જીંદગીથી તમામ થવાનું નથી, પણ તે જીંદગી બાદ પણ કેઠે ચાલુ રેહેવાનું છે. આપણ દરેકે, આપણા પોતાનાં રવાનને ચહડતાં કરી, આપણાં પોતાનાં રવાન સાથે આજુ-બાજુનાંઓનાં રવાનોને ચહડતાં કરી, અને તેમ કરવા કાજે તે આજુબાજુનાંઓને જોગવાઇ આપી, તે દાદારનાં કામમાં મદદ આપવાની છે. એક રીતે જોતાં યા બોલતાં આપણી તે મદદની તે દાદાર તલબ રાખેછે, ખાહેશ રાખેછે, આશા રાખેછે. એક લખનારે કહ્યુંછે કે, "ખુદ ખુદાતાલા પણ એક રીતે ભીક્ષુક છે," તે આવા વિચારથી, કે તે દાદાર આપણી પાસે માંગેછે, આરજુ રાખેછે, ખાહેશ રાખેછે કે આપણે તેના તરીકાના થઇને તેની પેદાયશોની વૃદ્ધિમાં અને સુદ્ધીમાં ભાગ લેઇએ.

**જીંદગીમાં મોજ આપનારા યા લાભ લેતા કરનારા ખોર્શેદની નીઆએશના ઊલતમંદ શબ્દો**—આપણે દરરોજ ખોર્શેદ નીઆએશ ભણતાં આ શબ્દો ભણયે છિએ:—

હવરે-ક્ષએતેમ અમેષેમ રએમ અઉર્વત-અસ્પેમ યજમઇદે. આઅત્ યત્ હ્વૈરે-રઓક્ષ્નિ તાપયેઇતિ, આઅત્ યત્ હ્વૈરે-રઓચો તાપયેઇતિ, હિશ્તેન્તિ મઇન્યવાઓંઘ્રહો યજતાઓંઘ્રહો, સતેમ્ચ હજંધ્રેમ્ચ તત્ ખ્વરેનો હાંમ-બારયેઇન્તિ, તત્ ખ્વરેનો નિપારયેઇન્તિ, તત્ ખ્વરેનો બક્ષેન્તિ, જાંમ પઇતિ અહુરધાતાંમ, ફ્રાધતિચ અષહે ગએથાઓ, ફ્રાધતિચ અષહે તનુયે, ફ્રાધતિચ હ્વૈરે યત્ અમેષેમ રએમ અઉર્વત અસ્પેમ્.

**અર્થ**—અમર નુરમંદ સેતાબ ઘોડા (ની ઝહડપ) વાળા ખોર્શેદને અમો આરાધ્યે છિએ. જ્યારે ખોર્શેદની રોશની પ્રકાશે છે, જ્યારે ખોર્શેદનું નુર તપેછે, ત્યારે સેંકડો અને હજારો મીનો યજદો (તે રોશની ફેલાવવા તૈયાર) ઉભા રહેછે, તેઓ તે (રોશનીનાં) નુરને એકઠું કરેછે, તે નુરને (આ દુનિયામાં) નીચે ફેલાવેછે, તે નુરને અહુરમજ્દે પેદા કરેલી જમીનને બક્ષેછે. અશોઇની દુનિયાની વૃદ્ધિ માટે, અશોઇની ચીજોની વૃદ્ધિ માટે, અમર, નુરમંદ, સેતાબ ઘોડા (ની ઝહડપ) વાળા ખોર્શેદની વૃદ્ધિ માટે (તેઓ આ સર્વ કરેછે).

આ સુંદર શબ્દોથી આપણે સૂર્ય તરફ આપણી નેમાજ જાહેર કર્યે છિએ, તેની સેવાની સ્તુતિ કર્યે છિએ, અને તેની સ્તુતિ સાથે તે દાદારને એવા બુલંદ પદાર્થની પેદાયશ માટે યાદ કર્યે છિએ. પણ આવી સ્તુતિ કરી, જાહેર-થતા નવા દિવસ સાથે, ઉગતા સૂર્ય સાથે, આપણ પોતે નવી ઉલટ, ઉમંગ, ઉમેદ, આશા, હોંશ, અખત્યાર કર્યે છિએ, કે નવા દિવસ સાથે, નવી ઉમેદો અને આશા સાથે, આપણે આપણી જીંદગીના નવા દિવસનું કામ શરૂ કર્યે. નવા ઉગતા સૂર્યનો યા તેની ઉગતી રોશનીનો દેખાવ આપણને આપણી જીંદગીનો આ નવો દિવસ, નવી ઉલટ અને મોજ સાથે, શરૂ કરતા કરેછે. તે આપણને જીંદગીની ચપળતા (Life in its energy) નો ખ્યાલ આપેછે. પેલો જાણીતો જર્મન શાએર ગોએથે (ઇ. સ. ૧૭૪૯ થી ૧૮૩૨), પોતાની "પારસીનામે" અથવા "પારસીઓનું પુસ્તક" (Paris-nameh, Buch des Parsen), એવે નામની કવિતામાં આવો વિચાર સુંદર રીતે જાહેર કરેછે.

**જર્મન શાએર ગોએથે પ્રમાણે અસલી ઈરાની શિક્ષણ**—આ જર્મન શાએર ગોએથે પોતાની West-Östlicher Divan (West-Eastern Divan) નામની કવિતા, જે કવિતાનો ખ્યાલ તેને જાણીતા ઇરાની શાએર હાફેઝની દીવાને હાફેઝ ઉપરથી આવ્યો હતો, તે કવિતાનાં ૧૧ માં પુસ્તકમાં આ "પારસીનામે" નામની કવિતા લખેછે. એની આ કવિતા, જે તેણે ૬૫ વર્ષની પાકત ઉમ્મરે ૧૮૧૪ માં લખી હતી, તે આપણ પારસીઓનું ખાસ ધ્યાન ખેંચેછે, સબબ કે, આજથી આશરે ૧૦૦ વર્ષ ઉપર, જ્યારે હજુર તો જર્મન વિદ્વાનોએ પારસી ધર્મ બાબે તેનાં અસલ લખાણ ઉપરથી અભ્યાસ કરવા માંડયો હતો નહિ ત્યારે, એક જર્મન શાએરે પારસી ધર્મ માટે શું વિચાર બાંધ્યો હતો, તેનો તે આપણને ખ્યાલ આપેછે. આ શાએરે આપણા ધર્મ માટે બાંધેલો ખ્યાલ આપણને મગન કરેછે. તે આપણી ખોર્શેદની અને આતશની સેતાયશમાં કેટલુંક સ્વચ્છપણું અને સહીપણું જોએછે; જમીન, હવા, પાણી, આતશ, જેવાં અનાસરોને સ્વચ્છ રાખવાની આપણા ધર્મની કાલજીમાં તે કેટલીક ખુબી જોએછે; તે શારીરીક પવિત્રતા તરફના આપણા ભાવમાં નીતિમાન

સ્વચ્છતાના બોધનું શિક્ષણ જોએછે.[૧] તે આપણી ખોર્શેદની સેતાયશને નીચલી મતલબે વાજબી ઠડાવેછે.

"કુદરતનું અવલોકન એ અસલી ઇરાનીઓની સેતાયશનો ભાગ ગણાયછે. ખુદાની ભક્તિ કરતાં તેઓ ઉગતા સૂર્ય તરફ એક બુલંદ કીર્તિવંત બનાવ તરીકે ફરતા. જાણે ખુદાનાં તખ્તની આજુબાજુ ફરેસ્તાઓ ફરી વળ્યા હોય તેમ તેઓ એ બનાવ ઉપરથી વિચાર ધરાવતા. તેઓના મતને ચહડતી હાલતે પોંહચાડતી આ સેતાયશનો દમામ દરેક માણસની ખવસરમાં, ગરીબમાં ગરીબની ખવસરમાં હતો (એટલેકે સુંદર સૂર્યનો દમામ ભોગવવો એ સર્વ માટે, તવંગર યા ગરીબ માટે,બની શકતું હતું. તવંગરો દમામ અને ભપકાભરી ક્રિયાઓ કરે, અને ગરીબો તેમ નહિ કરી શકે એવું એમાં હતું નહિ). એક ગરીબ આદમી પોતાના ઝુંફડાંમાંથી બહાર પડયો યા એક સિપાહ પોતાના તંબુમાંથી બહાર પડયો કે તુરત તે ઉગતા દમામભર્યા ખોર્શેદને નમી (કોઇપણ ખરચાલુ દમામવાળી ક્રિયા વગર) ખુદાની સેતાયશ, પોતાની ગરીબ હાલતને અનુસરતી રીતે, કરી શકે. નવાં જન્મેલાં બચ્ચાંને જાણે આખી જીંદગી સુધી આતશથી ધર્મક્રિયા કરવામાં આવે. વળી ચંદ્ર અને સેતારાઓ, જ્યારે જોઇયે ત્યારે, એક પારસી માટે, ગરીબમાં ગરીબ પારસી માટે, ખોદાતાલાની સેતાયશ માટે, વગર ખરચે હાજર હતા. આતશ પણ જ્યારે જોઇયે ત્યારે હાજર હતો. એ સર્વમાં સ્વચ્છતાનું તત્વ હતું."

Gazing at Nature formed the basis of the worship of the ancient Parsees. Whilst adoring the Creator, they turned towards the rising Sun, as the most strikingly glorious phenomenon. They fancied they saw there God's throne surrounded by brilliant angels. The pomp of this elevating worship was daily within reach of every one, even the most lowly. The poor would step forth from his hut, the warrior from his tent, and the most religious of actions would be accomplished. To the newborn child, the baptism of fire was administered in such rays, and all day-long, and all life-long, the Parsee saw himself accompanied by the Great Luminary in all his doings. The moon and stars were lighting up the night; they too were out of reach belonging to the realms of the endless. Fire, on the contrary, walks by man's side, giving light and warmth to the best of its capacity. It becomes a sweet and pious duty to say prayers in presence of this substitute, to bow to what was felt as infinite. Nothing is cleaner than a bright sunrise, and such was to be the cleanliness with which fires were to be kindled and kept, if they were to be and to remain sacred and sunlike.[૨]

---

૧. એનાં લખાણની વિગત માટે જુઓ મારો વિષય "Goethe's Parsi-nameh or Buch des Parsen i. e. the Book of the Parsees." Journal B. B. R. A. S. Vol. XXIV No. I. pp. 66–95. જુઓ મારૂં પુસ્તક Asiatic Papers Part II, pp. 119–148.

૨. જુઓ મારૂં ઉપલું પુસ્તક, પાનું ૧૪૫.

ગોએથે કહેતો કે "'હું ખોદાને માનુંછું,' એમ કહેવું અલબતે સુંદર અને સ્તુતિપાત્ર છે. પણ 'હું ખુદાને તેના સર્વ જાહેર પડેલાં કામોમાં પિછાનુંછું,' એમ કેહેવું, એ ખરી અશોઇ છે. જો મને કોઇ પુછે કે 'ખોર્શેદને માન આપવું, એ મારા ખવાસ મુજબ છે કે'? તો હું જવાબ આપું કે 'ખચીત, સબબ કે તે પણ ખુદાનું એક સ્વરૂપ છે.' ખોર્શેદની સેતાયશ કરી હું ખુદાની રોશની અને તેની પેદા કરવાની શક્તિને પુજુંછું, કે જેથી આપણ સર્વ જીવ્યે છિએ, હાલચાલ કર્યે છિએ અને હૈયાતી ભોગવ્યે છિએ."[1]

**પ્રોફેસર નીટ્શેના રોશની બાબેના ઊલતમંદ શબ્દો**—ગોએથેનો હમ-દેશી પ્રોફેસર નીટ્શે પણ જાણે તેનીજ માફક રોશની ઉપર મોહી પડી તેની સુંદરતા ઉપરથી, પોતાની જીંદગીમાં મોજ મારે કૌવત અને શક્તિ પ્રાપ્ત કરવા કાજે જાણે પ્રણ લેતો. તે કેહતો "રોશની હું તુંને ચાહુંછું. હું તુંને માગુંછું, સબબ તું સુંદર અને કીર્તિવંત છે, અને તારી ખુબસુરતી અને કીર્તિ મારાં કૌવત અને શક્તિમાં જે શકયતા છે, તેનું સ્વરૂપ છે."[2]

**શાહ અકબરને દિસેલું ખોર્શેદ અને આતશની સેતાયશનું વાજબીપણું**—ગોએથેના ઉપલા શબ્દો આપણને શાહ અકબરની યાદ આપેછે, કે જે પારસીઓનો ધર્મ નૌસારીના દસ્તુર મેહેરજીરાણા પાસે સમજ્યો હતો. તેનો નીચલો વિચાર તેનો વજીર અબુ ફજ્‌લ પોતાનાં અકબરનામામાં જણાવેછે:—

"જેહાનને રોશન કરનાર રોશન દેલ પાદશાહ, રોશન નુર તરફના ભાવને યજ્‌દ-પરસ્તી ગણેછે, અને ખોદાની સેતાયશ ધારેછે. અજ્ઞાન સીહા મગજ-નાઓ તેને દાદારને વિસરવું, અને આતશપરસ્તી ધારેછે, પણ બારીકીથી જોનારા અક્કલમંદો તેને નેક કામ સમજેછે. જ્યારે ચુનંદા માણસોમાં એક નજરે પડતા પદાર્થની સેતાયશ એક લાયક રીત ગણાયછે, અને તેમ નહિ કરવું ખોટું ગણાયછે, ત્યારે આ બુલંદ (નુરી) તત્વ, કે જે ઉપર માણસ જાતની હસ્તી અને પાયદારીનો આધાર છે, તેને બુજોર્ગી આપવી, તે કેમ

---

૧. 'I *believe* in God' was a beautiful and praiseworthy phrase; but to *recognize* God in all his manifestations, *that* is true holiness on earth............ If I am asked whether it is in my nature to reverence the sun, I again say-certainly! For he is likewise a manifestation of the highest Being. I adore in him the light and the productive power of God, by which we all live, move, and have our benig." "The Life and Works of Goethe" by Mr. Lewis (1855) Vol. II, p. 392.

૨. "Light! I love thee, I desire thee, for thou art beautiful and glorious and thy beauty and glory do but represent the infinite possibilities of my strength and power."

"Life, I love the, I desire thee, for thou art eternal."

સજાવાર નહિ ગણાય? અને તેમાં હલકા વિચારો કેમ દાખલ થઇ શકે? શેખ શરફઉદ્દીન મુનરરીએ કેવું ખુશ રીતે કહ્યુંછે કે 'આફતાબ અસ્ત પામે ત્યારે કોઇ ધણી ચેરાગ સાથે કામ નહિ પાડે તો શું કરે? (આતશનો શોલો તે ઇશ્વરી નુરનો મુળમાંથી (એટલે સૂર્યમાંથી) નિકળ્યોછે, અને તે પવિત્ર ગોહરની નિશાણી છે. અગરજો ખોર્શેદ અને આતશ નહિ હોતે તો ખોરાક અને હવા ક્યાંથી બની શકતે? અને જોવાની આંખ શું કામ આવતે?[1]

શાહ અકબરની ખોર્શેદ અને આતશની સેતાયશ તરફની વળાણ માટે આઇને અકબરીની ૧૨ મી આઇન, નામે "શબારૂજીએ અફસરે ખદીવ" એટલે "તાજના માલેકની રાત અને દાહડો ગુજારવાની રીત" યાને "પાદશાહ પોતાનો વખત કેમ ગુજારેછે," તે આઇનમાં પણ નીચે પ્રમાણે કેહવામાં આવેછે.

"(પાદશાહની) એબાદતો વર્ણનની શક્તિની બાહર ગયલીછે (એટલે તેનું વર્ણન થઇ શકે નહિ) તેની એક પણ ઘડી, આત્માનાં ચિંતન વિનાની અને દાદાર, જેની બરાબરીએ કોઇ નથી, તેની નીઆએશ કરવા વિનાની ખાલી હોતી નથી. ખાસ કરીને (તેની એબાદતોના વખતો નીચલા છે.) સહવારનો પોહોર જે સારો દહાડો પસાર કરવા માટે દિબાચા સમાન છે, અને રોશની પાંથરવા માટેનો ખીલતા બહારનો વખત છે; અને બપોર, કે જ્યારે આલમને ચળકાટ આપનાર આફતાબની રોશની દુનિયામાં પંથરાઇ જાયછે, અને માણસજાતની તરેહવાર ખુશીઓતું મુળ થઇ પડેછે; અને સાંજ, જયરે રોશનીઓને મુળ આપનાર (એટલે સૂર્ય) ખાકી માણસોની નજરથી છુપો થાયછે, અને નુરને પસંદ કરનારાઓનાં સર ગભરાટમાં પડેછે; અને મધ્ય રાત, જ્યારે પેલી હસ્તીની અનજુમન (એટલે કુલે હૈયાત પેદાયશ) નો રોશનીની વૃદ્ધિ કરનાર (એટલે સૂર્ય, પોતાનો) ચેહેરો ઉંચે ચહડવા (એટલે ઉગવા) તરફ ધરેછે, અને અંધારી રાતનાં ગમથી દુઃખી થયલા લોકોને ખુશ દેલીની ખબર પહોંચાડેછે. એ સઘળી (ઉપર મુજબની ગેહે ગેહની) નીરંગો (યા ભેદી ભણતરો અને એબાદતો) એક યજદ (ખોદાતાલા) ની બુજોરગી જાળવવા માટે અને જેહાનને પેદા કરનાર ખોદાવંદની પરસ્તેશ માટે છે. અગરજો વાગળાંની તબઅવાળા (એટલે અંધકારનો ખવાશ ધરાવનારા) નાદાનો એનો ભેદબરમ નહિ પામે, તો તેમાં કોણનો વાંક હોય અને નુકશાન કોણને થાય? દરેક ધણી કબુલેછે કે આપણા ભલું ઇચ્છનારની સેપાસગુજારી અને નીઆએશ કરવી એ જરૂરનું છે. (ત્યારે) તે નુરોના નુર (એટલે આફતાબ) ની બક્ષેશ માટે શુકરગુજારી કેઇ શક્તિથી થઇ શકે? અને તેની નીઆમતોની ગણત્રી કેમ થઇ

૧. આઇને અકબરી, પેહલું દફતર, ૧૮ મી આઇન, બ્લોખમાનનો ટેક્ષ્ટ, વાલમ ૧. પાનું ૪૭. આ બાબતના અસલ ફારસી ફકરા માટે જુઓ મારું પુસ્તક, "અકબરની દરબારમાં પારસીઓ અને દસ્તુર મેહરજીરાણા," પાનું ૧૦, નોટ ૧.

શકે ? (એટલે આપણાથી તેનો ઉપકાર પુરતો જાહેર થઇ શકે નહિ.) ખાસ કરી બુલંદ દરજાના પાદશાહોએ (એમ કરવું જરૂરનું છે), કારણકે સઘળા દાનેશમંદોના કહેવા મુજબ, આસમાની તખ્ત ઉપરનો તે પાદશાહ (એટલે ખોર્શેદ) પોતાની ખાસ નજર એ ટોળી (એટલે પાદશાહો) ની તરબીઅત ઉપર રાખેછે, અને દુનિયાના માલેક (એટલે પાદશાહ અકબર) ની, આતશની તાજીમ કરવામાં અને ચેરાગને બુજોરગી આપવામાં, એજ મતલબ છે. તે, તે (આતશ) ની ખુબીઓ ઉપર નીરંગ (યાને ભેદી બંદગીઓ) લખેછે, અને તે બુલંદ નુર (આફતાબ) તરફથી જે રોશની કબુલેછે, તે બાબે બોલેછે.[૧] બુરા ઇરાદાથી આ જમાનાના વગર અક્કલનાઓ તેને ખોટું રૂપ આપેછે. તેઓ તેને આફતાબને ખોદા તરીકે ગણવું અને આતશપરસ્તી ગણેછે, તે ઉપર હોઠમાં હસવું આવેછે."

**ખોર્શેદની સેતાયશની તરફેણમાં બદઓની પ્રમાણે બીર્બલના વિચારો**—જેમ અબુ ફજ્.લ આઇને અકબરીમાં આતશની સેતાયશની સિફારસ કરેછે, અને શાહ અકબરનો આતશ પરસ્તી સામે બચાવ કરેછે, તેમ બદઓનીની મુનતખબ અલ તવારીખ પ્રમાણે બીર્બલ, ખોર્શેદની સેતાયશની શાહ અકબરને સિફારસ કરેછે. તે બાબે બદઓનીનો ફકરો નીચે મુજબ છે :—

"બ્યાનતીબર્યા બીર્બલે ખાતરનિશાણ કીધી, કે જ્યારે આફતાબ સંપુર્ણ દેખાવનું મુળ છે (એટલે સર્વને જોવાને શક્તિવાન કરેછે), અને જ્યારે ખેતીના પાકનું, મેવાનું, અને તરકારીનું પુખ્ત થવું તેની અસરથી છે, અને જ્યારે આલમની રોશની અને આલમના લોકોની હૈયાતીનો આધાર તેના ઉપર છે, ત્યારે તે (આફતાબ) એબાદત અને માનને લાયકનો હોવો જોઇએ, અને આપણે મોંહ તેના તલુ થવા તરફ (એટલે પુર્વ દિશા તરફ) કરવું જોઇએ, અને નહિ કે તેના અસ્ત થવા તરફ (એટલે પશ્ચિમ તરફ) ....... દરબારના દાબેલા રાખવા જોગ (અથવા હીન્દપરસ્તી લાયકના) ઓલમાઓ અને દાનાવોએ ટેકો આપ્યો કે 'આફતાબ તમામ આલમનું મોટું નુર (નઇરે આજ.મ) અને બક્ષેશનો કરનાર છે, અને પાદશાહોનો મુરબ્બી છે, અને પાદશાહો તેનાથી હકુમત ચલાવનારા છે. આ સબબ પાદશાહી નરોજ મરતબા સાથે પાળવાનું કારણ થઇ પડયું અને પાદશાહીએ આવવાને લગતા વખતનું એ (નરોજના) રોજે દર સાલ જશન કરવામાં આવતું."[૨]

---

૧. આ પાદશાહ અકબરને લાગુ પડે અથવા તો અલંકારીક રીતે આતશને લાગુ પડે, કે આતશ કંઈ નહિ પણ ખોર્શેદની તે ખુબીઓ જાહેર પાડેછે.

૨. મુનતખબ અલ તવારીખ, લીઝ અને આહમદ અલીનો કલકત્તાનો ટેક્ષ્ટ, વાલમ બીજું, પાનું ૨૬૦, લીટી ૧૪.

**ધર્મમતના છુટાપણા બાબે ગોએથેના વિચારો**—હાલમાં જ્યારે આપણા લોકોમાં ઘણાકો પોતપોતાનાં વિચારો માટે છેડાઓ (extremes) પર જઇ મતવાદી યા સ્વઅભિમાની (bigoted) બની જાયછે, ત્યારે ખુદા બાબેના આપણા ખ્યાલો માટેનો ઉપલાજ જર્મન શાએરનો વિચાર જાણવાજોગ છે. તેની જીંદગીનું વર્ણન કરનાર કહેછે કે "મતવાદી શિક્ષણની વિરૂધ, તે આ મુળ નિયમ રજુ કરતો, કે ખુદા માટેના સર્વ ખ્યાલો **આપણા પોતપોતાના ખ્યાલો** હોવા જોઇએ, તે આપણે માટે મજબુત **ખ્યાલો હોવા જોઇએ, પણ બીજાઓ માટે તેટલાજ નહિં. દરેક જનનો** પોતપોતાનો ધર્મ હોયછે. તે તેણે પોતાની માલેકી માફક ધરાવવો જોઇએ. દરેક જણે તપાસ રાખવી કે તે તેને (એટલે ધર્મ માટે પોતે જે ખ્યાલ બાંધ્યોછે તેને) સાચ્ચો નિવડેછે. બીજાઓએ બાંધેલા ખ્યાલોને પોતાને અનુસરતા કરવા કરતાં પોતાનાજ ખ્યાલને સાચ્ચું નિવડવું વધારે કાર્યસાધક છે."[1]

ખોરશેદ બાબે આપણે ગોએથે, અકબર વિગેરેને આધારે જરા લંબાણથી વિચાર કર્યોછે, સબબ કે તેનો બરી બામદાદે દેખાવ, તે દેખાવ ઉપરથી ઉપજતા ઉમેદ, ઉલત, ઉમંગ, આશાના વિચારો જીંદગીને ટેકવેછે, અને આશા આપી થોડીક મોજ ભરી કરેછે.

**ગોએથેની કવિતાના પરહેજગાર પીરમરદની મોજ લેઈ કામ કરવા બાબે છેલ્લી વસિએત**—ગોએથે પોતાનાં પારસી નામામાં એક પરહેજગાર પાક પીરમરદને પોતાના ચેલાઓને પોતાની છેલ્લી વસિએત, છેલ્લું શિક્ષણ કહેતો જણાવેછે. તેમાં તે પીરમરદ મરતી વખતે પોતાના ચેલાઓને કહેછે કે "તમો બાઇબંદોની મરજી અને યાદ માટે મને એક પવિત્ર વસિએત કરવા દેઓ. તે વસિએત આ છે, કે આપણે આપણી પોતપોતાની ભારી ફરજો બજાવવી છે. એ બાબે કાંઇપણ બીજાં ઇશ્વરોક્ત શાસ્ત્રની જરૂર નથી."[2]

આ વસિએતમાં ત્યારે તેનું મુખ્ય શિક્ષણ આ છે કે દરેક જરથોસ્તીએ પોતાની દરરોજની ફરજો, પછી તે ગમે તેવી હોય, તે બજા લાવવી. પછી તે કેટલાંક ભલાં કામો માટે ખાસ બોલેછે. આપણે પેલી અંગ્રેજી કહેતી સમાન શબ્દોમાં, હલકાં કામો કરનાર માટે "લાકડાં કાપી લાવવાં અને પાણી લાવવું"

---

૧. "Against dogmatic teachings he opposed the fundamental rule, that all conceptions of the Deity must necessarily be *our* individual conceptions, valid for us, but not to the same extent for others. Each has his own religion; must have it as his individual possession; let each see that he be true to it, which is far more efficacious than trying to accommodate himself to another's. " (The Life and Works of Goethe, by Mr. Lewis, Vol. II. p 392.

૨. " And now let me make a holy testament for your fraternal will and memory: the observance of heavy duties; no other revelation is required." (Vide my Asiatic Papers Part II. p. 144.)

(Hew the wood and fetch water) તરીકે બોલ્યે છિએ. તેવાં કામો પણ ઉલટથી, ઉમંગથી, ઉમેદથી, કામમાં મોજ લઇને કરવા તે કહેછે. તેના કહેવા પ્રમાણે લાકડાં કાપી લાવનારે મનમાં ખુશી સાથે દિલાસો લેવો, કે તે જે લાકડાં કાપી આતશપર બાલવા માટે લઇ જાયછે, તે લાકડાંમાં જાણે ખોર્શેદનાં બીજ છે. રૂનાં ઝાડ ઉપર રૂની કલીઓ તોડનારે જાંણે દિલાસો લેવો, કે તેનો રૂ કદાચ કોઇ ધર્માલયમાં ખુદાની યાદમાં બળતા ચેરાગ માટે કામ લાગશે.[1]

આ દિલાસો કોઇને કદાચ ભારી લાગે યા નબોજો લાગે, પણ તેને આપણે તેના શબ્દેશબ્દ (letter) માં નહિ પણ ભાવાર્થ (spirit) માં જોવાનો છે. જે મતલબ છે તે આ, કે ખુદાએ સરજેલું કામ સંતોષ, સબુરી અને મોજ સાથે કરવું. તે કરતાં ચહડતાં કામ તરફ અલબતે નેગાહ રાખવી, પણ તે નેગાહ રાખેલાં કામના તબક્કા તરીકે સરજેલું યા હાથ ધરેલું કામ મોજ સાથે, ખુશી સાથે, પ્રમાણીક રીતે કરવું. એજ પ્રમાણે ગોએથેના પારસીનામાનો પરહેજગાર પીર સામાન્ય મજુરી કરનારાઓને પોતાનાં કામ માટે દિલાસો દેછે અને કહેછે કે "તમો કે જેઓને કામ અને કામથી કંટાળો દેવામાં આવેછે તેઓ! દિલાસો મેળવો કે હવે દુનિયા પવિત્ર બનીછે અને માણસ જાણે ચકમકમાંથી ખુદાનું ચિત્ર ઉત્પન્ન કરવાને હિમ્મત કરશે."[2]

**જીંદગીને સુખી અને ખુશ કરવા માટે હમેશાં કોઈ નેમ રાખવી—** ખરી જીંદગી ગુજારવા કાજે હંમેશાં આપણાં મનની સનમુખ કોઇ ભલી નેમ રાખવી, અને તે નેમ પ્રમાણે અને તે નેમ પાર પાડવાની ઇચ્છાથી કામ કરવું. એવી નેમ આપણી જીંદગીને સુખી અને જશવંતી કરેછે.[3] એવી નેમમાં ઉદ્યોગ જાલવવો. તેમાં રંજ અને મુશકેલી નડે તો ભલે.

રંજ અને મુશકેલી આપણને ઘડેછે, અને ડાહયા બનાવેછે. ઉદ્યોગ આપણને તનેદરૂસ્ત રાખેછે, એટલુંજ નહિ, પણ સાથે મને દરૂસ્ત રાખેછે. મેહેનતુ જીંદગીના માર્ગમાં નડતી મુશકેલીઓ આપણને નેક અને ભલાં કરેછે. કામ વગરની જીંદગી સામું દુઃખ લાવેછે. એ બાબે કાર્લાઇલના આ શબ્દો છે, કે "ઉદ્યોગમાં તન

---

૧. 'If you carry wood, do it joyfully; for you carry the seed of the earthly sun. If you pluck *pambeh*, you may confidently say: 'This will be made into a wick and bear the Holy.' (Ibid.)

૨. "You, who are harassed from labour to labour, be consoled; now the universe is purified and now Man may venture to strike the image of God out of the flint." (Ibid.)

૩. "A conscious aim, no matter how simple, is what glorifies a life. A purpose formed and held to—modified perhaps and enlarged—is the measure of the divine."

અને મનની દુરૂસ્તી સમાયલીછે. દુ:ખ અને સંકટમાં નેકી અને ડહાપણનું મુળ તત્વ છે. જેઓને કોઇ ફરજ બજા લાવવાનું સુખ હોતું નથી, તેઓનું દુ:ખ ઘણું હોયછે. તે દુ:ખ ઘણા આરામભર્યા બીછાનાનું છે."[૧]

એવી કોઇ નેમ યા નેમોમાં એક સામાન્ય મુખ્ય નેમ આ કે આપણને તે પેદા કરનારે ફક્ત આ દુનિયાની જીંદગી માટે, કોઇ એકાએકના નવા બનાવ તરીકે પેદા કર્યા નથી. આપણે માટે કોઇ લાંબી જીંદગી કેઠે સરજી છે.

**જીંદગીનો આશાભર્યો ખ્યાલ** (optimism) **જીંદગીને સુંદર દેખાડેછે**—ઉપર પ્રમાણેનો જીંદગીનો આશાવંતો ખ્યાલ આપણને શિખાડેછે કે અહુરમજ્દે બક્ષેલી "જીંદગી" પોતામાં એક પ્રકારે ખુબસુરત છે. "જીંદગી" માં ખુબસુરતી (Beauty) સમાયલીછે.

મેં આગલ કેટલીકવાર કહ્યુંછે તેમ જુદા જુદા ધર્મો પોતા સનમુખ કોઇ ખાસ લક્ષણ (characteristic) મુળ લક્ષણ તરીકે ધરેછે. દાખલા તરીકે, ખ્રીસ્તી ધર્મ, મોહોબત (Love) ને; હિંદુ ધર્મ, ધર્મ (Duty) ને; યુનાનીઓનો ધર્મ, ખુબસુરતી (Beauty) ને; અને જરથોશ્તી ધર્મ અશોઇને. આ મુજબ યુનાનીઓ "ખુબસુરતી" ને મુળ લક્ષણ ગણી પોતાના હુનરમાં ખુબસુરતી શોધતા. આવી ખુબસુરતીને આપણામાં પણ અગત આપીછે. એ સબબે આપણે "હુરઓધ" એટલે "ખુબરૂઇ" અથવા ખુબસુરત, એ વિષેશન કેટલાક યજદોનાં, ખાસ કરીને સરોશનાં વિષેશનોમાં જોઇએ છિએ. ત્યારે "જીંદગી," ખરી રીતે બરાબર ગુજારેલી જીંદગી, એક પ્રકારે 'ખુબસુરતી' છે.

**જીંદગીમાં દુખ ખમી વધુ દુખ સામે** (immune) **સલામત બનવાનો વિચાર**—મરનાર ઉવીલીઅમ સ્ટેડ, જે જીંદગીના અખ્યાના બાબે એક ધીરજવંતો વિચાર કરનાર હતો, તે પોતાનાં મહાવારીમાં અવારનવાર કોઇ મોટા ભલા માણસો—અને તે મોટાં ભલાં માણસો મંડળીનાં, જેમ ઘણાં જાણીતા ચહડતા ગણાતા, તેમ ઓછા જાણીતા ઉતરતા ગણાતા દરજ્જાના તબક્કા-માંથી પણ આવતાં હતાં—ની જીંદગીનાં ઉડતાં વૃતાંતો (sketches) આપતો હતો. તેવા વૃતાંતમાં એક વૃતાંત "Joseph Bibby: seed-crusher and Preacher" એવાં મથાળાં હેઠળ એક સાધારણ માણસનું હતું, જે ગરીબાઇ-માંથી જેમ પૈસે તવંગર થયો હતો તેમ મને અને વિચારે પણ તવંગર થયો

---

૧. "In labour lies health of body and of mind; in suffering and difficulty is the soil of all virtue and all wisdom." Those, "that are not blessed with any duty," are those "whose agony is the bitterest of all, the agony of a too easy bed." (Carlyle. The 19th Century of May 1909, p. 835.)

હતો. તે પુરૂષના વૃતાંતમાં[૧] તેણે આ ધણીના સુંદર વિચારોનું વાંચવા લાયક વર્ણન આપ્યુંછે, કે જે આપણને આ વારેઘડીએ શિખાડવામાં આવેલી બાબત ફરીથી અને સારી રીતે શિખાડેછે, કે આપણાં દુઃખો માટે ઘણીક હદે આપણ પોતે જવાબદાર છિએ. દુઃખને દુઃખ તરીકે ગણી તેથી હેરાન અને પરીશાન થવું, એ પણ આપણી પોતાની ખામી છે. આપણે જો તબેહ પાડયે કે દુઃખને દુઃખ સમાન નહિ ગણવું, દુઃખ સામે સજ્ઞ થવું, દુઃખ માટે તૈયાર રેહવું, તો તે ઘણી હદે બની શકેછે. આ જમાનામાં આપણે કેટલાંક શારીરીક દરદો સામે, શરીરમાં તે દરદના તરેહવાર બીજો (microbes) દાખલ કરી તેથી છુટા (immune) થવાની કોશેશ કર્યે છિએ. તેમ આપણે મનનાં દુઃખોનાં સંબંધમાં પણ તેમ કેટલીક હદે કરી શકિયે.

**સેવટની દુઆ**—સેવટે આપણો આજનો વિષય તે દાદાર હજુર દુઆ ગુજારી તમામ કરીશું અને છુટા પડીશું.

ઓ અહુરમજ્દ! અમો તુંને નમ્યે છિએ. તારા અમેશાસ્પંદોને નમ્યે છિએ. તારા અશોનાં ફરોહરોને નમ્યે છિએ. અશોનાં ફરોહરોમાં અનોશેરવાન બે. ખોરશેદ બે. રૂસ્તમ, જેવણની યાદનો આજે ખાસ રોજ છે, તેવણનાં ફરોહરને અમો નમ્યે છિએ.

ઓ અહુરમજ્દ! અમો તારા શુક્રાના કર્યે છિએ, કે તેં એવણને આ તારી હાડમંદ દુનિયામાં જન્મ આપ્યો, કે જેમાં એવણે પોતાનો જીંદગીનો ફેરો સફલ કરી પોતાનાં ગ્નાનથી અમારાં ગ્નાનમાં, આ જગતનાં ગ્નાનના ખજાનામાં, વધારો કર્યો અને પોતાની રૂડી વર્તણુકથી આજુબાજુનાંઓનું ભલું કર્યું, અને આજુબાજુનાંઓને રૂડી વર્તણુક માટે ઘણીક પ્રેરણા દીધી.

ઓ દાદાર! તું અમારા એ વહાલા મિત્રના તારી હજુરના માર્ગમાં ઘણી સવલતા મુક. તેવણનાં રવાનની રેહબરી કર કે તે રેહબરીથી તે રવાન તારી હજુરમાં વધુ અને વધુ આગળ વધે અને અમોને તે વધુ અને વધુ ભલી પ્રેરણા આપે અને અમોને નેક અને ભલા કરે.

યથ જમ્યાત યથ આફ્રિનામિ.

---

૧. Review of Reviews, June 1908.



# મરહુમ પેહેલા સર જમશેદજી—તેવણની જીંદગીપરથી મળતા બોધ.[1]



**અવસ્તા**—અનવઇતીશ અષાહે વેરેજો. યજ.મઇદે યાહુ ઇરીસ્તનામ ઉર્વાનો શાયન્તે યાઓ અશ્ઓનામ ફ્રવષયો, વહિશ્તેમ અહુમ અષઓનાંમ યજ.મઇદે રઓચંઘહેમ વીસ્પોખ્ખાશ્રેમ (યજશ્ને હા. ૧૬ ફ. ૭.)

**અર્થ**—અષોઇનાં પ્રકાષીત કામો, જેથી ગુજરેલાંનાં રવાનો (યાને) જે અશોનાં ફરોહરો ખુશી થાયછે, તે (કામો) ને અમો આરાધિયે છિયે. અષો લોકોની સર્વથી સરસ રોશન અને પુર સુખવાલી (યાને બેહેસ્તી) જીંદગીને અમો આરાધિયે છિએ.

**આજનો વિષય**—આજ રોજે આ મીજલસ હજુર ઉભો રેહેવા માટે મને જ્યારે આ જશન મંડળીના ભલા મુનશી સાહેબ તરફથી આસરે એક માસ ઉપર આમંત્રણ થયું, ત્યારે મેં તે તુરત ખુશીથી સ્વીકાર્યું. મરહુમ પેહેલા સર જમશેદજીની બાજના આજના જેવા અવસર ઉપર આજે બીજીવાર બે શબ્દો બોલવા હું ઉભો છું. આજથી ચાર વર્ષપર, તા૦ ૨ જી એપ્રીલ ૧૯૧૦ ને દીને, મેં મારા પોતા તરફથી " મરહુમ પેહેલા સર જમશેદજી—તેવણનાં વીચાર, વચન અને કામ ", એવે મથાળેના વિષય ઉપર થોડુંક વિવેચન કર્યું હતું. પણ આ દુન્યામાં કેટલાક એવા મોટા ભલા માણસો હોયછે, કે જેઓની જીંદગી હમેશા બોલતી રહેછે, ઘણું બોલતી રહેછે, અને વિવિધ પ્રકારનું ભલું બોલતી રહેછે. તેવા મોટા ભલા નરોમાંના એક મરહુમ પેહેલા સર જમશેદજી હતા. તેથી જ્યારે મને આમંત્રણ થયું, ત્યારે મને આ બાબતનો કાંઇપણ અંદેશો આવ્યો નહિ, કે "આજના જેવા ગંભીર પ્રસંગે, એ મરનાર ધણી બાબે વધુ હું શું બોલીશ? હું એક વખત બોલી ચુકોછું તો બીજી વખતે વધુ શું બોલીશ?" એવા ભલા મોટા માણસની જીંદગી તેનાં જુદાં જુદાં રૂપમાં, તેઓનાં કામની ચપલતાનાં જુદાં જુદાં ખેતરોમાં, આપણા વિચારથી ખેતી કરવાનું આપણુને બોહોલું કામ સુચવેછે. બીજું આ, કે આવા ભલા નરો બાબેના બે ભલા વિચારો આપણુને પોતાને ભલા કરેછે. મેં મારો આજનો વિષય તમો હજુર રજુ કરવા માટે ઘણાક દિવસ નહિ તો ઘણાક કલાકો, કેટલાક ગંભીર વિચારો કરવામાં રોકયાછે. તે ગંભીર શાંત વિચારોએ મને થોડોક વધુ ભલો કર્યોછે, એજ મારો બદલો છે. ભલું થવાના એવા

---

[1] આ વિષય ઉપર, રોજ ૨૨ માહ ૭ સને ૧૨૮૩ યજદજરદી, તા૦ ૧ લી એપ્રીલ ૧૯૧૪, ને વાર બુધને દીને, સાંજે ૬-૩૦ ને અમલે, જરથોસ્તી અનજુમનનાં આતશબેહરામનાં શેઠ દાદાભાઇ હંગ્રાકઠરવાળાં દીવાનખાનામાં, જશન મંડળીની સાહ્યતા હેઠળ, મરહુમ પેહેલા સર જમશેદજીની બાજનાં જશન બાદ, એક જાહેર ભાષણ આપ્યું હતું.

બદલાની આશાજ આવું આમંત્રણ તુરત કબુલ રાખવાનો એક સબબ હતો. મરહુમ પેહેલા સર જમશેદજી જેવા અહુરમજ્દની મેહેર પામેલા બખ્તાવર, ભાગ્યવંતા નર માટેના બે શાંત ગંભીર ભલા વિચારો આપણુ પોતાને પણ થોડાક બખ્તાવર, ભાગ્યવંતા અને ભલા બનાવેછે. મારા કમીના થોડાક શબ્દોથી જો આ ભાગ્યવંતા પુરૂષની યાદ ઉપરથી આ મીજલસના બે ચાર જણને પણ, તેઓનાં મનમાં થોડાક ભલા વિચાર ઉત્પન્ન કરી, હું ભાગ્યવંતા કરીશ તો હું પોતાને વધુ ભાગ્યવંતો થયલો ગણીશ.

**વિષયના ભાગો**—મારા આજના વિષયના હું બે ભાગ કરીશ. I. પેહેલે હું મરનારોની, અને ખાસ કરી એક કોમ, શેહેર, યા દેશના કોઇક મહાન પુરૂષોની વાર્ષીક યાદ કરવાનો રેવાજ, જે આપણામાં "બાજ કરવી" એવા શબ્દોએ જણાયલોછે, તે માટે જુદી જુદી રીતે થોડાક વિચાર રજુ કરીશ. II. પછી એક મહાન પુરૂષ તરીકે જાણીતા થયલા સર જમશેદજીની જીંદગીના કોઇક સફાઓ, જે આપણને બોધ આપેછે તે ઉપર બોલીશ.

I.

**એક કોમ, શેહેર યા દેશના મરનાર મહાન પુરૂષોની વાર્ષીક યાદ**—આજનાં મારા વિષયના આધાર તરીકે અવસ્તાનો ઉપલો જે ફકરો મેં લીધોછે, તે ફકરામાં નીચલી શિખામણો આપણે જોઇએ છિએ:—

૧. માણસ મરણ પામ્યું, એટલે થઇ ચુક્યું, એમ નથી. તેના રવાન માટે કેઠે બીજી જીંદગી છે.

૨. તે બીજી જીંદગી, જે કેઠે પણ હોય, તે કાંઇ શાંત, સુસ્ત, અચેતનમંદ (inert) જીંદગી નથી, પણ ચપળ, તેજ, ચેતન, કામ કરતી (alert) જીંદગી છે.

૩. ગુજરેલાંઓ, તે બીજી જીંદગી યા હાલતમાં, આ દુનિયાનાં લાગતાંવળગતાંઓની જીંદગી સાથનો સંબંધ તદન છોડે એમ નથી, પણ તે સંબંધ, તેઓ જાળવવા માગે તો, જાળવી શકે. તે સંબંધ તેઓ કેટલો જાળવે, તેનો આધાર, એક હાથ ઉપર, આપણુ જીવતાંઓની તેઓ તરફની માનપુર્વક ભલી ચપળ લાગણી ઉપર છે, અને બીજા હાથ ઉપર તેઓની પોતાની ભલી ચપળતા ઉપર છે. જ્યાંસુધી આપણને લાગેવળગેછે ત્યાંસુધી, આપણે આપણા તરફથી સંબંધ જાલવી રાખી કેટલી હદે તે સંબંધનો લાભ મેળવી શકિયે, તેનો વધતો ઓછો માપ આપણે કરી શકિયે, સબબ કે તે આપણા હાથમાં છે. બીજા હાથ ઉપર, તે ગુજરેલાંઓ પોતે તે સંબંધ કેવો અને કેટલો જાળવી રાખવા માગેછે, તેનો વિચાર યા ખ્યાલ યા તેનો માપ આપણે ચોકસ કરી શકિયે નહિ. તોપણ અંતઃકરણથી એટલું માની શકિયે, કે જે પ્રમાણમાં આપણે આપણી ફરજ બજા લાવી તેઓ

તરફ માન અને મોહોબતભરી લાગણી ધરાવીશું, તે પ્રમાણમાં આપણે તેઓ તરફનો મોહોબતભર્યો સંબંધ ખેંચી શકીશું.

૪. મરનારો પોતાની બીજી દુન્યાની કેડેની જીંદગીમાં, પોતાની ચપળ હાલતમાં, આપણ જીવતાંઓનાં કામથી ખુશી થાયછે યા દલગીર થાય છે.

૫. તેઓ ખુશી થાયછે તે આપણાં પ્રકાશીત યા ભલાં કામોથી; તેઓ દલગીર થાયછે તે આપણાં ભુંડાં કામોથી.

૬. આપણાં ભલાં કામો, જે સાથે આપણે તેઓની યાદ જોડિયે, તે ભલાં કામો તેઓને ખુશી કરે; એટલુંજ નહિ, પણ જેમ કોઇ ભલાં કામો માટેની ભલી ખુશી, આ દુન્યામાં આપણને ઉલટ અને ઉત્તેજન આપી આપણી વૃદ્ધી કરેછે, આપણને આગળ વધારેછે અને ચહડતા કરેછે, તેમ ગુજરેલાં-ઓની તે ખુશી યા ખુશનુદી તેઓને, પોતાને હાથે પોતાની વૃદ્ધી શોધવામાં યા પોતાની વૃદ્ધી કરવામાં, યારી દે એવો સંભવ છે.

૭. આવી વૃદ્ધી પામતી, આવી સુદ્ધી પામતી જીંદગી, તે "વહિસ્તેમ અહૂમ" એટલે "સર્વથી સરસ જીંદગી" યાને "બેહેસ્તી જીંદગી" છે.

**બાજ કરવાની શેવટની નેમ**—અવસ્તાનો ઉપલો ફકરો આપણને જે શિક્ષણ આપેછે તે શિક્ષણ ઉપરથી અને બીજા વિચારો ઉપરથી આપણને કોઇ મરનારોની બાજ કરવાના રેવાજની ભલી નેમ બાબે કેટલાક વિચારો સુજ પડેછે.

૧. પેહેલું તો બાજ કરી મરનારને યાદ કરવું, એ એક ભલું કામ છે, કે જેવાં ભલાં કામથી મરનારનું રૂહ ખુશી થાયછે.

૨. બાજ કરવાનો રેવાજ, એક રીતે જોતાં, તવારીખનાં શિક્ષણનો એક ભાગ થઇ પડેછે.

૩. એક કોમ, શેહર યા દેશના મહાન પુરૂષોની વાર્ષીક યાદ યા બાજ એક કોમ, શેહર યા દેશની ચહડતી ઉત્પન્ન કરનારૂં સાધન ગણાય.

**૧. મરનારોની વાર્ષીક યાદ યા બાજ એક ભલું કામ**—આપણા વિષય-ના મથાળે મેળેલા શબ્દો પ્રમાણે, એક મરનારની યાદ કરવી, એ એક ભલું કામ છે. આપણા રેવાજે અને આપણી ધાર્મીક રૂઢીએ એવી યાદ માટે જે રીતી સુચવીછે, તે રીતી સાથે તેવણની યાદ કરવી, બીજા શબ્દોમાં બાજ કરવી, એ એક ભલું કામ છે. માટે આજે આપણે એક ભલું કામ કરવા ભેગા મલ્યા છિએ. ઘણીક પ્રજાઓમાં એવી વાર્ષીક યાદની કોઇ રીતી હોયછે. માટે તેવાં ભલાં કામથી મરનારનું રૂહ અલબતે ખુશી થાયછે.

એક કામ ભલું ત્યારે કેહવાય, કે જ્યારે તે, કરનારનું યા તેની આજુ-બાજુનાંઓનું ભલું કરે. આજનું એક કામ, આ હતું કે મોબેદ સાહેબોએ જશન કર્યું. એ અલબતે એક ભલું કામ છે. પણ તે કરતાં પણ તમોએ પોતે જાતે જે બંદગી કીધી, અને તમોએ પોતે તે બંદગી બાદ જે થોડાક ભલા વિચારો કર્યા હોય અને મારા બોલવા સાથે કરશો તે વધારે ભલું કામ છે. તે તમારૂં ભલું કરશે અને તે ભલાં સાથે તમારાથી જે ભલા વિચારો આજુબાજુ પ્રસાર પામશે તેથી બીજાંઓનું ભલું થશે.

કેટલાંક મરનારો પોતાનાં ખેશકુટુંબીઓનેજ વાહલાં હોતાં નથી, પણ ખેશ-કુટુંબીઓનાં કુંડાળાંની બાહરનાંઓને પણ વાહલાં હોયછે. વળી કેટલાંકો એવાં હોયછે, કે જેઓનાં નામ અને કામ માટેનું વાહલ, તેઓનાં મરણ બાદ તેઓથી છુટાં પડતાં તુરત બરપા થાય અને થોડા વખતમાં લાગણી નરમ પડે ને તમામ થાય, તેવું હોતું નથી, પણ લાંબા વખતનું, લગભગ જાણે જાયુકનું હોયછે. એવા મરનારો માટે તેઓનાં ખેશકુટુંબ ઉપરાંત બીજાઓ પણ અને તેપણ વળી વર્ષો સુધી બાજ કરેછે. એવા મરનારો એક કોમ યા ટોલાના પીર-પરહેજગારો (Saints) ની પવિત્ર ચહડતી હાલતે પોંહાંચેછે. એવા કોઇ ભલાઓ માટે કોઇક ભલા આદમીઓ જાણે માનતા વટીક લેછે, કે તેઓનું કોઇ કામ પાર પડે તો તેઓની બાજ કરે. વળી કેટલીકવાર કોઇ પ્રકારની માનતા વગર પણ કોઇ કામો માટેની ભલી આશાઓ સાથે બાજ કરેછે. "બાજ કરેછે," એવા જે શબ્દો હું આપણી પારસી ભાષાના વાપરૂંછું, તે બોહોલે અર્થે વાપરૂં છું. મતલબ કે, એવા ભલા મહાન પુરૂષોની લોકો, જુદી જુદી કોમોના લોકો, પોતપોતાની રાહ રીતી યા રેવાજ પ્રમાણે યાદ કરેછે. ખ્રિસ્તિઓમાં એઓના પીરો માટેની યાદ એવા પ્રકારની યાદ છે. આપણામાં મરહુમ પેહલા સર જમશેદજી એવા પ્રકારના યાદ કરવાજોગ એક પુરૂષ ગણાયાછે. આવા પુરૂષોની આવા પ્રકારની બાજમાં બે નેમ હોયછે :—

૧. એક, તેઓનાં નામ અને કામ તરફ આપણી માનની લાગણી દેખાડવી

૨. બીજુ, તેઓનાં કામ ઉપરથી જીવતાંઓએ ધડો લેવો અને આપવો.

**બાજના અવસરો ભલા આદમીઓની ભલી વર્ત્તણુકનાં બીજો ફેલાવવાના અવસરો**—આપણે હાલમાં જાણે જીવજંતુઓનાં બીજો (microbes) નાં આકીનના જમાનામાં જીવ્યે છિયે. સર્વ દુઃખદરદોનો ફેલાવો એવાં બીજોથી મનાયછે. ખુદ બુઢાપાનું પણ જાણે એક બીજ મનાય-છે. એવાં બીજો એક માણસની જીંદગીમાંજ તેના ઉપરથી આજુબાજુ ફેલાય-છે, એમ નથી, પણ તેનાં મરણ બાદ પણ તેનાં શરીરમાં રહી તેઓ આજુબાજુ ફેલાયછે. આ મુજબ એક ભલું આદમી પણ ભલાઇનાં આવાં બીજો ફેલાવનાર પુરૂષ છે. તેની જીંદગીમાંજ તેની ભલી વર્ત્તણુકનાં બીજો આજુબાજુ ફેલાય-

છે, એમ નહિ, પણ તેનાં મરણ બાદ પણ તે ફેલાયછે. તે જેમ ફેલાય તેમ સારૂ. બાજના અવસરો એવાં ભલાઇનાં, મનદરૂસ્તીનાં બીજો ફેલાવનારા અવસરો છે.

**૨. તવારીખનાં શિક્ષણના એક ભાગ તરીકે બાજની જગ્યા**—પણ આ બાબત ઉપર આવીજ રીતે, પણ જરા જુદે પ્રકારે આપણે જોઇએ અને તપાસ્યે, કે મરનાર મોટા મહાન પુરૂષોની યાદ કરવી યા બાજ કરવી, એ આપણુ માણસ-જાતના વધારા—શારીરીક, ગ્નાની અને નીતીમાન વધારા (material, intellectual and moral progress) માટે તવારીખના અભ્યાસમાં કેઇ જગ્યા લેછે. આ બાબત ઉપર હું આગળ એક યા એકથી વધુ વાર બોલ્યોછું, પણ કેટલાંક શિક્ષણો એવાં હોયછે, કે તે માટે એકથી અનેકવાર વિચાર કરવાની જરૂર હોયછે. તેવાં શિક્ષણોમાંનું આ એક છે. માટે તેના લાયક પ્રસંગોએ લાયક વિષયોમાં, તેનો એકથી વધુવાર વિચાર કરવાનું દરૂસ્ત થઇ પડેછે.

**આપણા ભલાંના પ્રકારો**—આપણુ સર્વ આપણું પોતપોતાનું ભલું, આપણો વધારો શોધ્યે છિયે, અને તે ભલાંમાં, તે વધારામાં, આપણી શક્તિ પ્રમાણે, થોડો કે ઘણો બીજાઓને હિસ્સો આપવાની કોશેશો કર્યે છિએ. એ ભલું યા વધારો ( progress ) ત્રણ પ્રકારનો છે:—

૧. શારીરીક ભલું યા વધારો (material progress).

૨. ગ્નાની વધારો (intellectual progress).

૩. નીતીમાન વધારો (moral progress).

મરહુમ સર જમશેદજીએ પોતાનું શારીરીક ભલું યા વધારો કેમ કર્યો, અને તેવણુ પેલી કહેવત પ્રમાણે, જાતીબળથી "ફકીરના શાહ" કેમ બન્યા અને દોલત કેમ પેદા કીધી, તેની હકીકત ઉપરથી કેટલુંક જાણી અને શીખી આપણુ પણ દોલત પેદા કરવાના કોઇક માર્ગો શિખ્યે. પણ તે બાબત આપણે બાજુ મેળીશું, સબબ કે તે જોકે અગતની તોપણુ સરખામણીમાં થોડી અગતની છે. માટે બીજા બે વધારા બાબે આપણે વિચાર કર્યે. ગ્નાનના વધારા સાથે નીતિના વધારાનો કેટલોક સંબંધ છે, માટે તે બન્નેનો કેટલીક રીતે સાથે વિચાર કરી શકાય.

**ગ્નાનના પ્રકારો**—હવે ત્યારે ગ્નાન કેમ પ્રાપ્ત થાયછે? આપણાં પુસ્તકો પ્રમાણે ગ્નાન બે પ્રકારનું છે. ૧. આસ્નીદે ખેરદ, યાને જાતી અક્કલ, એટલેકે, જે ગ્નાન, ચાળાકી યા ચપ્પાકી આપણે આપણા જન્મથીજ કુદરતથી મેળવી હોય તે. હાલના વિધાના વધારાના વખ્તમાં વિદ્વાનો માણસનાં ગ્નાનના સંબંધ-માં વારસો અને કાલ સ્થલ સ્થીતીના સંજોગો ( Heredity and Environ-ment ) તરીકે જે બોલેછે, તેમાં આ આપણું "આસ્નીદે ખેરદ" ઘણીક રીતે વારસા ( heredity ) ને મળતું આવે છે. કેટલાંક માણસો જન્મથીજ કુદરતી

જેહણ, ચાળાકી, ચપ્પાકી લેઇ જન્મે છે. એ સર્વ જ્યારે ચહડતા પ્રકારના હોય છે, ત્યારે તે એક માણસને એક અદભુતશક્તિવાળા પુરૂષ ( genius ) તરીકે બનાવેછે.

૨. બીજું જ્ઞાન આપણામાં ગોશો સ્રુત ખેરદ તરીકે જણાયલુંછે, એટલેકે તે જ્ઞાન, કે જે કાન (ગઓશ) થી સાંભળેલું (સ્રુત) એટલે પ્રાપ્ત કરેલું. એ વર્ગમાં ફક્ત દાનાવોથી કાને સાંભળેલું જ્ઞાનનજ સમાતું નથી, પણ તે ઉપરાંત લેખીત પુસ્તકો વાંચી અને આપણી આજુબાજુનાં કુદરતનાં પુસ્તક ( Book of nature ) ને વાંચી પ્રાપ્ત કરેલું જ્ઞાન પણ સમાયછે.

**બે પ્રકારનાં જ્ઞાનમાંથી એકપર આપણો કાબુ**—હવે એ બે પ્રકારનાં જ્ઞાનમાંથી પેહલા પ્રકારના જ્ઞાન ઉપર, વારસામાં મેળવેલાં જ્ઞાન ઉપર આપણો કાબુ નથી, આપણા બાપદાદાઓનાં જ્ઞાન, વર્તણુક અને રાહરીતી ઉપર તેનો કેટલોક આધાર રહેછે, જેના કેટલાક પ્રકારના ભેદભરમ આપણે સમજી પણ શકિયે નહિ. એક બાળક કરતાં બીજું બાળક જાતી અક્કલ શા કાજે વધારે ધરાવી જન્મેછે, એ એક મોહટો અને મુશકેલ સવાલ છે. તે બાજુએ મેળ્યે.

પણ બીજા પ્રકારનાં જ્ઞાન ઉપર આપણો કેટલીક હદે કાબુ છે. આપણા કાનો આંખો વિગેરે ખુલ્લાં રાખી આપણાં જ્ઞાનમાં આપણે ઘણો વધારો કરી શકિયે. જાતી અભ્યાસથી, જાતી અવલોકન અને અનુભવથી, અને બીજાઓની રૂડી સંગત અને શબ્દોથી આપણે જ્ઞાન વધારી શકિયે.

**એ ગઓષ સ્રુત જ્ઞાન વધારવાના માર્ગો**—એવા અનુભવ અને અવલોકનથી જ્ઞાન મેલવવાના બે મુખ્ય માર્ગો યા સાધન છે. ( ક ). કુદરત. ( ખ ). માણસ.

**( ક ) કુદરતનું જ્ઞાન**—કુદરતનાં અવલોકન ઉપરથી આપણે ઘણું જ્ઞાન મેલવી શકિયે અને આપણી વૃદ્ધી યા વધારો કરી શકિયે. બુલંદ આફતાબ અને માહાતાબ, સેતારા અને ગ્રહો, પહાડો અને નદી નાળાંઓ, સરોવરો અને દર્યાઓ, એ સર્વ સાથ જોડાયલા કુદરતી બનાવો (phonomena), જેવાકે, વખતસર સૂર્ય, ચંદ્ર, સેતારાનું ઉગવું અને આથમવું, ભરતી ઓટનું બનવું, પાણી અને હવાની ગર્દેશો, તેથી ઉત્પન્ન થતા પવનો અને વર્ષાદ બરફના બનાવો, એ સર્વનું અવલોકન આપણને જ્ઞાન આપેછે.

**( ખ ) માણસનો અભ્યાસ**—ગોશો સ્રુત ખેરદ માટે બીજું અગતનું સાધન માણસજાત છે. ગુજર પામેલા માણસો અને તેઓની છુટી યા સાંમતી હકીકતો તેમજ હાલનાં હૈયાત માણસોની હાલત અને હકીકત આપણને એવું ઘણું જ્ઞાન આપેછે. ગુજર પામેલાં માણસોની હકીકત એ " તવારીખ " ગણાયછે, ત્યારે તવારીખ, જે જાણે ઘણાંક માણસોની સાંમતી, એક કોમ યા પ્રજાની, હકીકત છે, તે, અને મહાન પુરૂષોની જીંદગીનાં વૃતાંતો ( biographies), જે

જુદાં જુદાં માણસોની હકીકત આપેછે તે, એવાં ગોશ ઞુત ખેરદનું સાધન છે. એક લખનાર કહેછે તેમ તવારીખ ખુદાનું દીવાની ધર્મશાસ્ત્ર છે. આપણાં કોઇક ભણતરો તવારીખનાં શિક્ષણ તરીકે છે ત્યારે આપણાં નામગ્રહણમાં, યા ફરોખશીમાં, યા રપીથવનની આફ્રીનમાં, યા જુન્જેગેર્નની આફ્રીન જેવી આફ્રીનોમાં, મરનાર મહાન પુરૂષોની યાદ કરવાની રીત અને બાજ કરવાની રીત એક પ્રકારે તવારીખ શિખવાના માર્ગનું સાધન છે. આપણે આફ્રીનગાન માંડતાં આપણા કેટલાક મહાન પુરૂષોને યાદ કર્યે છીએ. તેમજ કોઇક આફ્રીનમાં કર્યે છિએ. પેહેલા સર જમશેદજી એક તવારીખ બનાવનારા અને તવારીખ બનાવી તેના પાઠ શિખવનારા એક પુરૂષ હતા. તેવા નરની બાજ એક મીજલસમાં ભેગા મળી કરતાં આપણે જાણે તવારીખના પાઠો શિખવાને ભેગા મળ્યા છિએ. તેવણે ફક્ત આપણી પારસી તવારીખનો એક મુખ્ય ભાગ બનાવ્યોછે એટલુંજ નહિ, પણ આપણાં મુંબઇ શહેરની તવારીખનો, આપણાં હિંદ દેશની તવારીખનો ભાગ બનાવ્યોછે.

**૩. મહાન પુરૂષોની યાદ** ( Hero-worship), **એક કોમ યા પ્રજાની ચહડતી આણનાર સાંધણ**—વળી આ બાબત ઉપર બીજી રીતે જુઓ. એક કોમ યા ટોલાની હસ્તી, ભલી હસ્તી, ભલી રીતે ચાલુ રેહવાનો આધાર ત્રણ બાબતો ઉપર હોય છે :—

૧. તે કોમ પોતાનાં ધર્મની ખરી અસલ સ્વચ્છતા (pristine purity) જાળવી રાખે.

૨. તેવી સ્વચ્છતા જાળવી રાખી, વખત પ્રમાણે વર્ત્તવાની કાળજી (alacrity to move with Time) જાળવી રાખે.

૩. ભલા પુરૂષોની ભલી યાદ (Hero-worship) જાળવી રાખે.

ત્યારે આપણી કોમના ભલા પુરૂષોની ભલી યાદ જાળવી રાખવી, એ આપણી કોમની હસ્તી અને વધારા માટે જરૂરનું છે. તેઓની વાર્ષિક યાદ યા બાજ કરવી, એ તે માટેનો જાણે એક માર્ગ છે.

**જીંદગી જીંદગીની એકમેક ઉપર અસર, તેથી સુધારાનું આગળ વધવું**—આપણો આ જમાનો સુધારા વધારાનો કહેવાયછે. સુધારો શું છે અને કેમ આવ્યોછે અને આવેછે, તે માટેના કોઇક તરેહવાર વિચારોમાં આ એક અગતનો વિચાર છે, અને તે આપણ જરથોસ્તીઓની રાહરીતીઓ પ્રમાણે બરહક વિચાર છે, કે સુધારો જીંદગી જીંદગી વચ્ચેની અરસપરસની અસર (inter-action of life upon life) થી વધેછે. એક માણસ પોતાની જીંદગીથી બીજાંની જીંદગી ઉપર જે અસર કરેછે અને બીજાંની જીંદગી ઉપરથી પોતાની જીંદગી ઉપર જે સારીમાઠી અસર થવા દેછે, તે ઉપરથી દુનિયાનો સુધારોવધારો પ્રસાર પામેછે.

આપણુ પુર્વ ભણીનાં લોકોના અને તેમાં આપણુ પારસીઓના, વિચાર-આચારો અને રેવાજો પશ્ચીમ ભણીના વિચારઆચારો અને રેવાજોથી આ બાબતમાં છુટા પડેછે કે પશ્ચિમ ભણીનાં લોકોમાં ચહડતે પ્રકારનાં અને ઉતરતે પ્રકારનાં લોકો વચ્ચે જેવો જોઇએ તેવો સમાગમ નથી. ઘણા મોટાઓ પછી તેઓ ધનથી મોટા હોય કે મનથી મોટા હોય, તેઓને નાનાઓ—ધન અને મનથી નાનાઓ—સાથે મળવા ભેટવાનાં ઘણાક અવસરો હોતા નથી. આપણાંમાં એવા અવસરોનાં ઘણાંક સાંધનો રાખવામાં આવ્યાંછે. દાખલા તરીકે આપણાં જાહેર જશનો, આપણાં ગાહમબારનાં જશનો અને તેઓનાં ખાણાઓ આવા અવસરો છે. તેવા અવસરોપર નાના મોટાઓના મેલાવડાઓ એકએકની જીંદગી ઉપર અસર કરી એકમેક ઉપરથી આપલે કરી કોમના સુધારા વધારા માટેનાં સાંધનો પુરાં પાડનારા અવસરો છે. દલગીરીની વાત આ છે કે તેવાં સાંધનોનો જેવો ઉપ્યોગ થવો જોઇયે તેવો થતો નથી. સર જમશેદજી એવા વર્ગના એક પુરૂષ હતા, કે જે વર્ગના પુરૂષોની જીંદગી બીજાંઓ ઉપર અસર કરીને ઘણોક બોધ આપેછે અને દાખલા આપેછે.

**એવા પુરૂષોની યાદના અવસરો તે જાણે મરનારોને જાગ્રુત કરી આપણ પોતાને જાગ્રુત કરવાના અવસરો**—એક લખનાર કહેછે, કે આપણે કોઇ મરનારોની યાદગારી (memorial) સ્થાપી તે મરનારોને જાગ્રુત કર્યે છીએ (We go to awake the dead). આપણામાં બાજના અવસરો પણ તે પ્રમાણે મરનારોને જાગ્રુત કરવાના અવસર છે. આપણુ આજે મરહુમ સર જમશેદજી જીજીભાઇને આપણુ વચ્ચે જાગ્રુત કર્યે છીએ, તેવણુને પાછા આપણુ વચ્ચે બોલતા કર્યે છિએ, અને તેમ કરી આપણુ આપણુ પોતાને જાગ્રુત કર્યે છિએ. જે પ્રમાણુમાં આપણુ તેવણુને બોલતા કરીશું તે પ્રમાણુમાં તેવણુના સુંદર શબ્દોથી આપણે પોતાને સુંદર રીતે જાગ્રુત કરીશું.

II.

**સર જમશેદજીની જીંદગીના મધ્ય ભાગ સુધીના થોડાક ધ્યાન ખેંચનારા બનાવો**—સર જમશેદજી માટે જ્યારે ચાર વર્ષપર મેં થોડુંક વિવેચન કર્યું હતું, ત્યારે તેવણુની જીંદગીના થોડાક બનાવોને તે વિવેચનના સંબંધમાં મેં યાદ કર્યા હતા. આજે તેવા અને બીજા થોડાક બનાવોને આજનાં વિવેચનના સંબંધમાં હું યાદ કરીશ. એવણુની જીંદગી અવારનવાર થોડી કે ઘણી ઘણેક હાથે લખાઇછે. પણ તે સર્વમાં હું મહુંમ મી૦ રતનજી બેહરામજી માદનને હાથે પ્રગટ થયલી જીંદગીનો હેવાલ, તેમાં એવણુની જન્મભુમી વીગેરે બાબતમાં થયલી એકાદ ભુલ બાજુએ મેલતાં, વધારે પસંદ કરૂંછું. આ મરનાર એક-માર્ગી અભ્યાસી ગૃહસ્થે પોતાના આ શોખના શ્રમનાં કામ માટે સામગ્રી એકઠી કરવા કાજે દેખાડેલી કાળજી મને સારીપેઠે યાદ છે, સબબ કે તેમ કર-વામાં મેં એવણુને મારો થોડોક હિસ્સો, એ ભલા ગૃહસ્થે પોતાના દિબાચામાં

જણાવવા પ્રમાણે, આપ્યો હતો. આ લખનારને આધારે તેવણુની શરૂઆતની જીંદગીના થોડાક બનાવો નીચે પ્રમાણે છે:—

૧૭૮૩ તા૦ ૧૫ મી જુલાઇને દીને એવણે જન્મ લીધો. નાની બાળવયમાં માબાપનો માથેથી છાયો ઓહયો.

૧૭૯૮ માં પેહલી સફર બંગાલા ખાતે રૂ૧૨૦ ની પુંજી સાથે.

૧૭૯૯ માં ચીનની પેહેલી સફર.

૧૮૦૧ માં ૧૮ વર્ષની નાની ઉમરે સસરા સાથે વેપારમાં જોડાયા. ચીનની બીજી સફર.

૧૮૦૨–૩ ચીનની ત્રીજી સફર. માર્ગમાં મોટું તોફાન.

૧૮૦૩ માં લગ્ન. આગમાં મીલકતના મોટા ભાગનો નાશ.

૧૮૦૬ સુધીમાં ૨૩) વર્ષની જવાન ઉમ્મરે બંગાલા અને ચીનની પાંચ સફરો કીધી.

આજે આપણે જોઇએ છિએ કે ૨૩) વર્ષની ઉમ્મરે તો આપણા જવાનો હજુર બાહેર મુસાફરીએ જવાની હિમ્મત કરેછે. પણ એવણે તો જાંણે એ ઉમ્મરે પોતાની મુસાફરીઓ તમામ કરી અને પછી થરીથામ થઇ મુંબઇ રહી ત્યાંથી વેપાર કરવા માંડયો. આ દેખાડેછે કે આ ભાગ્યશાલી નરમાં અજબ હિમ્મત હતી અને ખુદા ઉપરના વિશ્વાસ સાથ પોતાનાં બાજુબળ ઉપર છોકરવણ વયથી ઇતબાર હતો.

એવણુના વેપારની હકીકત હાલના આ આગલ વધેલા જમાનામાં પણ, જયારે મોટી ગંજાવર આગબોટો નવી કળાઓના ઉપયોગથી જલદીથી મુસાફરી કરેછે, ત્યારે પણ આપણુને જાણે દંગ કરેછે, કે કેવા બોહલા પાયા ઉપર એવણુનો વેપાર હતો. તે એક દેશ યા બે પાંચ દેશો સાથે નહિ હતો. તે વખતનાં બોમ્બે ટાઇમ્સે લખેલી આર્ટીકલ પ્રમાણે એવણુનો બોહલો વેપાર નીચલાં સંખ્યાબંધ શેહરો સાથે હતો:—બંગાલા, મદ્રાસ, પીનાંગ, મલાકા, સુમાત્રા, સીંગાપોર, સીઆમ, મનીલા, ચીન, સુએજ, સ્મિર્ના, એલેકઝાન્દ્રીઆ, આર્કીપેલેગો, ઇંગ્લાંડ. આ નામો દેખાડેછે કે યુરોપ, એશિયા અને આફ્રીકાના ત્રણે ખંડોના દૂર દેશો સાથે એવણુનો વેપાર હતો.

યુરોપમાં થયલી એમીએન્સની સુલેહ (Peace of Amiens) અને વોટર્લુ (Waterloo) ની લડાઇની વચ્ચેના અરસાએ ફકત યુરોપની તવારીખ ઉપર નહિ, પણ એશિયાની અને તેમાં હિંદની તવારીખ ઉપર પણ અસર કરીને અહીંના વેપારમાં મોટો ઉછાળો કરાવ્યો હતો. તે ઉછાળોનો સર જમશેદજીએ, પેલી કેહેવત પ્રમાણે, વખતને તેની હરોલમાંથી પકડી, લાભ લેઇ ગંજાવર દોલત પેદા કીધી હતી. વળી ૧૮૧૩ માં ઇસ્ટ ઇન્ડયા કુંપનીની બ્રીટીશ સરકાર સાથની ગોઠવણુમાં પણ ફેરફાર થવાથી હિંદનો વેપાર કુદકે અને

ભુસકે જાણે વધ્યો હતો. તે કુદકા ભુસ્કાનો પણ સર જમશેદજીએ લાભ લીધો હતો. એવણ માટે, ટાઇમ્સનો લખનાર કહેછે તેમ, વેપારમાં હિમ્મત, સાહાસિક પણું અને ડહાપણ (Boldness, enterprize and sagacity) દેખાડી, એવણે દોલત પેદા કીધી હતી. એવણ એક ખરા બખ્તાવર ભાગ્યશાળી નસીબવંત વેપારી હતા, અને જ્યાં પણ, પેલી કહેતી પ્રમાણે, નસીબના સંજોગો પોતાની તરફેણમાં (Balance of chances in favour) દેખાતા, ત્યાં હિમ્મતથી બોહોલા વેપારમાં પડતા અને ફાવતા. તેવી વેળા જોખમ માટે દરતા હતા નહિ.

૧૮૩૧ સુધીમાં, એટલેકે વેપાર શરૂ કરવા પછી ૩૦) વર્ષમાં તો, એટલેકે ૪૮ વર્ષની ઉમ્મરમાં તો, ઉપલો લખનાર કહેછે તેમ, એવણે મોહોટી દોલત પેદા કરી. પણ એજ ધણી કહેછે તેમ, તેવણે તે પોતાની જાતી મોજમજાહમાં વાપડી નહિ, પણ આજુબાજુઓનાં સુખ માટે વાપરવાનો વિચાર કર્યો.

૧૮૨૨ થી એવણે પેહેલે સખાવત કરવાની શરૂ કીધી. તે સખાવત આપણને અજબ પ્રકારની લાગે, પણ તે એવા પ્રકારની સખાવત છે, જે હાલમાં પણ આપણાં દેશના કોઇક સખીઓનું ધ્યાન ખેંચેછે. તે આકે સ્મોલ કોઝ કોર્ટમાં ફર્યાદીઓ મંડાઇ નાની રકમો માટે જે ગરીબ દેવાદારોને જેલમાં જવું પડેછે, તેઓને તેવણે છોડવવા માડયા. તેવણે જોયું, કે કેટલાક ગરીબો, લગનમરણ જેવા સંસારી અવસરોના નાના નહિ છુટી શકાય એવા ખરચ કાજે, મારવાડી સાહુકારોના હાથમાં ફસેછે અને તેમાંથી જલદી છુટતા નથી. ૧૮૨૨ થી ૧૮૨૬ સુધીમાં રૂ૩૦૦૦) ની આવા પ્રકારની સખાવત કરી એવણે ૫૦) દેવાદારોને છુટકારો અપાવ્યો.

૧૮૪૨ સુધીનાં ૨૦) વર્ષ સુધી, સખાવત ઉપર સખાવત કરી, એવણે સરકારની પસંદગી પામી નાઇટ હુદ મેળવ્યું. હાલમાં આપણે જોઇએ છિએ કે આપણા શ્રીમંતો ગવરનરોનાં માનમાં પોતાને ત્યાં જીઆફતો આપેછે, પણ કોઇવાર ગવરનરો પોતાને ત્યાં કોઇ મોટાં માણસનાં માનમાં જીયાફત આપવાનો દાખલો હાલ આપણે જોતા નથી. પણ એવણના સંબંધમાં જુદો મામલો હતો. તે વખતના ગવરનરોએ બે વખત એવણનાં માનમાં પોતાને ત્યાં જીઆફતો આપી હતી.

એવણને મળેલાં નાઇટહુદના બનાવની યાદગારી જાળવવા કાજે પારસીઓ, માંહોમાંહે રૂ.૧૫,૦૦૦) ની રકમ ઉઘડાવી, એવણને એક ડેપ્યુટેશનમાં મુબારકબાદી અને માન આપવા ગયા, ત્યારે એવણે રૂ.૩) લાખની રકમ પારસીઓ માટેની સખાવત કાજે જાહેર કીધી. પારસી પંચાએતનાં ખાતાંમાં સર જમશેદજી ત્રાન્સલેશન ફંડ નામનું જે ખાતું છે, તેની શરૂઆત પારસીઓએ માંહોમાંહે એવણની યાદગારી માટે ઉભી કરેલી ઉપલી રકમથી બરપા થયુંછે. ૧૮૪૩ માં તો

એવણુની જાહેર સખાવત હજુર રૂ.૯) લાખની હતી, પણ તે વખત જોતાં તે ઘણી મોટી હતી. તેથી ગવરનર આર્થરે એવણુને સરકાર તરફથી હીરાનડીત ચાંદ ભેટ આપતાં તે રકમને અજબ કરનારી મોટી રકમ (amazing sum) જણાવી.

આ ગવરનરે તે વખતે કહ્યું (મી૦ માદનનું પુસ્તક પા. ૪૭૨) કે :—

"Your private charities, though so bestowed that many of them are unknown even to the members of your own family, have been nearly as unbounded."

ઉપલા ગવર્નરના આ બાબે નીચલા વધારે સુંદર શબ્દો છે :—

"For these acts of benevolence, Sir, you may look for another and a still higher reward, at the close of your well-spent life, when you shall lay your head on your dying pillow, the remembrance that you have so used the wealth with which Providence has blessed you, will be your greatest and best comfort, and the thoughts of your numerous deeds of benevolence and charity will at that moment be your highest consolation.

૧૮૪૭ સુધીમાં એવણુની જાહેર સખાવત ૨૫ લાખની થઇ હતી, અને તે વખતના ઉપલા ગવરનરે કહ્યું હતું તેમ, એવણુની ગંજાવર ખાનગી સખાવતમાંની કેટલીક તો એવી હતી, કે જેને માટે તેવણુના પોતાના બેટાઓ યા બેશીઓ વટીક કાંઇ જાણતા હતા નહિ. એવણુની સખાવતની સ્તુતિમાં થયલાં કેટલાંક ભાષણોમાં સર જમશેદજી હોસ્પીટલ, જે માટે એવણે રૂ. ૧,૭૦,૦૦૦) આપ્યા હતા, તેનો પાયો "મેસોનીક" રીતે ૧૮૩૪ માં નાખતાં તે વખતના ગવર્નરે જે ભાષણ કર્યું હતું, તે ઘણું સુંદર અને વાંચવા લાયક છે. કેટલીક મેસોનીક ક્રીયાની ચિન્હરૂપી (symbolic) સમજણ આપવા સાથે તેણે સર જમશેદજીની સખાવત અને સદગુણોને સુંદર રીતે યાદ કર્યાં હતાં. એ પાયો નાખવાની ક્રિયામાં વપરાતા ચોખાને પોષણ (nourishment) ની, શરાબને તાજગી (refreshment) ની, અને તેમને ખુશી (joy) ની નીશાણીઓ (symbols) તરીકે સમજાવી, ગવરનરે સર જમશેદજી અને મીજલસને સમજ આપી, કે ખુદા (The Great Architect of the Universe) જેની ઉપર આપણ સર્વનો આધાર છે, તેના આશીર્વાદ, આ નજરે પડતા નમુનાઓ (visible types) રજુ કરીને માંગવામાં આવેછે, અને તે સર્વ ખુદાતાલા તરફ આપણું માન અને આભાર ખેંચનાર પદાર્થો છે (They were symbols of God's bounty and providence calling forth reverence and gratitude to the Creator). આ ક્રિયાથી ગવરનરે સર જમશેદજીને અને મીજલસને તે સર્વશક્તિવાન સાહેબ ઉપરના આધાર (Dependence upon God) નો બોધ અસરકારક રીતે આપ્યો.

**મરનારની એક ખરા જરથોશ્તી તરીકેની જીંદગી**—આજે આપણે જરથોસ્તી ભાઈઓ અને બાઈઓ એક જરથોસ્તી મહાન પુરૂષની યાદ, આપણી જરથોસ્તી રાહરીતી પ્રમાણે કરવાને ભેગા મળ્યા છિએ, તેવા પ્રસંગે જે મરનાર ગ્રહસ્થની યાદ માટે આપણે ભેગા મળ્યા છિએ, તે નરનાં જરથોસ્તીપણાં વિષે વિચાર કરવાની અને તેવણનાં જેવાં જરથોસ્તીપણાં ઉપરથી બોધના બે વિચારો લેવાની આપણને થોડીક પ્રેરણા થાયછે. એવણની ઉદ્યોગી અને ઉપયોગી જીંદગીના થોડાક ઉપલા સફાઓ તેવા બોધના વિચારો આપણને આપેછે.

જરથોસ્તીપણું આપણે ફક્ત એક "મત યા આકીન" તરીકે લેવાનું નથી, પણ આપણી "જીંદગી" તરીકે લેવાનું છે, એટલેકે "આપણે જરથોસ્તી છિએ; આ જગત યા દુનિયા માટે, તેના કર્તા ખુદા માટે, ભવિષ્યની જીંદગી માટે, એ વીગેરે બાબતો માટે આપણે જરથોસ્તે શિખવવા પ્રમાણેનું આકીન માન્યે છિએ," એટલુંજ આપણે જોવાનું નથી, પણ આપણે જીંદગીમાં જરથોસ્તીપણું પાળ્યે છિએ (We live as a Zoroastrian) કે તે જોવાનું છે, તે બાબે વિચાર કરવાનો છે, તે બાબે આ મરહુમ નરની જીંદગીના સંબંધમાં વિચાર કરી બોધ લેવાનો છે. મરહુમ સર જમશેદજી એક ખરા ધર્મચુસ્ત જરથોસ્તી હતા. તેવણ જેમ આકીને તેમ વર્ત્તણુકે જરથોસ્તી હતા. તેવણની જીંદગી આપણને તે દેખાડેછે અને તેમ દેખાડી દાખલાથી આપણને પણ તેમ જીવવા બોધ દેછે.

**એક ખરી જરથોશ્તી જીંદગી એટલે શું?**—એક ખરી જરથોસ્તી જીંદગીએ જીવવું, એટલે પેગામ્બર જરથોસ્તનાં શિક્ષણ મુજબ ૩) નીચલી રીતીઓ અખત્યાર કરવી અને તેમ વર્ત્તવું:—

૧. અહુરમજ્દ ઉપર ઇતબાર રાખવો.

૨. આજુબાજુનાંઓ તરફના સંબંધ જાલવવા.

૩. પોતાનાં રવાનની વૃદ્ધી કરવી.

૧. અહુરમજ્દ ઉપર, એક સર્વોત્તમ ચહડતી હસ્તી યા શક્તિ ઉપર, વિશ્વાસ રાખવા માટે આપણી દીનના કલમાના આ સુંદર સખુનો છે. "અહુરાઇ મજ્દાઇ વીસ્પા વોહુ ચિન્હ્મિ". ખુદા ઉપર એવો વિશ્વાસ કેમ રખાય? ફક્ત શબ્દોથી નહિ, પણ તે શબ્દો પ્રમાણેનાં કામોથી, વર્ત્તણુકથી.

આપણને સર્વ નેઆમતો આપનાર તે સાહેબ છે, આવું આકીન, આપણી જીંદગીમાં, આપણે આપણી આજુબાજુનાંઓ સાથે નર્માશ, મીઠાશ જાળવવાની વર્ત્તણુકથી અને તેઓને સહાયતા આપવાથી દેખાડી શકયે છિયે. મરહુમ સર જમશેદજી આ બન્ને સદગુણોમાં પુરા હતા. સુખ અને દુ:ખમાં ખુદા ઉપરનો

એવણનો વિશ્વાસ મક્કમ હતો. દુઃખમાં સબુરી અને સુખમાં ખુદાને નામે ગરીબો માટે કાંઇ બાજુએ મેલવું, એ એવણનો નિયમ હતો.

૨. આજુબાજુનાંઓ સાથનો સંબંધ પુરતાં પ્રમાણમાં જાળવવાથી આપણે જરથોસ્તી જીંદગી ગુજારતા કેહવાયે. ઘર માંહે, માબાપ, ભાઇબેહન, જન ફરજંદ, અને હાથ હેઠળનાં માણસો સાથ, અને ઘરબાહર, ખેશીઓ, મિત્રો, હમશેહરીઓ, હમદેશીઓ સાથે સંબંધ બરાબર જાળવવામાં આપણે પુરી જીંદગી, સંપુર્ણ જીંદગી, ખંરી ભલી જરથોસ્તી જીંદગી ગુજાર્યે. મરનારની જીંદગી તેના સંખ્યાબંધ દાખલા આપેછે. પારસી પંચાએતનાં ફંડોમાં કેટલાંક ખાતાંઓ એવણના આ પ્રકારના સંબંધો જાળવવાની કાળજી દેખાડેછે. પોતાનાં માતપિતા, ભાઇબેહન જેવાં ખેશીઓ તરફ તેઓની જીંદગીમાં માયા મોહબતનું દિલ દોડાવવા ઉપરાંત, તેઓનાં મરણ બાદ તેઓનાં નામે એવણે સખાવત કરી, તે સખાવતનો લાભ ખેશ–મંડળની બાહેરનાંઓને આપ્યોછે. સખાવત ઘરથી શરૂ કરી ઘર માહે એવણે અટકારી નહિ હતી, પણ ઘર બાહેર લંબાવી હતી.

૩. એક લખનાર કહેછે તેમ, આપણી જીંદગીએ આપણા પોતાના સંબંધમાં કોઇ ચોકસ રૂપ લેવું જોઇએ.[૧]

(ક) તે રૂપ આપણી હાલની વર્ત્તણુકમાં બાહર પડવું જોઇએ.

(ખ) તે રૂપ આપણી વૃદ્ધીમાં, ચાલુ વધારા (Progress) માં જાહેર પડવું જોઇએ. એટલે આપણી હાલતમાં પએ દર પએ ચાલુ વધારો કરવો જોઇએ. સદગુણો ખીલવવા જોઇએ.

(ગ) આજુબાજુના સંજોગો જોઇ જીંદગીએ રૂપ લેવું જોઇએ. કાળ, સ્થળ અને સ્થીતી પ્રમાણે વધારો કરવો જોઇએ.

**સર જમશેદજીની એવી જરથોશ્તી જીંદગીપરથી પેહલે હીમ્મતનો બોધ**—ઉપર પ્રમાણેની જરથોસ્તી જીંદગી ગુજારી તેવણે ઘણાક સદગુણો દેખાડયા. આપણે ઘણીકવાર આપણા ઉપર મુશ્કેલીઓ આવી પડેછે તો તે આસાન થવા માટે ખુદા હજુર દુઆ ગુજાર્યે છિએ. ઘણીકવાર આપણાં મનમાં કાંઇ ભલી મોરાદો બરપા થતી હોય તો તે મોરાદો પાર પાડવા માટે દુઆ ગુજાર્યે છિએ. એવી વખતે આપણે તે સર્વશક્તિવાન સાહેબ તરફ જોઇએ, તે બરહક અને છાજતું છે. પણ તે સાથે આપણે આપણ પોતા તરફ પણ જોવાનું છે. શેકસ્પીઅરના આ સુંદર શબ્દો છે કે "જે ઉપાયો આપણે આસ્માન (તરફ હાથ કરી તે સર્વશક્તિવાન સાહેબ) ને લાગુ પાડયે છિએ તે ઘણીકવાર

---

૧. "Life must manifest itself in our character, in our capacity for growth in response to environment."

આપણા પોતાનામાં હોયછે."[1] એટલે ધીરજથી વિચાર કરી હિમ્મત અખત્યાર કરી આપણે પોતે પગળાં ભર્યે છિએ, તો આપણી મુશ્કેલીઓ દૂર થાયછે, આપણી મોરાદો બર આવેછે. આવી ધીરજ અને આવી હિમ્મતનો બોધ આપણને સર જમશેદજીની જીંદગી ઉપરથી મલેછે. તેવણને તેવણની વેપારી જીંદગીની શરૂઆતમાં કેટલીક મુશકેલીઓ, અને તેમાં ફ્રેંચ લોકોને હાથ બંદ પડવા વટીકની મુશકેલી મલી, પણ તે સર્વમાં તેવણે સબુરી જાળવી અને તે સાથે હિમ્મત ધરી પાછી કોશેશ કીધી. તેમ કરતાં તેવણ ફાવ્યા. આપણામાં બેહરામ યજદને ફતેહનો ફરેસ્તો ગણ્યો છે. તે બેહરામ યજદને જે 'અમ' એટલે હિમ્મત ઉપર મવક્કલ ગણ્યોછે, તે આવા પ્રકારની હિમ્મત છે. એક દાનાવ લખનારના આ ભલા શબ્દો છે કે "આપણ માણસ-જાત ઉપર પડતાં દુઃખોના દરવાજા બંધ કરનાર સોનેરી કુંચી આપણું પોતાનું મન છે."[2]

**આપણ પોતા ઉપર પાદશાહી**—મરહુમ સર જમશેદજી પોતાની ધન દોલતથી, પોતાની માલમીલકતથી, અને તે ધનદોલત અને માલમીલકતને પોતાનાં હથ્યાર બનાવી તે હથ્યારો મારફતે સખાવત કરી, એક પ્રકારની પાદશાહી ભોગવી ગયાછે. તેવણ પોતાની આજુબાજુનાંઓ ઉપર, એક રીતે પોતાની કોમ ઉપર, દોર-દમામની નહિ પણ માયા મેહરબાનીની, સખાવત અને પરોપકારની પાદશાહી કરી ગયાછે. આ પાદશાહી એવણે પોતે પોતાને ઘરથી પોતાનાં તનમનથી શરૂ કીધી હતી. એટલેકે પોતાનાં તનમન ઉપર તેવણે પાદશાહી કીધી તો પછી બીજાંઓ ઉપર પાદશાહી કરવાને એવણ શક્તિવાન થયા. રાહત અને આશાનીના ખ્યાલને માહાત કરી રંજ અને ઉદ્યોગ અખત્યાર કર્યો; પૈસો સંઘેરવાના સાંકડા ખ્યાલને દાબી તેનો સદ ઉપ્યોગ કરવાનો વિચાર કર્યો; ખુદાએ આપેલો જર ખજાનો પોતાના અને પોતાનાઓનાજ એશઆરામ અને મોજમજાહ ઉપર વાપરવાના શોખને દાબી તેવણે બીજાઓનાં ઉપયોગ માટે વાપરવાનો કસદ કીધો; આ સર્વ તેવણની પોતા ઉપરનીજ એક પ્રકારની પાદશાહી હતી. એવી પાદશાહી માટે એક દાનાવ દાનાઇના આ વાજબી સખુનો કહેછે કે: "આપણે આપણાં પોતા ઉપર રાજ્ય કરવું જોઇએ અને આપણાં પોતાનાં દેલમાં બરપા થતા દુશ્મન સમાન તોફાની અને કજીઓ શોધતા ખ્યાલો ઉપર કાબુ ધરાવવો જોઇએ."[3]

---

૧. "The remedies oft in ourselves do lie,
Which we ascribe to Heaven."

૨. "The mind is the golden key that shall lock the gates of pain upon mankind."

3. "Reign king over ourselves,
And rule the raging and conflicting foes within."

**માણસે પોતાની જીંદગી માટે ધારવા જોઈતા ખ્યાલો** (Ideals) **માં સખાવતનો ખ્યાલ**—આપણ દરેકે આપણી જીંદગી માટે કોઇ ભલો ખ્યાલ યા ખ્યાલો આપણા સનમુખ રાખવા જોઇએ. તેવા ખ્યાલો જાણે આપણી જીંદગીને ચલાવનાર સુકાંન મિસાલ હોયછે. એવા ખ્યાલોમાં એક અગતનો સુંદર ખ્યાલ સખાવતનો છે. તે ખ્યાલ આપણને બે ભલા માર્ગ ઉપર દોરવેછે.

૧. તે આપણને ઉદ્યોગી બનાવેછે.

૨. તે આપણને સાદા અને કસર્યા બનાવેછે.

૧. સખાવતનો સદગુણ આપણને એક રીતે અને તે સ્તુતિપાત્ર રીતે થોડાક લોભી બનાવેછે. એવા પ્રકારનો લોભ વખાણવાજોગ છે. એક માણસ પોતાનાં બાજુ બળથી જે મેળવેછે, તેમાંથી તે બીજા હાજતમંદોને આપેછે તો તેનાં પાસે પુરતું અને પોતે ચાહે તેટલું ઘણું બાકી નહિ રેહવાથી તે વધારે ઉદ્યોગી થાયછે અને વધુ મેળવવા કોશેશ કરેછે. એવો ઉદ્યોગ પોતા સાથે તન-દરૂસ્તી અને મનદરૂસ્તીનો ફાયદો લાવેછે.

૨. વળી સખાવતનો તે સદગુણ આપણને સાદા અને કસર્યા રેહવાને સુચવેછે. તે કેહેછે કે બને તેટલું બચાવી બીજા હાજતમંદોને મદદ કરવી. એવી કરકસર જે સાદી જીંદગી સુચવેછે તે સાદાઇ પણ તન અને મનની દરૂસ્તી લાવેછે.

ટુંકમાં કહિયે તો પેલી સોનેરી શીખામનની આ સુંદર ત્રણ લીટીઓ પ્રમાણે વર્ત્તવાને આપણે સખાવતનો સદગુણ શીખવેછે કે—

"બને તેટલું પેદા કરો,
બને તેટલું બચાવો,
બને તેટલું બખ્શો."[1]

**સચ્ચાઈની ચાહનો દાખલો**—શેઠ ફરદુનજી સોરાબજી બરજોરજી વાડીઆ (પાછલથી અટક પારખ) નામના સુરતના એક આબરૂદાર ગ્રહસ્થ અતરેની એક હિંદુ પેહડી, નામે શાહ તુલસીદાસ માણેકજીની કું૦ ના કારભારી હતા. એ ઓદ્દા ઉપરથી એવણની અટક વાહાડીઆપરથી પેહેલવેહલી "પારખ" થઇ હતી. એ હિંદુ પેહડી તરફથી તેવણ ચીન ગયા હતા. પોતાની નોકરીમાં જ્યારે પોતાના વેપારી શેઠ અને તે શેઠ સાથ સંબંધમાં આવનાર બીજા વેપારીઓ વચ્ચે કાંઇ તકરાર થતી યા વાંધો પડતો, ત્યારે તેવણ હમેશાં પોતાની ચાકરી

---

1. Get all you can.
Save all you can.
Give all you can.

જવાનાં જોખમે પણ સાચ્ચું બોલતા, જે કોઇક વાર શેઠની વીરૂદ્ધ જતું. આ સચ્ચાઇથી તેવણે શેઠ જમશેદજી જીજીભાઇનું દિલ જીત્યું હતું. તેવણે તેવણુને પોતાની આડતનું પણ કામ સોંપ્યું હતું. સેવટે ૧૮૩૫ માં તેવણે તેવણુને પોતાના ભાગ્યા બનાવ્યા. એ પારખ શેઠ તેવણુના સલાહકાર પણ થયા. આ મુજબ આ પારખ ખાનદાનના વડાના સચ્ચાઇનાં સદગુણે પારખ કુટુંબને સર જમશેદજીની સાથે સંબંધમાં આણ્યું. એવણ પોતે સાચ્ચા દિયાનતદારી વેપારી હતા, તેથી બીજાઓમાં સચ્ચાઇ જોઇ તે તરફ ચાહ દેખાડતા.

મરહુમ શેઠ ડોસાભાઈ ફ્રામજી કરાકા પોતાની પારસીઓની તવારીખમાં એવણુનાં પ્રમાણીક વેપાર માટે નીચે પ્રમાણે કહેછે :—

"In his commercial transactions he was always guided by strict integrity, industry and punctuality and his example contributed to raise the reputation of the Bombay merchant in the most distant markets. His whole life was the practical illustration of the truth of the proverb that "Honesty is the best policy," and fortune smiled upon him and favoured him abundantly."

એવણુના આવાં પ્રમાણીકપણાને લીધે એવણુનો લાગવગ ઘણો વધ્યો હતો. તે સરકાર દરબારમાં પણ ઘણો વધ્યો હતો. મુંબઇના કોઇક લાગવગ ધરાવનારા તવંગરો ઉપર દેશી રાજ્યના રાજાઓ અને દરબારીઓ, કહેછે કે, તે વખતે ભેટસોગાદ અને નાણાની રકમો મોકલતા, કે તેઓ તે રાજ્ય તરફથી સરકાર દરબારમાં પોતાનો લાગવગ દેખાડી તે રાજ્યો માટે કાંઇ ફાયદો મેળવે. પોતાના મોટા લાગવગનો એવણુ કદી ખરાબ ઉપયોગ કરતા નહિ હતા. કહેછે કે સરકારનાં કાન ઉપર લાગવગનો માઠો ઉપયોગ કરનાર કોઇક બાબે ફર્યાદ આવતાં સરકારે મી૦ (પાછળથી સર) બાર્ટલ ફ્રીઅરને તે બાબે તપાસ કરવાનું સોંપ્યું. તે તપાસમાં તેને સર જમશેદજીનો ખાસ અપવાદ માલમ પડયો; તે ઉપરથી તેણે જણાવ્યું કે—

"I may be allowed to mention one very striking exception in Sir Jamsetjee Jijibhai, who, with every inducement from his great influence and exceeding benevolence of his character, never as far as may experienc goes, lends himself to the dangerous practice of patronizing parties engaged in obtaining redress of their grievances real or supposed by indirect influence apart from the substantial merit of the case."

**કદર પીછાનનારા શેહરી**—એક શેહરી તરીકે સર જમશેદજીની સેવા ઘણા પ્રકારની હતી. એક દેશહિત્કારી પુરૂષનું એક કામ દેશનાં ભલાં અર્થે દેશ ઉપરનાં સંકટો યા દેશીઓ ઉપરની મુશકેલીઓ સરકારના કાન ઉપર લાવવાનું છે. તેમ કરવા માટે જો કોઇ અમલદાર જાલેમ હોય તો તેની જાલેમી જાહેરમાં લાવવી. બીજા હાથ ઉપર જો કોઇ અમલદારો ભલા,

સાલેસ, ઇનસાફી અને દીલસોજ હોય, તો તેઓની ભલી સેવાઓની પિછાણ, કરવી. સર જમશેદજીની દેશહિતકારી સેવા આ બન્ને બાબતોમાં હતી. પેહલા પ્રકારની એવણની સેવાઓની ગવાહી પારસી પંચાએતનાં દફતરમાં જે "ઇનસાફ અરજી કરવાનું ખાતું" છે તેમાં મળેછે. જે શરૂઆતમાં મુંબઇની બીજી ભાઇબંધ કોમો સાથે એવણે બરપા કીધું હતું. રૈયતની ઘટતી દાદ સરકાર પાસે લેવાડવા આ ફંડ બરપા કરવામાં આવ્યું હતું.[1]

**ભલી સેવાઓની પીછાણ**—શેહર યા દેશની ભલી સેવાઓ પીછાણવામાં એવણ તેટલોજ આગેવાનીભર્યો ભાગ લેતા હતા, કે જેટલો કોઇ કમદીલસોજ માણસોની સામે ફર્યાદ કરવા માટે. એવી કદરશનાસીના દાખલાઓ નીચલા છે:—

- ૧૮૧૯ માં મુંબઇના મેયર અને રેકોર્ડર પોપને માનપત્ર.
- ૧૮૨૩ માં એકઝીકયુટીવ કાઉનસીલના મેમ્બર એલેકઝાન્ડર બેલને.
- ૧૮૨૬ માં ઇસ્ટ ઇન્ડીઆ કુંપનીનો સોલીસીટર મી૦ મોરગન.
- ૧૮૨૭ માં ઇસ્ટ ઇન્ડીઆ કુંપનીનો એક વફાદાર અમલદાર મેજર જેનરલ સેમ્યુએલ વીલસન.
- ૧૮૩૦ માં નેટીવ એજ્યુકેશન સોસાએટીનો સેક્રેટરી કેપ્ટન જર્વીસ.
- ૧૮૩૨ માં એકઝીકયુટીવ કાઉનસીલનો મેમ્બર ધી ઓનરેબલ જોન રોમર.
- ૧૮૩૬ માં સદર અદાલતનો જજ ધી આનરેબલ જેમ્સ સધરલેન્ડ.
- ૧૮૩૬ માં દર્યાઇ ચાંચ્યાઓનો દોર તોડનાર કેપ્ટન સેન્ડ.
- ૧૮૪૦ માં દેશીઓના ખેરખાહ સર ચાર્લસ ફોર્બસ બેરોનેટનું બાવલું ઉભું કરવા.
- ૧૮૪૪ માં મુંબઇના એક વખતના એકટીંગ ગવરનર ધી આનરેબલ જી. એન્ડર્સન.
- ૧૮૪૪ માં નેટીવ ડીસપેનસરી સ્થાપનાર ડા૦ ઉવીલીઅમ મેકી.
- ૧૮૪૪ માં ચીન ખાતે વેપારીઓને મદદ કરનાર સર હેનરી પોટીનજર.
- ૧૮૪૯ માં બોમ્બે બ્રાંચ રોયલ એશીઆટીક સોસાએટીના પ્રમુખ ધી ઓનરેબલ એલ. આર. રીડ.
- ૧૮૫૧ માં એકઝીકયુટીવ કાઉનસીલના સભાસદ ઓનરેબલ મી૦ વીલોબી.
- ૧૮૫૨ માં દેશી કેળવણીના ખેરખાહ સર એર્સકીન પેરી.
- ૧૮૫૫ માં કેળવણીમાં મદદ કરનાર ડા૦ મેકલીનન.
- ૧૮૫૮ માં બલવા વખતે બહાદુરી દેખાડનાર સેપાહસાલાર જેનરલ હેવેલોક.

**ધર્મી હોવા છતાં, ધર્મને બહાને, કોઈ ભલાં કામને આડે નહિ આવવાનો વિચાર**—આગળ એક વખત આ શેહરમાં જાહેર ખવારીને કોઇને

---

૧. આ ખાતાંની હકીકત માટે જુઓ મારાં "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો" ભાગ પાંચમો, નામનાં પુસ્તકમાં "મરહુમ પેહલા સર જમશેદજી. તેવણનાં વિચાર વચન અને કામ" નામનો વિષય, પાના ૧૨૬-૨૭.

મારી નાખવાના વધુ બનાવો બનવા લાગ્યા હતા. તે બનાવો આપણી કોમમાં પણ અવારનવાર બનવા લાગ્યા. તે કારણે લાસ ઉપર જુરી ભરવાની અને તપાસવાની જરૂર પડી. તે ઉપરથી સરકારે પારસી પંચાએત ઉપર એ બાબે પત્ર લખી, ધર્મની લાગણી દુખાયા વગર એ કામ કેમ કરવું, તે બાબે સલાહ માગી. પંચાએતે દસ્તુરોની સલાહ લીધી. દસ્તુરોએ ફર્માન આપ્યું કે "દીની રેવાજ પ્રમાણે કોઇ જુદદીને લાશને જોવી નહિ યા અડકવું નહિ વિગેરે. પણ શાયસ્ત લા શાયસ્ત કાંઇ બની શકે." એમ મોંહોંડેથી તેઓએ જણાવ્યું, પણ લખી જણાવ્યું નહિ. અગાન લોકોમાં ધર્મની લાગણી દુખાવાનો પોકાર ઉઠયો અને દસ્તુરો ઉપર કાગળ ગયાં કે "ખબરદાર! કાંઇ એવું લખી આપતા ના કે લાશ તપાસે અને ચીડે". તેથી સરકાર સાથ મલી કોઇ મધ્યમ રસ્તો શોધી કાહાડવામાં અટકાવ થયો અને તેથી સરકારે પોતાના ધારા પ્રમાણે હોકમો કાહાડયા. એ બાબે સર જમશેદજી લખેછે—

"હવે દશતુરોનો હેમાં કશો વાંક નથી તેવોને લોકોએ બીવાડીઆ જે કદીજો તમો શાએશત ના શાએશતની વાત લખી આપશો તો શરકારવાલા અમલમો લાવશે તો આપડી કોમને એક ભારે ઠપકો છે તથા બદનાંમ કરશે તેહવું જાણીને પેલી શાયશત ના શાયશતની વાત લખી નહી,—બાકી એ રાંક દશતુરોને તે લખવામો કશી અડચણ હતી નહી. ફકત ધાશતીને લીધે બતલાવેઉં નહી ........ આપડા તોલા મધે ઘણુંખરા થોડી શહમજનાં લોકો છે, તેવોની ધાસ્તીને લીધે એ બીચારા દશતુરોથી હકવાજબી પોતાની દીન-આઇનની રવાએતોની કેતાબોમાંથી જાહેર કરી શકાઇઉં—નહી અને હેવું થાએઆથી એ વાતનો બીગાડ વધારે થાએઓ." (ખુલાશે એ પનચાત પા. ૨૦-૨૧.)

"એટલુંબધું બનતેબી નહી અગરજો દશતુરો પોતાનું બેહશત ઉઘાડું મુકીને જેહેવી દીન આઇનનાં દાખલા સાથે રૂવાનને અડકવાની તથા તેહેની કીરીઆની શરવે બીના પનચાતને લખી આપી તેજ પરમાંણે શાએશત ના શાએસ્તનાં ચેઆર સખુન જેમ મોહોંડેથી કહેઆ હતા તે પરમાંણે લખી આપતે તો આટલોબધો ખરાબો એ રૂવાનો ઉપર હરગેજ થાતે નંહી. પણ બીચારા દશતુરો તો શેઠ ખાનદાનવાલા શાહેબોનાં તાબેદાર પડેઆ તેથી જેહવી રીતે એ શેઠીઆવો કેહે તવી રીતે ચાલે અને જેટલું બોલાવે તેટલુંજ બોલે ને વળી એ રાંક પડેઆ તેથી એ ખાનદાનની તાબેદારી તથા ઘણીજ ખાતરદારી રાખે તેઆરે નાચાર." (સર જમશેદજીની "ખુલાશે એ પનચાત" પા. ૩૯-૪૦.)



# જ્ઞાનના પ્રકારો અને માર્ગો.[1]

## અસલી ઈરાની પુસ્તકો પ્રમાણે.



**પેહલવી. સવાલ**—પવન પઝ્મુનશ્ને એ તન વ ઓજશ્ને એ રોબાન મન્દવમ મેમન શરીર વ પાહલુમતર ?

**જવાબ**—મિન નીઓકીઅ જફીઅ વર્ત મર્દુમાન પામતુનેત, ખેરદ શરીર, મેમન ગેતીહા પવન નીરૂ એ ખેરદ શાયદ રાઈનીદન, વ મીનોઇચ પવન નીરૂ એ ખેરદ વત્ન નફુશમન શાયદ કર્દન. દેન્મનચ પએતાક આઇગ અહુરમજ્દ દેન્મન દામ વ દેહશ્ન ઇ દયન ગેતીહા પવન આસ્નીદ ખેરદ પેહખુન્ત ઇફ્રીમુનેત, વ ગેતીહાચ વ મીનોઇ રાઇની-દારીઅ પવન ખેરદ (મીનો ખેરદ, બાબ ૧, ફ. ૪૪ થી ૪૯.)

**અર્થ. સવાલ**—શરીરને દરૂસ્ત જાલવી રાખવા કાજે અને રવાનના છુટ-કારા કાજે કેઇ ચીજ વધારે ભલી અને પેહલે પ્રકારે ચહડતી છે ?

**જવાબ**—માણસજાતને જે નેકીઓ પોંહોચે છે, તેમાં અક્કલ યા જ્ઞાન સર્વથી સરસ છે, સબબ કે જ્ઞાનનાં કૌવતથી આ દુન્યાઇ જીંદગી ચલાવી શકાય છે, અને વળી જ્ઞાનનાં કૌવતથી પોતા માટે મિનોઇ જીંદગી પણ અખત્યાર કરી શકાયછે (એટલેકે શારીરીક તેમ મિનોઇ બાબતમાં જ્ઞાન જરૂરનું છે). વળી આ જણાયલુંછે કે અહુરમજ્દે આ દુન્યાની પેદાયશ અને ઉત્પત્તી આસ્નીદે ખેરદથી કરીછે અને આ દુન્યાની તથા મિનોની પેદાયશોનું ચાલુ રેહવું પણ અક્કલથીજ છે.

**વિષયની બાબત**—આ મકાન, આ ખાતું, આ ખાતું ચલાવનારી મંડળી, એ સર્વને વિદ્યા યા જ્ઞાન સંપાદન કરવા સાથ સંબંધ છે. આ ખાતાંના એક સ્થાપકની યાદમાં ભેગી મલેલી મીજલસ હજુર, "જ્ઞાન સંપાદન કરવાના માર્ગો," એ બાબત, મારા આજના બોલવા માટે એક લાયક બાબત ગણું છું. આ મકાનમાં અને આ ખાતાં હજુર આજે ઉભો રેહવાને મને કેટલેક સબબે ઘણી ખુશી ઉપજેછે. એક તો આ કે, આ મકાન-માં તેના કારોબારી સાહેબોની મહેરબાનીભરી પરવાનગીથી, હું ઘણીકવાર ભાષણો અને વાંચણો આપવાને ઉભો રહયોછું. એ મકાનમાં "જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડળી" ની બેઠકો કેટલાંક વર્ષો થયાં મલેછે. તેથી તે મંડળીના એક સભાસદ તરીકે આ મકાન મને ઘણુંક જાણીતું અને માનીતું છે. વળી આ મંડ-

---

૧. જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીએ, રોજ દીન માહ મેહર સને ૧૨૮૨ યજ-દજર્દી, તા૦ ૩ જી એપ્રીલ ૧૯૧૩ ને વાર બરેસ્પતનો દીન, તેની કોટવાળી બાઈ ભીખાઈજી બંગાલી સ્કુલના સ્થાપક, શેઠ સોરાબજી શાપુરજી બંગાલીની યાદના એક દીન (Founder's day) તરીકે પાળ્યો હતો. તે દિવસે આ બાબત ઉપર એ સ્કુલનાં મકાનમાં સાંજે ૫-૪૦ સ્ટેન્ડર્ડ ટાઈમને અમલે એક વાએજ આપી હતી

ડીની નિશાળો મેં આજથી ૨૫ વર્ષ આગમચ એકથી વધુ વખત એક પરીક્ષક તરીકે તપાસી હતી. સેવટે મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી, જેવણની આ નિશાળના એક સ્થાપક તરીકેની યાદમાં આપણે ભેગા મલ્યા છિએ, તેવણુ જેવા એક જાણીતા અને ભલા નરની યાદ તમો સાથે ભેગા મલી કરવાની તક માટે હું ખુશી છું.

**જ્ઞાન એ તવંગરી યા શકિત મેલવવાનો એક માર્ગ**—કહેવત સમાન આ અંગ્રેજી શબ્દો છે કે, જ્ઞાન એ શકિત છે (Knowledge is Power). શકિતવાન થવા માટે જ્ઞાનની જરૂર છે. 'શકિતવાન' માટેનો ફારસી શબ્દ "તવંગર" છે. આપણે પૈસાના સંબંધમાં બોલ્યે છિએ કે ફલાનો શકિતવાન છે, ફલાનો તવંગર છે, પણ આ શબ્દો પૈસા ઉપરાંત જ્ઞાનને પણ લાગુ પડી શકે. શકિત અને તવંગરી ફકત પૈસાથી મલતી નથી, પણ જ્ઞાનથી પણ મલેછે. એક માણસ ફકત પૈસાથીજ શકિતવાન થતો નથી. તે પૈસાનો સદઉપ્યોગ કરે તોજ તે શકિતવાન ગણાય, નહિ તો તેના પૈસા કાંકરા સમાન છે. જ્ઞાન પણ ઉપલી કેહવત પ્રમાણે શકિત આણે છે. માટે એક જ્ઞાની આદમી પૈસા વગર પણ અને એક ગરીબ જ્ઞાનથી પણ શકિતવાન યા તવંગર થઇ શકે.

**એક બાબતનું સંપુર્ણ જ્ઞાન**—એક બાબતનું સંપુર્ણ જ્ઞાન એક આરસી મીસાલ છે. જેમ એક આરસીમાં તમો તમારો ચેહરો જોઇ તે ઉપર કાંઇ ખામી રહી હોય તો દૂર કરો છો, તેમ જ્ઞાન પણ આરસી સમાન છે. જ્ઞાન સંપાદન કરી તમો તે મારફતે ઘણુંક જોઇને તમારી ખામીઓ દૂર કરી શકો છો. એ માટે એક આરબ લખનારના જણાયલા આ બરહક શબ્દો છે કે, એક ચીજનું યા બાબતનું બરાબર સંપુર્ણ જ્ઞાન મેળવવાથી તે બાબતની આખી યોજના સમજ પડેછે.[1]

**નીતી** (virtue) **એક પ્રકારનું જ્ઞાન છે**--જે કહેવામાં આવેછે કે નીતિ એ જ્ઞાન છે (virtue is knowledge), તે કેટલીક હદે બરાબર છે. ફકત શારીરીક બાબતનુંજ જ્ઞાન નહિ પણ આત્મિક (spiritual) બાબતનું જ્ઞાન પણ માણસને નેક બનાવેછે. જે માણસને બરાબર જ્ઞાન નહિ હોય તે પુરો નેક (virtuous) નહિ બને. ભલાં સેવટ માટે જ્ઞાન સાથે કામ કરવાની મરજી (will) જોઇએ. ઘણાકો જ્ઞાની બની સમજેછે કે "ફલાણું કામ કરવું, એ નેક અને ભલું છે," પણ તેમ સમજી નેક અને ભલાં બનતાં નથી. ત્યારે જ્ઞાન સાથે મરજી ઉપર કાબુની અગત છે. જ્ઞાન મેલવી તે પ્રમાણે કામ કરવા માટે મજબુત મરજી જોઇએ.

---

૧. In any existing thing, if it is thoroughly known, we posses a mirror which may behold the entire scheme of things ( Al Kadi ).

**જીંદગી જ્ઞાન માટે**—ખુદાતાલાએ જીંદગી શામાટે સરજી છે? એવા સવાલ માટે, જે થોડાક બરહક જવાબો અપાય, તેમાં એક જવાબ આ છે કે, "તે સાહેબની કુદરતનું જ્ઞાન મેલવવા માટે, તેમ જ્ઞાન મેલવી તે જ્ઞાન પાંથરવા માટે, તે જ્ઞાન મેલવી મરજી વાપરી ભલાં થવા માટે, અને ભલાં થઇ બીજાને ભલાં કરવા માટે, ખુદાએ જીંદગી આપી છે." એક લખનારના આ ભલા શબ્દો છે કે "માણુસ શિખવા માટે જીવે છે."[1]

**જ્ઞાન બાબે બાળક બેહરામગોરના શબ્દો**—પાદશાહ બેહરામગોર, જ્યારે ઘણો નાનો બાળક હતો, ત્યારે તેના બાપ યજદગર્દે તેને આરબ સરદાર મોન્ધીરને સોંફયો હતો, કે તે તેને અર્બસ્તાનના યમનના મુલકની તંદરૂસ્ત આબોહવામાં ઉધારે. મોન્ધીરે તેને સારીપખે ઉધારવા માંડયો. બેહરામગોર સાત વર્ષનો થયો કે તેણે મોન્ધીર પાસે ઉસ્તાદોની માંગણી કરી કે તેઓ તેને હવે જુદા જુદા પ્રકારની કેળવણી આપે. તેમ કરતાં તેણે જ્ઞાનને સર્વ રાસ્તીનું મુળ જણાવીયું. તેને જ્ઞાનની સીફતમાં કેટલુંક કેહતાં કહયું કે—

સરે રાસ્તી દાનેશ આમદ નખુસ્ત
ખનક આન કે જ. આગાજ. ફર્જામ જુસ્ત.

એટલે—રાસ્તીનું મુળ શરૂઆતથીજ જ્ઞાન છે. સુખી તે આદમી કે જે (કામની) શરૂઆતથીજ તેનાં સેવટ ઉપર નેગાહ રાખે.

**જ્ઞાનના બે પ્રકારો**—આપણાં પુસ્તકો પ્રમાણે જ્ઞાન બે પ્રકારનું છે:—

૧. આસ્નીદે ખેરદ એટલે જાતી જ્ઞાન.

૨. ગોશો સ્રુત ખેરદ, એટલે કાનથી સાંભળી મેલવેલું જ્ઞાન.

**આસ્નીદેહ ખેરદ યાને જાતી જ્ઞાન**—આસ્નીદે ખેરદ એટલે જાતી જ્ઞાન (Innate wisdom or knowledge) તે જ્ઞાન છે, કે જે એક બાળક પોતાના જન્મ સાથેજ લેતું અવતરે છે. "આસ્નીદે" શબ્દ અવસ્તા જ.ન પેહલવી 'જ.તન,' ફા. જાદન. લાટીન gignere, એટલે 'જનમવું,' ઉપરથી નિકલેલો છે. ત્યારે "આસ્નીદે ખેરદ" એટલેકે "જન્મથી મળેલું જ્ઞાન." અંગ્રેજી શબ્દ genius ઉપલાંજ 'જ.ન' ને મલતા લાટીન gignere ઉપરથી નિકળેલોછે. 'જીનીઅસ' એટલે જાતી જ્ઞાન. એ ઉપરથી કોઇક બાબતમાં અદભુત રીતે કુશળ પુરૂષો માટે આપણે 'જીનીઅસ' તરીકે બોલીયે છિએ.

**ગઓશ સ્રુત ખેરદ**—ગઓશ સ્રુત ખેરદ, એટલે કાંન (ગઓશ) થી સાંભળી મેળવેલી અક્કલ (ખેરદ). આવાં જ્ઞાનમાં આપણી ઇંદ્રીઓનાં ભાનથી મેળવેલું આપણું સર્વ જ્ઞાન સમાય છે. આપણે જાતે જોઇ અવલોકન (observation) થી મેળવેલું જ્ઞાન, દાનાવોનું ડહાપણ સાંભળી મેળવેલું જ્ઞાન, આમળા પુર્વજોથી ઉતરી આવેલું સાહીત્યમાં જળવાઇ રહેલું યા બાપદાદેથી

1. "One lives but to learn."

ઉતરી આવેલું દંતકથાનું જ્ઞાન, આપણાં જાતી અનુભવ યા અખતરાથી મેળવેલું જ્ઞાન અને એવાં સર્વ જ્ઞાન આ વર્ગમાં આવેછે.

**આ રનીદે ખેરદ માટે, આપણાં પોતા કાજે આપણો કાબુ નહિ, પણ પૂરજંદોની નજરે જોતાં કાબુ**—હવે આ બે પ્રકારની અક્કલ યા જ્ઞાનના સંબંધમાં પેહલા પ્રકારના જ્ઞાન ઉપર એટલે જાતી સ્વભાવીક કુદરતી જ્ઞાન ઉપર આપણો કાબુ હોતો નથી. જન્મ વખતે આપણામાં જે જાતી જ્ઞાન અક્કલ યા હુસ્યારી હોય તે ખરી. તેવી હુસ્યારી યા જ્ઞાન કોઇ બાળકમાં વધારે તો કોઇમાં ઓછું. તે પ્રમાણમાં તે બાળક મોટું થતાં તેનો થોડો ઘણો લાભ ભોગવતું રહે.

હવે એ જાતી જ્ઞાન એક બાળકમાં બીજાં કરતાં વધુ શા સબબે? તેનો જવાબ મુશકેલ છે, અને તે બાબે મતફેર પણ છે. કોઇ કહેશે કે "આ બાળક આગલા ભવમાં ફલાણું હશે અને ફલાંણી રીતે હશે, અને પેલું બાળક ફલાણું હશે અને ફલાંણી રીતે હશે." હવે ભવની બાબતમાં, આપણે આપણાં જરથોસ્તી પુસ્તકો પ્રમાણે, અને જેમ તે પુસ્તકોને આધારે તેમ સામાન્ય જ્ઞાનને આધારે, જે કહી શકયે તે આજ કે, આ દુનિયામાં કોઇપણ હસ્તી તત્વનું જન્મવું, એ કાંઇ નવો બનાવ નથી. એક ઝાડનું ઉગવું યા બાળકનું જન્મવું, કાંઇ એકાએક નવો બનતો બનાવ (spontaneous generation) નથી, પણ એક પ્રકારનાં પ્રગતિકરણ (evolution) નો બનાવ છે. આજે એક બાળક જન્મયું, તેના આ દુનિયાના જન્મનો બનાવ આપણને નવો દિસે છે, પણ તે બાળકનું હસ્તી તત્વ, આ દુનિયામાં નહિ તો આ જગત્‌માં કેઠે હૈયાત હતું.

આપણાં પુસ્તકોમાં ફરોહરો બાબે જે કહેછે કે ફરોહરો જન્મેલાંનાં, ન જન્મેલાંનાં, અને ગુજરેલાં (જાતનામ્ય, અજાતનામ્ય, ઇરીસ્તનામ્ય) નાં છે, તે આ મતલબથી છે. દરેક કુદરતી પેદાયશનું, (હસ્તકૃત પેદાયશનું નહિ) અને તેમાં દરેક જાનદાર પેદાયશનું, અને વળી જાનદાર પેદાયશમાં દરેક પ્રાણીનું, અને પ્રાણીમાં દરેક માણસનું જુદું ફરોહર છે. એક આદમીના જન્મ આગમચ તે ફરોહર (અજાતનાંમ) કેઠે હૈયાત હતું. જન્મ બાદ તે (જાતનાંમ્ય) તે હૈયાત અને ચાલુ છે, અને મરણ (ઇરીસ્તનાંમ) બાદ પણ તે હૈયાત અને ચાલુ રહેશે. આપણાં ધર્મની ફરોહરની ફીલસુફી પ્રમાણે ત્યારે કીરતારની આ બોહોલી પોહોલી અને ચોહોલી જગતમાં એક બાળકનું ફરોહર, તેનું વિદેહ આત્મિક રૂહ, તે આ દુન્યામાં જન્મ લે તેની આગમચ કેઠે હૈયાત હતું. તે કયાં અને કેમ અને કેવી રીતે હૈયાત હતું તે આપણે જાણતા નથી. આ ૨૦ મી સદીની ગમે તેવી શોધખોળ છતાં, અહુરમજદના જે ભેદબરમો કહેવાયછે, તેવા ભેદબરમોનો આ સવાલ છે. આ બાબત નહિ જણાયલી જમીન (terra incognita) ની માફક નહિ જણાયલી રહીછે અને રહેશે.

એક બાળક જાતી સ્વાભાવીક કુદરતી અક્કલ બીજાં બાળક કરતાં જન્મથીજ વધુ શા સબબે ધરાવે છે, તે બાબેના મુશકેલ સવાલમાં આપણે વધુ દાખલ થઇશું નહિ. પણ એમ દાખલ થવા વિના, તે બાબે જે સામાન્ય જલદીથી સમજી શકાય તેવો થોડોક ખુલાસો મલે છે, તે માન્ય કરી તે બાબે વિચાર કરીશું. તે ખુલાસો આ છે કે, એક બાળક, જે કેટલુંક કુદરતી સ્વાભાવીક જ્ઞાન ધરાવેછે, તે વારસામાં મેળવેલું (inherited) જ્ઞાન છે. જ્ઞાની માબાપનાં ફરજંદો જ્ઞાની નિવડવાનો વધારે સંભવ છે. અજ્ઞાની માબાપના ફરજંદો અજ્ઞાની નિવડવાનો સંભવ છે. અલબત આ નિયમમાં, કેટલાક સપાતી ઉપરથી નહિ સમજ પડે એવા, અપવાદો આપણને મલે છે. પણ તે અપવાદોને આપણે આપણી બાબતમાં હાલ બાજુ મેલીશું, એવું કહીને કે, તે અપવાદો છે, અને તે અપવાદો તે નિયમને ખોટા પાડવાને બદલે સામા કેટલીક હદે ટેકો આપે.

બીજા કોઇ નહિ જણાયલા અને સેહલાઇથી નહિ સમજ પડતા સબબ યા સબબો હોય. પણ તે બાજુ મેલતાં આ સબબ માટે લાગે આપણે ખરો જોઇએ છિએ અને તે સમજ પડે તેવો જોઇએ છિએ, કે એક બાળક કેટલુંક જ્ઞાન, અને તે જ્ઞાન સાથ કેટલાક સદગુણો વારસામાં પોતાનાં માબાપથી, પોતાના બાપદાદાઓથી મેળવેછે.

વળી બીજું આ, કે જન્મતાંને વાર તે જ્ઞાન મેલવવું શરૂ કરે છે અને જ્ઞાન મેલવતું રહેછે. માટે તેની આજુબાજુની હાલતો (surroundings or environment) પણ તેનાં તે જ્ઞાન ઉપર વધુ ઓછી યા સારી માઠી અસર કરેછે.

આસનીદે ખેરદ યાને જાતી જ્ઞાન યા અક્કલ બાબે આ સીદ્ધાંત કે દરેક બાળક તે વારસામાં મેલવતું જન્મે છે તે કબુલ રાખતાં—અને તે કબુલ રાખવું સેહલુ છે—આપણુ સર્વએ ધડો લેઇ જે ધ્યાનમાં રાખવાનું છે તે આ કે, આપણી હવે પછીની ઓલાદનાં ફરજંદો વધુ આસનીદે ખેરદ સાથે જન્મે તે માટેના આપણે ઉપાય લેવા.

આતશની નીઆએશમાં એક માતપિતા આતશ હજુર ખુદા પાસે દુઆ ગુજારેછે કે "મને જાતી અક્કલવાળું ફરજંદ બખશ" (દાયાઓ મે આતર્શ પુથ્ર અહૂરહે મજદાઓ ....... આસ્નામ ક્રજંન્તીમ). એજ પ્રમાણે "અહાઇ રએસ્ચ" ની બંદગીમાં "આસ્નામ ક્રજંન્તીમ" માંગવામાં આવેછે. ત્યારે જે પરણેલું જોડું જાતી અક્કલનાં ફરજંદો માટે દુઆ ગુજારતું હોય અને આશા રાખતું હોય, તેણે પોતાને ત્યાં તેવાં ફરજંદો અવતરે તે માટે પોતા તરફથી હિસ્સો આપવો જોઇએ. જ્યારે આ એક નિયમ છે કે બચ્ચું કેટલુંક જ્ઞાન, કેટલાક સદગુણો વારસામાં મેલવેછે, ત્યારે તે જ્ઞાન વારસામાં બચ્ચાંને આપવા માટે માબાપે જ્ઞાની થવું, સદગુણી થવું, એ જરૂરતું છે.

એક જવાન જોડું પરણવા આગમચ અને પરણવા બાદ પણ કેટલીકવાર વિચાર કરેછે—અને તે વાજબી રીતે કરેછે—કે તેઓએ કાંઇ પુંજી એકઠી કરવી કે તે પુંજીથી તેઓ પોતે શારીરીક સુખ અને રાહત ભોગવે, અને તેજ મુજબ, પોતાનાં ફરજંદોને સુખ અને રાહત જેમ પોતાની જીંદગીમાં તેમ જીંદગી બાદ આપે. પૈસાનો, માલમતાનો, મીલકતનો એમ વારસો આપવા માટે આપણે ઘણી કાળજી રાખ્યે છિએ, પણ જ્ઞાન યા સદગુણનો વારસો આપવા માટે થોડી કાળજી રાખ્યે છિએ. ખરૂ જોતાં તો પાછલા પ્રકારના વારસાની પહેલા પ્રકારના વારસા કરતાં વધારે અગત છે.

ત્યારે એવો વારસો આપવા માટે આપણે જ્ઞાનની, વધુ અને વધુ જ્ઞાનની, વધુ અને વધુ સદગુણોની પુંજી એકથી કરવી જોઇએ, કે જે આપણે બચ્ચાંઓને વારસામાં આપ્યે. જ્યારે આપણાં બચ્ચાં વધુ જાતી જ્ઞાન અને અક્કલનાં જન્મે એવી આપણુ માબાપોની મોરાદ છે, ત્યારે તે જાતીજ્ઞાન વારસામાં આપવા માટે આપણે જ્ઞાની થવું જોઇએ, આપણે સદગુણી થવું જોઇએ. "કુવામાં હશે તો અવારામાં આવશે," તેમ માબાપમાં જ્ઞાન અને સદગુણ હશે તો બાળકોમાં વારસામાં આવશે.

**બચ્ચાંની આસ્નીદેહ ખેરદ માટે તેનાં જન્મની ૧૦૦ વર્ષ આગમજ પાયો નાખવો**—એક લખનાર કહેછે કે, એક બચ્ચાંની કેળવણી તેનાં જન્મથી ૧૦૦ વર્ષ આગમચ શરૂ થવી જોઇએ. એમ કહેવું આપણને યા ઘણાકોને નહિ સમજ પડે એવું, યા ગુચવણભર્યું લાગે, કે "હજીુર બચ્ચું જનમેલું નહિ તેટલાં, અને વળી તેના જન્મથી ૧૦૦) વર્ષ આગમચ તેની કેળવણી કેમ શરૂ થાય?" પણ આપણામાં "અજાતનામ," એટલે નહિ જન્મેલાંનાં ફરોહરો માટે જે કેહવામાં આવેછે, તે ઉપરથી અને એક બાળક વારસામાં જાતી જ્ઞાન (આસ્નીદે ખેરદ) કેમ મેળવેછે, તેના દુરઅંદેશ વિચાર ઉપરથી અને તે જ્ઞાન આજુબાજુના સંજોગો અને સાધનો (environment) થી કેમ વધેછે, તે બાબે ઉપર આપણે જે થોડાક વિચાર કર્યોછે તે ઉપરથી, આ વિદ્વાનના આ ટુંકા પણ ભાવાર્થથી ભરપુર સુંદર શબ્દો આપણને સમજ પડેછે. જો તમો માંગતાં હોવ, જો તમો ઇચ્છતાં હોવ, કે તમારાં ફરજંદો, તમારાં ફરજંદોનાં ફરજંદો, તમારાં આજથી ૧૦૦ વર્ષ પછીનાં ફરજંદોનાં ફરજંદો, જાતી અક્કલ (આસ્નીદે ખેરદ) નાં, ચતુર, જ્ઞાની, ભલાં, સદગુણી, નેક નિવડે, અને તેમ નિવડી તમારાં નામને જેબ આપે, તો તે માટે આજથી તમો પાયો નાખો. તે પાયો તમો તમારાં શરીરમાં, તમારાં મગજમાં, તમારાં જીગર (body, head and heart) માં નાંખો. તમો પોતે શરીરે તનદુરૂસ્ત બનો. તમો વધુ અને વધુ જ્ઞાન સંપાદન કરી વધુ અને વધુ જ્ઞાની બનો. તમો વધુ અને વધુ નેકી અખત્યાર કરી વધુ અને વધુ ભલાં અને નેક બનો.

ત્યારે તમારે ત્યાં વધારે તંદરૂસ્ત, વધારે ગ્નાની અને વધારે નેક ફરજંદો અવતરવાનો સંભવ છે. તે ફરજંદો તમારી માફકજ કોશેશ ચાલુ રાખશે તો તેઓને ત્યાં વધુ તંદરૂસ્ત, ચાલાક અને નેક ફરજંદો અવતરશે. તે ફરજંદો પોતાનાં બાપ બપાવા, માએ મમાઇઓ માફક કોશેશ ચાલુ રાખશે તો તેઓનાં ફરજંદો હજીુર વધારે તને દરૂસ્ત, મને ચાલાક અને દીલે સદગુણી નિવડશે. આ મુજબ તમારાં ૧૦૦ વર્ષ પછીનાં ફરજંદાન ફરજંદોની ભલી ગ્નાની અને સદગુણી જીંદગીના પાયો તમો આજથી નાખી શકશો. "માબાપનાં પુન બચ્ચાંને આડાં આવે," "વડિલોના પુન તેઓની ઓલાદનાને આડે આવે," એવા એવા સુંદર શબ્દો આપણ વારે ઘડીએ સાંભળ્યે છિએ. તે શબ્દો આવા ખ્યાલથી જોતાં ઘણા બરહક છે.

ગ્નાનીઓ ગ્નાનીઓને ત્યાંજ અવતરવાનો વધારે સંભવ છે. ઉત્તર ધ્રુવ તરફ અસલી (primituve) હાલતમાં રહેતા એસકીમોસ (Eskimos) વર્ગના લોકોએ કોઇ ન્યુટન યા ગેલીલીઓ, કોઇ ફેરેડે યા એડીસન ઉત્પન્ન કર્યો નથી. પણ કોઇ ગ્નાની પ્રજાએ, વધુ ઓછાં ગ્નાની માબાપોએ, વધુ ઓછાં ગ્નાની સાંધનો અને સંજોગોએ એવા મહા ગ્નાની નરો ઉત્પન્ન કર્યાછે. એ બાબત દેખાડેછે કે ગ્નાન ઘણેક દરજ્જે વારસામાં પસાર થાયછે અને વધેછે.

કદાચ આપણને એમ લાગે કે ૧૦૦ વર્ષ બાદનાં આપણાં ફરજંદાન ફરજંદો માટે અત્યારથી કાળજી રાખવી, અને તેઓ માટે આપણે હાલ ૧૦૦ વર્ષ આગમચથી ગ્નાની થવું, યા કષ્ટ ખેંચી સદગુણી થવું, એ તો "મીઆ મરેંગે અને બેલ બાતેંગે" યા "ઘઉં ખેતમાં અને બેટા પેટમાં," યા "ભેંસ નહિ તેટલાં ખુટો," જેવી બાબત થઇ! પણ એમ નહિ સમજવું જોઇએ. આપણા પુર્વજોએ જો એમ વિચાર કરી કામ કર્યું હતે તો આજે આપણે જેવા વાજતાં ગાજતાં છિએ તેવાં નહિ નિવડતે અને નહિ રેહતે. આપણાં વડિલો તો પોતાની પેહેડીનાં ભલાં માટે, એકસો બસો વર્ષ પછીની પેહેડીનાં ભલાં માટે પણ, ભલા અને નેક વિચાર ધરાવતા. તેઓ ઘર બાંધતા તો, બચ્ચાંનાં બચ્ચાં કચ્ચાં વાપરે એવાં મજબુત બાંધતા. આજે મુંબઇ અને સુરત જેવાં શેહરોમાં પણ કોઇક ઇમારતો એવા વિચારથી બંધાયલી તમો જોશો. તેઓ પોતા માટેજ નહિ પણ ભવિષ્યની ઓલાદ માટે વિચાર બાંધી ઉધરતા અને કામ કરતા. પોતાનેજ માટેનો, પોતાનાજ જમાના માટેનો વિચાર તેઓ નહિ કરતા, પણ ભવિષ્યની ઓલાદ માટેનો કરતા. એવા વિચારથી જીંદગી ગુજારવામાં એક પ્રકારની મોજ છે, એક પ્રકારનો પર્માર્થ છે, એક પ્રકારની નેકી છે, એક પ્રકારનો સવાબ છે.

**એવાજ ખ્યાલથી ક્રશોકેરેતીનો ભલો વિચાર**—આપણામાં ક્રશોકેરેટી, ક્રશોકન્ત, ક્રશોગર્દનો અથવા એક પ્રકારની તેને મળતી રસ્તાખેજનો ખ્યાલ એવાજ શુભ વિચારોથી છે. આપણ સર્વ માણસની ફરજ છે કે આપણે એક

એવો જમાનો લાવવાની કોશેશ કરવામાં આપણો હિસ્સો આપવો જોઇએ કે, જે જમાનો તનની દરૂસ્તીમાં, મનનાં ગ્નાનમાં, દેલનાં સદગુણોમાં, સર્વથી વધારે દરૂસ્ત, ગ્નાની અને સદગુણી ગણાય. તે માટેની કોશેશ તે જીંદગીને સફળ કરવાની કોશેશ છે.

**ગ્નાનનાં ખેતરમાં હાલનો દાખલો. હવાઈ વિમાનો** (Airships)—દુન્યાંમાં ઘણાંક ભલાં કામો આવા ભવિષ્યના જમાનાનાં ગ્નાનમાં વૃદ્ધી કરવાના ખ્યાલથી થાયછે. અલબતે તેમાં એક પ્રકારની પોતાની નામનાનો ખ્યાલ છે ખરો. પણ તેમાં સેવટની નેમ દુન્યાના ગ્નાનના જથ્થા (World's stock of knowledge) માં વધારો કરવાની છે. આજે દજન અને કુરીબંદ બલકે સેંકડો પ્યારા જાનો આપણ માણસજાતનું ગ્નાન વધારવાની કોશેશોમાં જાયછે. નજદીક દર અઠવાડીએ આપણે સાંભળીયે છિએ કે "ફલાણો સહાસીક પુરૂષ હવાઇ મુસાફરી કરતાં મરણ પામ્યો." ભવિષ્યના જમાનાને ફાયદો કરનારાં કામો માટે અને તે કામોનું ગ્નાન વધારવા માટેની આ શુભ કોશેશો છે.

ત્યારે આપણ સર્વએ આ સાર્વજનિક દુનિયાઇ કામમાં આપણો હિસ્સો આપવા કાજે, આપણી ઓલાદને વધુ તનદરૂસ્ત, વધુ મન દરૂસ્ત, વધુ દિલ દરૂસ્ત, નિવાડવા માટે કોશેશ કરવી જોઇએ. આપણે તને દરૂસ્ત, મને ગ્નાની, અને દિલે સદગુણી થવું જોઇએ, કે તેથી ભવિષ્યની ઓલાદ પણ તેવી બને, તેવી બને એટલુંજ નહિ, પણ તેથી પણ વધુ અને વધુ તેવી બને.

**ભવિષ્ય કાળનું આસ્નીદે ખેરદ વધારવા કાજે વર્તમાન કાળનું ગઓશ સ્રુત ગ્નાન વધારવું**—ત્યારે આપણાં ફરજંદોની, ૧૦૦ વર્ષ પછીનાં ફરજંદોની ભવિષ્યની ઓલાદનું આસ્નીદે ખેરદ વધારવા કાજે, માબાપોએ, આપણ હાલના જમાનાનાં નરનારીઓએ આપણું "ગઓશ સ્રુતો ખેરદ" વધારવું જોઇએ. એ પાછળું જેમ આપણે વધારીશું તેમ બચ્ચાંઓના બાબમાં પેહેલું, એટલે જાતી ગ્નાન આપણે વધારીશું. આ ગ્નાન આપણે કેમ વધારવું તે એક મોટી બાબત છે. તે ઉપર આપણ હવે પછી કોઇ પ્રસંગે વિચાર કરીશું અને જોઇશું કે, કુદરતનું અવલોકન, તવારીખનો અભ્યાસ વિગેરે એ કેમ વધારી શકે.



# ઈરાનીઓના મેહેર યજદ અને ખ્રિસ્તિઓના સેન્ટ મીકેએલ.[1]



**વિષયની મતલબ**—ઇરાનનાં જરથોસ્તી ધર્મના કોઇક તત્વોએ આજુબાજુના મુલકોપર અસર કીધી હતી. એવાં તત્વોમાં મિથ્ર અથવા મેહેર-યજદની ઇરાની સેતાયશ હતી, જે આજુબાજુ ફેલાઇ હતી, એમ ફેલાતાં તેમાં કોઇક પારકાં તત્વો પણ ભેલાયાં હતાં. ઇરાનીઓના મેહેરયજદની સેતાયશે ખ્રિસ્તિઓના સેન્ટ મીકેએલ નામના ફરેસ્તાને કેટલાંક તત્વો આપેલાં દિસેછે. આ વિષયની મતલબ તે તત્વોની સરખામણી કરવાની છે.

**અમેશાસ્પંદો**—ખ્રિસ્તિઓમાં, જેમ સામાન્ય ફરેસ્તાઓ (angels) તેમ મોટા ફરેસ્તાઓ (archangels) છે, જેઓને માથે એક ખોરેહ (aureole) હોય છે. એ ખ્રિસ્તિઓના મોટા ફરેસ્તાઓ તે આપણા અમેશાસ્પંદો છે. તેઓની સંખ્યા પણ આપણી માફક સાત છે.[2] તેઓને હમેશાં ખોદાની નજદીક ઉભા રહેતા જણાવ્યાછે.[3] આપણા સાત અમેશાસ્પંદોને મળતા જેમ એ સાત મોટા ખ્રિસ્તિ ફરેસ્તાઓ હતા, તેમ યાહુદીઓનાં પણ સાત મોટાં રૂહો (seven spirits) અથવા ફરેસ્તાઓ હતા. તેઓ દરેકને જુદું જુદું કામ સોંપ્યું હતું. તે સઘળાઓનાં નામની સેવટે 'ખોદા' નો અર્થ દેખાડનારો શબ્દ 'એલ' (el) આવતો હતો. તેઓનાં નામ નીચે મુજબ હતાં:—૧. મીકેએલ (Michael) એટલે ખોદાના જેવો. તે હીબ્રુ પ્રજાનો રક્ષણ કરનાર હતો. ૨. ગેબ્રેએલ (Gabriel i. e. God is my strengh) બેહસ્તના ખજાનાનું રક્ષણ કરનાર. ૩. રાફેએલ (Raphael i. e. the medicine of God), એ વડો રક્ષણકારક ફરેસ્તો હતો. ૪. યુરીએલ (Uriel i. e. the Light of god),

---

૧. આ વિષય પેહેલવેહેલે અંગ્રેજીમાં સપ્ટેમ્બર ૧૯૦૨ માં હેમબર્ગ (Hamburg) ખાતે મળેલી પૂર્વ ભણીના અભ્યાસીઓનાં મંડળ (Oriental Congress) હજુર રજુ કરવા હાથ ધર્યો હતો. એ મંડળ (કોનગ્રેસ) ના રીપોર્ટમાં એનો સાર આપવામાં આવ્યોછે. ત્યાર પછી તે તા૦ ૨૯ મી અકટોબર ૧૯૦૨ ને દીને, મુંબઈના એન્થ્રોપોલોજીકલ સોસાએટી હજુર વાંચવામાં આવ્યો હતો (જુઓ એ સોસાએટીનું જર્નલ વા. VI ના. ૫, પાના ૨૩૭–૫૩). ત્યાર પછી કલકત્તા રીવ્યુ (Calcutta Review) એ ખાસ પરવાનગીથી તે પોતાના ૧૯૦૪ ના એક અંકમાં છાપ્યો હતો. ત્યાર પછી તે પ્રભાત નામના માહાવારી (પુસ્તક ૧, અંક ૭ અને ૮, માર્ચ, એપ્રીલ ૧૯૧૪) માં ગુજરાતીમાં હાલના રૂપે પ્રગટ થયો હતો.

૨. " And I saw another sign in heaven, great and marvellous, seven angels ......" Revelation XV. I.

" And I heard a great voice out of the temple saying to the seven angels " Rev. XVI. I.

૩. સરખાવો, " The seven,
Who in God's presence, nearest to his throne,
Stand ready at command " Milton.

તે ખોર્શેદનો મદદગાર હતો. ૫. શેમ્યુએલ (Chamuel i. e. one who sees God). ૬. જાફીએલ (Japhiel i e. the Beauty of God) એ સચ્ચાઇ શોધનારાઓ-નો રક્ષણકાર હતો. ૭. ઝાદકીએલ (Zadkiel i. e. the Righteousness of God).

એ યાહુદી મોટા ફરેસ્તાઓ (archangels) ના માથા ઉપર ખોરેહ (aureole) ઉપરાંત હાથમાં આપણે આપણા પેગમ્બરના હાથમાંની લાકડી (Wand) ના જેવી લાકડી જોઇયે છિયે. વળી તેઓની કમર ઉપર કમરબંદ છે. તેઓનો પોષાક ઝભા જેવો લાંબો અને ઢીલો છે અને તેઓના હાથમાં એક ચક્ર છે. એ ચક્ર આપણે આપણા પેગમ્બરના હાથમાં નથી જોતા પણ આપણા પાદશાહોનાં કોતરકામનાં ચિત્રમાં જોઇયે છિએ. એ ચક્ર તે અવસ્તાનું 'ચખ્ર' છે, જે સત્તાની નિશાણી છે. એ ચક્ર આપણે બુધીસ્ત હુન્નરકામોમાં પણ બુધ અથવા તેના ધર્મના બીજા પીરોના હાથમાં જોઇયે છિએ. એજ મુજબ ફીલો-જુદીયસની નેઓ-પલેટોનીક ફીલસુફીમાં સાત અમર શક્તિઓ (Divine Powers) છે,[1] જેમાંની એક લોગોસ (Logos) ને દાર્મસ્ટેટે બહમન અમેશાસ્પંદ સાથે સરખાવે છે. એજ મુજબ અસલી નોસ્ટીક્સ (Gnostics) માં પણ સાત મોટા ફરેસ્તાઓ (Seven Great Angels) માનવામાં આવતા.[2] એ સાતે અમેશાસ્પંદોમાં બહમનને કોહત (Kohut)[3] ખ્રિસ્તિઓના ફરેસ્તા મીકેએલ (St. Michael) સાથે સરખાવે છે; પણ હું ધારૂં છું કે આ ખ્રિસ્તિ ફરેસ્તો મીકેએલ મીથ્ર અથવા મેહેર યજદને મળતો છે.

એ બેઉ વચ્ચેની સરખામણીની બાબતો વિગતવારે તપાસવા પેહેલાં આપણે નીચલી બાબતો તપાસીશું. કે તેથી સરખામણીની બાબતો સમજ પડે.

(ક) સેંટ મીકેએલ માટે યાહુદી અને ખ્રિસ્તિઓનો વિચાર.

(ખ) મેહેર યજદ માટે આપણાં પુસ્તકોનો વિચાર.

(ગ) મીકેએલની પરસ્તેશ યૂરોપમાં અદભૂત દેખાવોથી કેમ દાખલ થઇ, તેનું ખ્રિસ્તિઓનું વર્ણન.

## (ક) સેંટ મીકેએલ માટે યાહુદી અને ખ્રિસ્તિ વિચાર.

આ બાબે મીસીસ જેમેસન નીચે પ્રમાણે કહે છે:—

"Jews and Christians are agreed in giving him the pre-eminence over all created spirits. All the might, the majesty, the radiance, of Thrones, Dominations, Princedoms, Virtues, Powers, are centred in

---

૧. Philo Judæus or the Jewish Alexandrian Phieosophy. Vol. II pp 83 and 230-233.

૨. Sacred and Legandry Art by Mrs. Jamesom Vol. I. p. 61 note 1.

૩. The Jewish Angelology and Demonology basd upon Parsism, by Dr. Alexander Kobut. Translated by K. R. Cama, Part II, p. 1-7.

him. In him God put forth His strength, when He exhalted him chief over the celestial host, when angels warred with angels in heaven; and in him God showed forth His glory when he made him conqueror over the power of sin and 'over the great dragon that deceived the world.'"[1]

**સેંટ મીકેએલનું અસલ મૂળ**—ઉપલા ૭ મુખ્ય ફરેસ્તાઓમાં મીકેએલ પહેલો દરજ્જો ભોગવેછે. તેનાં નામનો અર્થજ "ખોદાને મળતો" એવો થાય-છે. Micheal એ હીબ્રુ શબ્દ છે, જે હીબ્રુ સેમેટીક ભાષા છે. તેની બીજી બેહેનપણી સેમેટીક ભાષા અરબી છે. માટે જો એ હીબ્રુ 'મીકેએલ' શબ્દને અરબી, જેમાંથી કેટલાક શબ્દો આપણી ફારસીમાં દાખલ થયાછે, તે ભાષાના શબ્દોમાં અથવા તેને મળતા શબ્દોમાં બોલ્યે તો "મીકેએલ" ના "મીસલે અલ્લા" એટલે "ખોદાના જેવો" એવા શબ્દો થાય. એ મીકેએલને હીબ્રુ પુસ્તકોમાં અને અસલી ખ્રિસ્તિ પુસ્તકોમાં ત્રણ રૂપે ચિત્રાયો છે. ૧. આકાશી મંડળનો વડો અને દોજખના દેવોને ફતેહ કરનાર. ૨. આત્માઓનો સાહેબ અને ગુજરેલાંઓના રૂહનો રહેબર અને રક્ષણ કરનાર. આ રૂપમાં તે હાથમાં તરાજવું લઇને આત્માઓનો ઇનસાફ કરેછે. ૩. ખ્રિસ્તિ ધર્મનો મુરબ્બી.

એ ત્રણ રૂપમાંથી, છેલ્લું ખાસ હીબ્રુ અને ખ્રિસ્તિ રૂપ છે. પેહેલાં બે રૂપો એને અસલી ઇરાનીઓના વિચારો ઉપરથી આપવામાં આવ્યું છે. પેહેલાં રૂપમાં તે તેજ જગ્યા રોકેછે કે જે જગ્યા અસલી ઇરાની દીનમાં સ્પેન્તામઇન્યુ નામની વૃદ્ધિ કરનારી ભલી શક્તિ રોકે છે. બીજાં રૂપમાં તે હીબ્રુ દેવતા મંડળમાં તે જગ્યા રોકેછે કે જે જગ્યા ઇરાની યજદ મંડળમાં મેહેર યજદ, મેહેર દાવરના પાછળાં વધારે જાણીતાં નામે, રોકેછે. આ બે રૂપોમાં પેહેલવેહેલું રૂપ તેને ઇરાનની જરથોસ્તી દીન ઉપરથી આપવામાં આવ્યુંછે.

સેંટ મીકેએલની સેતાયશનો વિચાર, દોજખના દેવોને મારનાર તરીકેનો તેનો વિચાર હીબ્રુ અને ખ્રીસ્તી પુસ્તકોમાં આપણા સ્પેન્તો મઇન્યુના વિચાર ઉપરથી દાખલ થયો હતો. જેમ સ્પેન્તા મીનો અંગ્રમીનો અથવા આહરેમનનો હરીફ છે, તેમ મીકેએલ લ્યુસીફર અથવા સેતાનને મારનાર છે. સ્પેન્તો મઇન્યુના વિચાર ઉપરથી મીકેએલ ફરેસ્તાનો વિચાર હીબ્રુમાં[2]

---

૧. Sacred and Legendary Art by Mrs Jameson. (1848) Vol. I p. 58.

૨. "In considering the artistic representations, it is interesting to call to mind that the glorification of St. Michael may be traced back to that primitive Eastern dogma, the perpetual antagonism between the Spirit of Good and the Spirit of Evil, mixed up with the Chaldaic belief in angels, and their influence over the destinies of man. It was subsequent to the Captivity that the active Spirit of Good, under the name of Michael, came to be regarded as the especial protector of the Hebrew nation; the veneration paid to him by the Jews was adopted, or rather retained by the oriental Christians, and, though suppressed for a time, was revived and spread over the West, where we find it popular and almost universal from the eighth century." (Mrs Jameson's Sacred and Legendary Art, Vol. I. (1848) pp. 59.)

દાખલ થવા પછી મેહેર યજદના વિચારો ઉપરથી તેને વધુ શક્તિઓ લાગુ પાડવામાં આવી. એ મુજબ એ હીબ્રુ ફરેસ્તાએ પેહેલે પોતાનું પેહેલું રૂપ ઇરાનની દીન ઉપરથી લીધું, અને પછી પાછળથી આત્માઓના રહેબર અને ઇનસાફ કરનાર તરીકે બીજુ રૂપ લીધું. તે ઘણેક પ્રકારે મેહર યજદની માફક ઇનસાફ કરનાર થયો.

### (ખ) મેહેરયજદ માટે આપણાં પુસ્તકોનો વિચાર.

મેહેર યજદ કુદરતી પેદાયશોમાં રોશની ઉપર મવક્કલ છે અને નીતિમાન બાબતમાં સચ્ચાઇ, પ્રમાણિકપણું, કોળની ઉસ્તવારી, ઇનસાફ, માયા, મોહબત ઉપર મવક્કલ છે. આ રૂપમાં તે એક જાણીતો યજદ છે. તેનો રોજ મહિનાની વચમાં પડેછે, અને તેનો માહ વર્ષની વચમાં પડેછે. રોશની ઉપરના મવક્કલ યજદ તરીકે, તે ખેતી સાથે, ઘાસચારા સાથે સંબંધ ધરાવેછે. ઇનસાફ ઉપરના મવક્કલ યજદ તરીકે, તે લડાઇમાં સચ્ચાઇ માટે લડતા ભલા લડવૈયાઓની તરફેણ કરેછે અને તેઓને યારી દેછે. શારીરિક બાબતમાં તે રોશની ઉપર મવક્કલ છે; અને તેથી રોશની, જે સફાઇ, સુઘડાઇ, ખાલેશપણું ઉત્પન્ન કરેછે, અને જે એ સર્વની નિશાની (symbol) સમાન છે, તેને નીતિમાન સફાઇ એટલે સચ્ચાઇ, પ્રમાણિકપણું વિગેરે સાથે કુદ્રતી રીતે સંબંધ છે. એ સદગુણો આ જીંદગી બાદ બીજી જીંદગીમાં પસાર થતાં એક માણસને યારી દેછે અને તેનો માર્ગ સવલ કરેછે માટે તે જીંદગીમાં પસાર થવા આગમજ માણસનો ઇનસાફ કરનાર યજદ મેહેર યજદ છે, જે જાણે એક ત્રાજવાંમાં માણસનાં સારાં નરસાં કામો જોખેછે. તેને તેનાં કામમાં રસ્ને અને આસ્તાદ જેવા સચ્ચાઇ સાથે સંબંધ રાખતા યજદો મદદ કરેછે.

### (ગ) સેંટ મીકેએલની સેતાયશ યુરોપમાં કેમ દાખલ થઇ તેની તવારીખ.

સેંટ મીકેએલ, જે ઘણીક બાબતમાં મેહેરયજદને મળતો આવેછે, તેની સેતાયશ ખ્રિસ્તિઓમાં, કહેછે કે, શરૂઆતમાં કેટલાક મહાન ધર્મી પુરૂષોએ જોયલા દેખાવો યા સ્વપ્નાઓને આધારે હતી.[1] પછી કોન્સ્ટનટાઇને સેંટ મીકેએલની યાદમાં કોન્સ્ટેન્ટીનોપલમાં દેવળ બાંધ્યું. ત્યારપછી યૂરોપના પશ્ચિમ બાજુના મૂલકોમાં પણ આસ્તે આસ્તે તેની સેતાયશ ફેલાતી ગઇ. ઇ૦ સ૦ ૫૦૦ ની આગમચ સેંટ મીકેએલની યાદમાં એક દેવળ રોમમાં બંધાયલું

---

૧. "The worship paid to St. Michael, and which originated in the far East, is supposed to have been adopted by the oriental Christians in consequence of a famous apparition of the Archangel at Colossæ, in Phrygia, which caused him to be held in particular honour by the people of that city, and perhaps occasioned the particular warning of St. Paul addressed to the Colossians." (Sacred and Legendary Art by Mrs. Jameson Vol. 1 (1848) pp. 61-62.

હતું. મધ્ય જમાના (Middle ages) માં સેંટ મીકેઅેલની જે સેતાયશ પશ્ચિમમાં ફેલાઇ હતી, તે પણ, કહેછે કે, કોઇ મહાન ધર્મી પુરૂષોએ જોયલા દેખાવો યા ખ્યાલો (vision) ને આધારે હતી.[1]

૧. એપ્યુલીઆ (Apulia, now Manfredonia) ના સીપોન્ટી નામનાં શેહેરમાં ઇ૦ સ૦ ની પાંચમી સદીમાં ગેલગાનો અથવા ગેરગાનસ નામનો ધણી રહેતો હતો, જે ઘણી ગાય ગોસ્પંદનો માલેક હતો. ત્યાં એક દિવસે તેનો એક ગોધો સાંજે ઘરે પાછો ફર્યો નહિ. તે ધણી નોકરો સાથે તેની શોધમાં ગયો અને તેને તે પહાડના એક ગોફાના મ્હોં આગળ ખોળી કાઢયો અને તેની ઉપર ગુસ્સે થઇ માણસોને ફરમાવ્યું કે તેને મારી નાખો. એક નોકરે તીર માર્યો પણ તે તીર પાછો ઉડી આવીને મારનાર નોકરનેજ લાગ્યો અને તે મરી ગયો. આ અજબ બનાવ જોઇ તે ધણીએ શેહેરના વડા ધર્મગુરૂને આ વાતનો ખુલાસો પુછાવ્યો. તે ધર્મગુરૂએ ત્રણ દહાડા અપવાસમાં અને ખોદાની બંદગીમાં ગુજાર્યા કે તે બાબતનો ખુલાસો મળે. ત્યારે તેણે પહાડ ઉપર મીકેએલ ફરેસ્તાને ઉતરેલો જોયો. મીકેએલે તેને ખુલાસો કીધો કે તે ગોફો તેની પોતાની યાદમાં પવિત્ર હતો. નોકરે ત્યાં તે ગોધાને મારવા માગ્યો, તેથી તે નોકરને મારી નાખવામાં આવ્યો હતો. તેણે વધુ કહયું કે તેની યાદમાં તે જગાએ એક દેવળ બાંધવું. પછી જ્યારે તેઓ તે ગોફામાં દાખલ થયા ત્યારે ત્યાં તેઓએ યજ્ઞકુંડો (altars) જોયાં. પછી ત્યાં મીકેએલની યાદમાં દેવળ બાંધવામાં આવ્યું, જે જાત્રાળુઓની એક તિર્થની જગા તરીકે મશહુર થયું.

૨. સેંટ મીકેએલની સેતાયશ ખ્રિસ્તિઓમાં કરામતી દેખાવોથી દાખલ થઇ, એવાં આકીનનો બીજો દાખલો નીચલો છે:—કહેછે કે ઇ૦ સ૦ ૬ ઠી સદીમાં રોમમાં ઘણી ભયજનક કોલેરાની મર્કી ફાટી નિકલી હતી. તે વખતે મર્કી દફે કરવા માટે સેંટ ગ્રેગરી, જે પછવાડેથી પોપ થયો હતો, તેણે ફરમાવ્યું કે શેહરમાંથી એક સરઘસે બંદગી (The Great Litanies) ભણતાં ભણતાં પસાર થવું. તે સરઘસમાં તે પોતે પેહલો ચાલવા લાગ્યો. ત્રણ દિવસ એમ શેહરમાં તે સરઘસ રોજ બંદગી કરતું કરતું ફર્યું. ત્રીજે દિવસે ગ્રેગરીએ સેંટ મીકેએલ ફરેસ્તાને હેદ્રીઅનની યાદગારીના સ્તંભની ઉપર ઉતરતો અને પોતાની લોહીથી ખરડાયલી તલવારને મીઆનમાં મેલતો જોયો. એ દેખાવ જોઇ ગ્રેગરીએ જણાવ્યું કે હવે કોલેરાની મર્કી બંધ પડી. પછી તે જગ્યાએ સેંટ મીકેએલની યાદમાં એક દેવળ

---

૧. Sacred and Legendary Art Ibid. p. 62.

બાંધવામાં આવ્યું. હેદ્રીઅનની કબરવાળી તે જગ્યાને હાલમાં પણ, સેંટ મીકેએલ એક ફરેસ્તો (angel) હતો તે ઉપરથી, સેંટ એન્જેલો (St. Angelo) કહેછે.[१]

૩. સેંટ મીકેએલે દીધેલો ત્રીજો દેખાવ નીચે પ્રમાણે હતો:—ઇ૦ સ૦ ૭૦૬ માં ફ્રાન્સમાં આવ્રાન્ચના વડા ધર્મગુરૂ ઓબેર્ટે સેંટ મીકેએલને જોયો. નોરમંડીમાં આવ્રાન્ચના અખાતમાં એક છુટો ખડક છે જે એક મોટા કિલ્લા તરીકે વખણાયલોછે. એક વખત ઉપલા પાદરીની નજરે સેંટ મીકેએલ આવ્યો, જેણે તેને એ ખડક ઉપર જઇને ત્યાં એક દેવળ બાંધવા કહ્યું. તેણે જણાવ્યું કે તે ખડક ઉપર એક ગોધો છુપાયલો મળશે. તે ગોધાના પગથી ચાલતાં જેટલી જમીન ઉથળપાથળ થઇ હોય તેટલી જમીન ઉપર તેણે દેવળ બાંધવું. તેણે ત્યાં એક પાણીનો ઝરો, જે તે વખત સુધી કોઇને નહિ જણાયલો હતો, તે પણ તેને દેખાડયો. આ દેખાવને પાદરી ઓબેર્ટે પેહલે એક ખ્યાલી સ્વપ્નો ગણ્યો અને તે ઉપર અમલ નહિ કીધો. ત્યારે ત્રણ ત્રણ વખતે સેંટ મીકેએલ તેને નજરે પડયો અને ઉપર પ્રમાણે હુકમ આપ્યો. છેલ્લી વખતે તો તેણે તે પાદરીના માથાંમાં આંગળું ખોસી તેને એ કામ કરવાને ફરમાવ્યું જે આંગળાંની નિશાની એ પાદરીનાં માથાં ઉપર મરણ સુધી રહી હતી. એ ઉપરથી પાદરીએ ત્યાં સેંટ મીકેએલની યાદમાં દેવળ બાંધ્યું અને ત્યારપછી એ ફરેસ્તાની પરસ્તેશ ફ્રાન્સમાં ફેલાઇ. પાછળથી, એ નાનાં દેવળની જગ્યાએ રીચર્ડ ડયુક ઓફ નોરમંડીએ ઇ૦ સ૦ ૯૬૬ માં મોટું દેવળ બાંધવાનું શરૂ કીધું જે તેની પછી વીલીયમ ધી કોનકરરે પુરૂં કીધું. એ ફરેસ્તો ફ્રાન્સનો રક્ષણકારક ફરેસ્તો (Patron Saint) ગણાયો, અને ઇ૦ સ૦ ૧૪૬૯ માં ફ્રાન્સના ૧૧ માં લુઇએ એનાં માનમાં એક લશ્કરી ખેતાબ સ્થાપ્યો. નોરમનોની ઇંગલંડની ફતેહ (Norman Conquest) પછી, એ ફરેસ્તાની પરસ્તેશ ફ્રાન્સમાંથી ઇંગલંડમાં દાખલ થઇ અને ઇંગલંડના દક્ષિણ અને પૂર્વ તરફના કિનારાનાં શેહરોમાં એ ફરેસ્તાને નામનાં ઘણાંક દેવળો છે. હાલમાં યુરોપમાં ઘણાં શેહેરો છે જેમાં એ ફરેસ્તાનાં નામનાં દેવળો બંધાયલાંછે.

હવે મીકેએલ અને મીથ્રનાં ઉપલાં વર્ણનોમાં અને સેંટ મીકેએલના નજરે પડેલા દેખાવો અને સ્વપ્નાઓનાં વર્ણનમાં મીકેએલ અને મેહેર યજદ વચ્ચે જે સરખામણી આપણે જોઇએ છિએ, તે ઉપર વિગતે વિચાર કર્યે.

---

૧. એ મકાન હાલ સેન્ટ એન્જલોના કિલ્લા (Castle st. Angelo) તરીકે જણાયછે. મારી યુરોપની સફર વેળા, તા૦ ૨ જી ઓગસ્ટ ૧૮૮૯ ને દિને, તે મેં જોયું હતું. મારી નોંધપોથીમાં આ મકાન જોતાં મેં નીચે પ્રમાણે નોંધ લીધી છે: "Castle St. Angelo. Mausoleum of Emperor Adrian. પેહલે......શીંગારેલું હતું. પછી એનો કિલ્લો કરવામાં આવ્યો. Basselius જયારે emperor તરફથી હુમલો લાવ્યો ત્યારે એને કિલ્લો કીધો. ત્યારપછી કોલેરાની વખતે Gregory the Great નામનો પોપ અહીંથી (સરઘસ) procession માં એ પીડા દાબી નાખવાની બંદગીઓ કરતો જતો હતો, ત્યારે એણું એ કિલ્લાને મથાળે એક ફરેસ્તાનું રૂહ જોયું. તેથી એનું ઉપલું નામ."

૧. **મેહેર યજદ અને સેંટ મીકેએલનો દરજજો મોટો. જેમ મીકેએલ ખોદાના જેવો તેમ મેહેર ખોદાના જેવો**—હીબ્રુ પુસ્તકોમાં મોટા ફરેસ્તાઓ (archangels) માં સેંટ મિકેએલનો દરજ્જો પેહલો ગણાયોછે. તેનાં નામના અર્થ પ્રમાણે તે "ખોદાના જેવોજ" છે. અવસ્તામાં મેહર યજદ મોટા ફરેસ્તાઓ અથવા અમેશાસ્પંદોની સંઘમાં ગણાયો નથી, તોપણ અમેશાસ્પંદો પછીના યજદોમાં તે મોટો દરજ્જો ભોગવેછે. મેહેર નીઆયેશ (ફ૦ ૧૨) માં તેને ખુદ અહુરમજદની સાથેજ બુલંદ અને અમર ગણી યાદ કર્યોછે. "મિથ્ર અહુર બેરેજંન્ત અઇથ્યેજંઘહ અષવન યજમઇદે" એટલે "મેહેર અને અહુર, જેઓ બુલંદ અને અમર છે, તેઓને અમો આરાધ્યે છિએ." મેહેર યશ્ત (ફ૦ ૧) માં ખુદ ઓહરમજ્દ પોતે કહેછે કે તેણે મેહેરને પોતા જેટલો આરાધના લાયક પેદા કર્યો.

"મ્રઓત અહુરો મજ્દાઓ સ્પિતમાઇ જરથુસ્ત્રાઇ, આઅત યત મિથ્રમ યિમ વોઉરૂગઓયઓઇતીમ ફ્રાદધામ. અજેમ સ્પિતમ, આઅત દિમ દધામ અવાઓન્તેમ યેસ્ન્યત, અવાઓન્તેમ વહ્મ્યત યથ માંમચિત દિમ અહુરેમ મજ્દામ."

**અર્થ**—અહુરમજદે સ્પિતામાન જરથોસ્તને કહયું કે ઓ જરથોસ્ત! જ્યારે મેં પોહળાં ખેતરવાળા મેહેર યજદને પેદા કર્યો, ત્યારે મેં તેને હું, જે અહુરમજદ, તેના જેવો આરાધના લાયક અને સ્તુતિ લાયક પેદા કીધો.

આ ફકરાં ઉપરથી દિસેછે કે હીબ્રુઓના મીકેએલની માફક તે અહુરમજદની મિસાલનોજ ગણાયછે.

૨. **જેમ મેહેર યજદ દેશનો માલેક તેમ સેન્ટ મીકેએલ વડો શાહજાદો**—મેહેર નીઆએશ અને મેહેર યસ્તમાં મેહેરને દેશનો દેશપતિ યાને પાદશાહ ગણ્યોછે.

"મિથ્રેમ વીસ્પનામ દખ્યુનામ દંઘહું-પઇતીમ યજમઇદે."

**અર્થ**—તમામ દેશોના પાદશાહ મેહેર યજદને અમો આરાધીએ છિએ.

એજ મુજબ સેન્ટ મીકેએલને ઓલ્ડ તેસ્ટેમેન્ટમાં મોટો શાહજાદો[1] કહયોછે.

૩. **મેહેર યજદ અને સેંટ મીકેએલ, અને દેવો**—અવસ્તામાં આપણે જાણીએ છિએ કે મેહેર યજદને દેવોને મારનાર જણાવ્યોછે. દેવોનાં માથાં ભાંગવા માટે તેના હાથમાં ગુરૂજ જણાવ્યોછે.

"યજાઇ વજરેમ હુનિવિખ્તેમ કમેરે વે પઇતિ દએવનામ મિથ્રહે વોઉરૂ-ગઓયઓઇતોઇશ." ( ખોર્શેદ નીઆયેશ, ફ. ૧૫.)

---

૧. "One of the chief princes" Daniel X 13. "The Great Prince." Daniel XII 1.

**અર્થ**—બોહળા ખેતરવાળા દેવોના માથા ઉપર સારી પખે નેમ ટાંકેલા મેહેર યજદના ગુરૂજને હું વખાણુંછું.

"યહ્નત હચ ક્રતેરેસેન્તિ વીસ્પે મઇન્યવ દએવ, યએચ વરેન્ય દ્રવન્તો."
મેહેર યશ્ત ફ. ૬૮.

**અર્થ**—જેની (મેહેર યજદ) થી તમામ અણદીઠ દેવો તથા જે ગીલાનના દરવંદો (છે તેઓ) બીહેછે.

આ ફકરાઓમાં મેહેર યજદને દેવને મારનાર ગણ્યોછે, અને તેનાં હથિયાર તરીકે ગુરૂજને ગણ્યોછે.

ખ્રિસ્તિ પુસ્તકોમાં પણ મીકેએલ દેવને મારનાર છે અને દેવોની સામે તે નિર્દોષોનો બચાવ કરેછે.

"And there was war in heaven: Michael and his angels fought against the dragon; and the dragon fought and his angels, and prevailed not; neither was there place found any more in heaven. And the great dragon was cast out, that old serpent, called the Devil, and Satan, who deceiveth the whole world." Revelation XII, 7–9.

જેમ ખ્રિસ્તિ ચોપડીઓમાં અને ચિત્રોમાં સેતાન અથવા આહરેમનને સાપની ઉપમાં આપીછે, તેમ આપણામાં પણ છે. વંદીદાદ (પર્ગર્દ ૨૨, ફ. ૨, ૯.) માં આહરેમનને સાપ કહયોછે. દાખલા તરીકે, પૃથ્વી બોલેછે કે "આઅત મામ મઇર્યો આકસત" એટલે "ત્યારે સાપે (એટલે આહરેમને) મારી તરફ નજર કીધી."

"આઅત મામ મઇર્યો ક્રાકેરેનઓત અંગ્રો મઇન્યુશ પોઉરૂ-મહર્કો પશ્કે" એટલે "ત્યારે તે સાપ, જે પુરમકીર્વાળો આહરેમન, તેને મારે માટે બિમારી ઉત્પન્ન કીધી."

૪. **સેન્ટ મીકેએલ અને મેહેર દાવર**—અસલી ખ્રિસ્તિ પુસ્તકોમાં સેન્ટ મીકેએલ નામનો મોટો ફરેસ્તો, ઇનસાફ કરનાર ફરેસ્તો, (Angel of Judgment and Lord of Souls) ગણાયોછે, તેથી કેટલાંક ચિત્રોમાં તેના હાથમાં તરાજું આપ્યુંછે. એવાં એક તરાજુમાં એક પલ્લાંમાં આપણે એક નાનાં ચિત્ર તરીકે એક આત્માને ગુંઠણમંડીએ પડી બે હાથ જોડી બક્તિ કરતો જોઇએ છિએ. એ એક ખોદાને પસંદ પડેલા (beato i. e. the elected) એટલે અશો આત્માનું ચિત્ર છે. તરાંજાનું એ પલ્લું નીચે પડેછે. બીજાં પલ્લાંમાં એક ચતાપાત પહેલા ધણીનું ગભરાયલા ચેહરા સાથનું ચિત્ર છે. એ એક બુરા અથવા દરવંદ આત્માનું ચિત્ર છે. તેનું પલ્લું ઉપર ચઢી ગયલુંછે. કોઇક ચિત્રમાં તેનાં પલ્લાંની હેઠળ એક દેવ (demon) ને ચિતારેલો હોયછે, જે તે પલ્લાંમાંથી ગભરાઇને પડતા આત્માને પકડી લેવા તૈયાર ઉભેલો હોયછે.

એ દેવ કોઇક વાર તે પલ્લાં તરફ પોતાના ભયંકર પંજા લંબાવેછે. વંદીદાદ (પરગ ૧૯ ફ. ૨૯) માં આપણે વાંચિયે છિયે કે :—[1]

"વીજરેષો દએવો નામ સ્પિતમ જરથુસ્ત્ર ઉર્વાનેમ બસ્તેમ વાધયેઇતિ દ્રવતાંમ દએવયસ્નનામ મરેજીતીમ મશ્યાનામ પથામ જવોદાતનામ જમ્મઇતિ યસ્ચ દ્રવ્યતે યસ્ચ અષઓને ચિન્વત-પેરેતુમ મજદધાતાંમ."

**અર્થ**—ઓસ્પિતમ જરથોસ્ત વીજરેષ નામનો દેવ, દરવંદ દએવયસ્ન બુરા આદમીઓના રવાનને બાંધીને, પુરાણા કાળનાં મજદના પેદા કરેલો માર્ગ ચીનવત પુલ, જે જેમ દરવંદો મારે તેમ અશો લોકોને મારેછે, તે તરફ લઇ જાયછે.

આપણાં પુસ્તકોમાં કહેછે કે મેહેર દાવરનાં તરાજુમાં એક માણસના સવાબ, એક રતી ભાર પણ, તેના ગુનાહ કરતાં વધારે હોય અને તેથી સવાબનું પલ્લું ગુનાહનાં પલ્લાં કરતાં હેઠે નમે, તો તે માણસ બેહસ્તમાં જાયછે. સેન્ટ મીકેએલનાં ચિત્રનાં તરાજુનાં પલ્લાઓમાં ખુદ વજન (weights) નાં ચિત્રો પણ આપણને મળેછે.[2]

જેમ આપણામાં મેહેર યજદ સાથે બીજા યજદો છે, તેમ એઓમાં સેન્ટ મીકેએલ સાથે બીજા ફરેસ્તાઓ કેટલીકવાર હોયછે. દાખલા તરીકે, સેન્ટ જીઓર્જ, જે રોશનીનો ફરેસ્તો (angel of light) ગણાયોછે, તે હોયછે. વેસ્ટમીનીસ્ટર એબીમાં રાજા હેનરી સાતમાની કબરપર, એવું એ બન્ને ફરેસ્તાઓનું ચિત્ર છે, જેમાં સેન્ટ મીકેએલ પોતાના હાથમાં તરાજુ ધરેછે અને પગ નીચે અજદાહને દાબેછે.

૫. **મેહેર યજદ ઈરાનીઓનો પાસબાન અને સેન્ટ મીકેએલ હીબ્રુઓનો પાસબાન**—મેહેર નીઆએશ અને યસ્ત પ્રમાણે મેહેર યજદ સઘળા મુલકોનો પાસબાન છે અને તેમાં ખાસ કરી ઇરાન સર જમીનનો પાસબાન છે.

"જઓઆઓયો નિમ્નેમ વેઉરૂ—ગઓયઓઇતીમ યજમઇદે, રામ-ષયનેમ હુષયનેમ અઈર્યાબ્યો દંઘુબ્યો".
મેહેર નીઆએશ ફ. ૧૩.

**અર્થ**—બોહળાં ખેતરવાળો મેહેર યજદ, જે ઇરાનના મુલકોને ખુશી ખુશાલીભર્યું મકાન અને સારૂં મકાન આપનાર છે, તેને ક્રિયાની ચીજોથી અમો આરાધ્યે છિએ.

અહીં જેમ મેહેર યજદને ઇરાનના મુલક અથવા લોકોને ખુશી ખુશાલી આપનાર જણાવ્યોછે, તેમ ઓલ્ડ ટેસ્ટેમેન્ટમાં સેન્ટ મીકેએલને હીબ્રુ લોકોને આશરો અને રક્ષણ આપનાર જણાવ્યોછે. આપણે દેનિએલમાં વાંચીએ છિએ કે :—

---

૧. Sacred and Legendary Art by Mrs. Jameson. વંદીદાદ (પરગ૦ ૧૯. ફ૦ ૨૯) ને મળતો ખ્યાલ લેવા હાજે જુઓ એ પુસ્તકની ૧૮૪૮ ની આવૃતિ વા. ૧. પા. ૭૭. ચિત્ર ૩૫.

૨. Sacred and Legendary Art by Mrs. Jameson p. 112 fig. 40. ૧૮૪૮ ની આવૃતી પા. ૭૭ ચિત્ર ૩૫.

"At that time shall Michael stand up, the great prince which standeth for the children of thy people." Daniel XII, 1.

અંજબ જેવું છે કે એ મીકેએલની બાબત દેનીયલનાં પુસ્તકમાં ખુદ ઇરાનીઓના સંબંધની વાતમાંજ આવેછે.

"Michael one of the chief princes, came to help me; and I remained there with the kings of Persia. (Daniel X 13.)

૬. **મીકેએલ અને મેહેર એક લડવૈયા તરીકે**—મેહેર યજદ બુરાઓની સામે ભલા આદમીઓને લડાઇમાં મદદ આપેછે. એ સબબે તેને પોતાને એક લડવૈયા (રથએસ્તાર) તરીકે ચિતાર્યોછે. લડવૈયા તરીકે તેને "એરેજતો-ફષ્નેમ, જરન્યો-વારેથ્મનેમ અશ્ત્રંઘહાધેમ" એટલે "રૂપેરી કોલાહવાળો, સોનેરી બખ્તરવાળો અને ખંજરથી મારનાર" (મેહેર યશ્ત ફ. ૧૧૨) ગણ્યોછે. તેને રથ અથવા ગાડી (વાષ) માં લડતો ચિતાર્યોછે. તેનાં હથિયારોમાં હજાર કામઠાં (હજંઘ્રેમ થન્વરેઇતિનામ), હજાર તીર (હજંઘ્રેમ ઇપુનામ), હજાર ભાલા (હજંઘ્રેમ અર્શતિનામ), હજાર ફેંકવાના ચક્કરો (હજંઘ્રેમ ચકુષનામ), હજાર તલવાર (હજંઘ્રેમ કરેતનામ) હજાર લાકડીઓ (હજંઘ્રેમ ગધનામ) અને ગુરૂજ (વજ્ર) છે. (ફ. ૧૨૮ થી ૧૩૨).

મેહેરની માફક મીકેએલ ફરેસ્તાને પણ એક લડવૈયા તરીકે ચિતારેલોછે. તલવાર, બખતર, ભાલો, ઢાલ, એ સેન્ટ મીકેએલનાં લડાઇનાં હથિઆરો છે.

મેહેર યશ્ત મુજબ લડવૈયાઓને મદદ આપનાર મેહેર યજદ હતો. એ સબબે આપણે જોઇએ છિએ કે દારાયસ આર્બેલાની લડાઇ વેળા મિથ્રથી મદદ માગેછે.

લડવૈયા તરીકે સેન્ટ મીકેએલનાં ચિત્રમાં જે દેખાડવાની મતલબ રાખીછે, તે મેહેર યજદના સદગુણોને મળતી છે, અને તે નીચે મુજબ છે:—

"He is young and beautiful, 'but severe in youthful beauty', as one who carries on a perpetual contest with the powers of evil" (Mrs. Jameson's Legendary Art, p. 65.)

કોઇ ખ્રિસ્તિ ચિત્રોમાં સેન્ટ મીકેએલને એક લડવૈયા તરીકે તૈયાર થયલો અને સેતાનનાં તન ઉપર પગ મુકી ઉભેલો ચિતારેલો હોયછે. એ ચિત્રોમાં સેતાન (Lucifer) ને યા તો અર્ધ—માણસનાં રૂપમાં અથવા તો અજદાહનાં રૂપમાં ચિતારેલો હોયછે. સેતાનનાં પડેલા શરીર ઉપર પગ મુકી તે તેને ભાલો ભોંકેછે અને તેને દોજખના અંધકારમાં હાંકેછે. એ ચિત્ર શેવટે નેકીની બદી ઉપર જે ફતેહ થશે તેની નીશાણી (Emblem of the final victory of good over evil) છે.

આપણે ઉપર કહ્યું કે શરૂઆતમાં સેન્ટ મીકેએલનો ખ્યાલ ઇરાનીઓ ઉપરથી અને બીજી શક્તિઓ સાથે સ્પેન્તામીનો ઉપરથી દાખલ થયોછે, તેની

આ ઉપર જણાવેલી સવ ગવાહીઓ છે. એ સર્વમાં વધુ ગવાહી આ છેલ્લી બાબત ઉપરથી આપણે જોઇએ છિએ, કારણ આપણાં પુસ્તકો મુજબ એમ જ છે કે, સેવટે અંગ્રમીનો (સેતાન) અંધકાર તરફ નાસી જશે. માટે સ્પેનામીનોની ભલી શક્તિ આહરેમનની બુરી શક્તિ ઉપર ફાવશે.[1]

મેહર યજદને મળતાં મીકેએલનાં ખ્રિસ્તિ ચિત્રો આપણાં મન ઉપર જે ખ્યાલ આપેછે તે માટે મીસીસ જેમેસન કહેછે કે:—

" It is the reflection in palpable form of that great truth stamped into our very souls, and shadowed forth in every form of ancient belief,—the final triumph of the spiritual over the animal and earthly part of our nature. This is the secret of its perpetual repetition, and this the secret of the untired complacency with which we regard it; for even in the most insufficient attempts at expression, we have always the leading *motif* distinct and true, the winged virtue, is always victorious above, and the bestial vice is always prostrate below. (Ibid p. 67.)

૭. **સેન્ટ મીકેએલનો ગોધો અને મેહર યજદનાં ગોસ્પંદો**—ખ્રિસ્તિ પુસ્તકોએ[2] વર્ણવેલા મોજેજા સમાન ગણાતા મીકેએલના દેખાવમાં એક અજબ સરખામણી આપણે જોઇએ છિએ. તે આ છે: મેહેર યજદ, મેહેર યશ્ત પ્રમાણે ગાય ગોસ્પંદનો, અને ખાસ કરી પોતાનાં ગોવાળાંથી છુટાં પડી જઇ રસ્તો ભૂલેલાં ગાય ગોસપંદોનો રક્ષણ કરનાર છે. એ માટે મેહેર યશ્ત (ફ. ૮૬) માં કહેછે કે:—

"યા વરેત અજિમ્ન બાધ ઉસ્તાન જરતો જબયેઇતિ અવંઘ્રહે ગવઇથીમ પઇતીઝ્મરેમન, કધ્ન–નો અર્ષ ગવઇથીમ અસયાત પરકાત વજેમ્નો નિર્થ્રો યો વાઉરુ-ગઓયઓઇતિશ."

**અર્થ**—જે આડે રસ્તે ગયલી (યાને પોતાનો માર્ગ ભૂલેલી) ગાય ખચીત ઉંચા હાથ કરી પોતાનાં રહેઠાણને યાદ કરતી (એટલે રહેઠાણમાં જવાને ઇચ્છતી) મદદને માટે (મેહેર યજદને) બોલાવેછે કે, "ક્યારે અમોને બોહળા ખેતરવાળો બહાદુર મેહેર યજદ માર્ગે પાડી અમારાં રહેઠાણમાં પહોંચાડશે?"

એ ફકરા મુજબ ત્યારે મેહેર યજદ માર્ગ ભૂલેલાં ગાય ગોસ્પંદોને માર્ગ દેખાડનાર અને તેઓનું રક્ષણ કરનાર છે. મેહેર યજદ તે માર્ગ ભૂલેલાં ગોસ્પંદનું રક્ષણ કરેછે. પણ કોઇ ધણીનાં ગોસ્પંદો માર્ગ ભૂલે તે મેહેર યજદની તેના તરફની ઇતરાજીને લીધે છે. તેણે મેહેર યજદને બરાબર યાદ કર્યો નહિ હોય, યાને સચ્ચાઇ, કોલની ઉસ્તવારી, વિગેરે જાળવ્યાં નહિ હોય તો તેનાં ગોસ્પંદો

---

૧. આવાં એક ચિત્ર માટે જુઓ Sacred & Legendary Art. p 104 fig 36.

૨ સેંટ મીકેએલ બાબેની ખ્રિસ્તિ વાર્તાઓની વિગત માટે જુઓ મારૂં પુસ્તક " The Anthropelogical Papers " માં St. Michael of the Christians and Mithra, of the Zoroastrians નામનો વિષય.

માર્ગ ભૂલે. મેહેર યશ્ત (ફ. ૩૮) માં કહેછે કે, જે જગ્યામાં કોલ તોડનારાઓ રહેછે ત્યાં ગોસ્પંદ આડા રસ્તા ઉપર આડાં જાયછે. (ગાઉ શ... .. વરઇતીમ પન્તામ અજ઼ઇતે).

એજ મુજબ ત્યારે આપણે ખ્રિસ્તિ વાર્તાઓમાં સેન્ટ મીકેએલને માર્ગો ભૂલેલાં ગોસ્પંદનો બચાવ કરતો જોઇએ છિએ. આ વાર્તામાં એક તવંગર પોતાના માર્ગ ભૂલેલા ગોધાને મારી નાખવાની કોશીષ કરેછે—અને તે પણ જ્યાં મીકેએલની યાદનું પવિત્ર મથક હતું ત્યાંજ—ત્યારે મીકેએલ તે મારી નાખનારને પોતાને સજા કરેછે.

મેહેર યશ્તમાં માર્ગ ભૂલેલી ગાયના સંબંધના ઉપલા ફકરા પછી બીજો જે ફકરો આપણું ખાસ ધ્યાન ખેંચેછે, તે દેખાડેછે કે આપણાં પુસ્તકોમાં ઘણાક એશારાઓ યા વર્ણનોમાં શેરટે નીતિના ધડાનો ખ્યાલ સમાયલોછે.

આ ઉપલા ફકરા પછી તુરત આપણે નીચલો ફકરો જોઇએ છીએ :—

"કધ-નો ફ્રઓર્‌ઉર્વએશ્યાઇતિ અપહે પથતિ પન્તાંમ, દ્રુજો વએસ્મેન્દ અજેમ્નાંમ." (ફ. ૮૬.)

**અર્થ**—કયારે અમોને દરૂજના ભૂલેલા માર્ગ ઉપરથી અષોઇના માર્ગ ભણી પાછા લઇ જશે ?

આ ફકરો, જાણે આગળો ફકરો અલંકારિક હોય, તેમ ગણી, તેની સમજ આપેછે. તે જાણે તે આગલા ફકરાની શરેહ છે, કે જેમ મેહેર યજદ ગાય ગોસ્પંદનું રક્ષણ કરેછે અને તેઓને તેઓનો માર્ગ દેખાડેછે. તેમ માણસનું રક્ષણ કરેછે અને તેને માર્ગ દેખાડેછે. જે માણસો પોતાના માર્ગ ભૂલ્યા હોય, એટલે જેઓએ, જે અષોઇનો ખરો માર્ગ, તે તજ્યો હોય, તેઓ અષોઇના જો ખરે માર્ગે જવા માગતા હોય, તો તેઓએ પસ્તાવો કરી બેઉ હાથો ઉંચા કરી દુઆ ગુજારવી કે મેહેર યજદ, જે સચ્ચાઇ, કોલની ઇમાનદારી, ઉમદા માયા મોહબત ઉપર મવક્કલ છે, તે તેઓને સીદ્ધે માર્ગે મેળે. એ દુઆ ગુજારી સાથે તેઓએ સચ્ચાઇ, કોલની ઉસ્તવારી વિગેરે સદ્‌ગુણો અખત્યાર કરવા કે તેઓ પાછા અષોઇના માર્ગ ઉપર આવે.

જેમ અવસ્તામાં મિથ્ર અથવા મેહેર ગાય ગોસ્પંદનો રક્ષણ કરનાર ગણાયોછે, તેમ વેદમાં મિત્ર, જે મિથ્રને મળતો દેવતો છે, તે પણ ગાય ગોસ્પંદનો રક્ષણ કરનાર ગણાયોછે. અવસ્તાના મિથ્ર ઉપરથી રોમનોમાં મિથ્રને લગતા કેટલાક વિચારો દાખલ થયા હતા. તેઓમાં પણ તે, દાર્મેસ્ટેટે કહેછે તેમ, ગાય ગોસ્પંદનો બચાવનાર (abactorem boum) ગણાયોછે. (Le Zend Avesta II. p. 465. note 148.)

૮. **જેમ મીકેએલનું તેમ મેહેરનું મકાન પહાડ ઉપર**—સેન્ટ મીકેએલની ઉપલી વાર્તામાં મીકેએલનું મકાન એક પહાડ ઉપર જણાવ્યું છે. એ બાબતમાં સરખામણી આપણે આ જોઇએ છિએ કે મેહેર યજદનું મકાન પણ અસલ અવસ્તામાં પહાડ ઉપરજ જણાવ્યું છે. મેહેર યસ્ત (ક. ૫૦ માં) કહેછે કે:—

"યહ્માઇ મએથનેમ ફ્રાથ્વેરેસત યો દધ્વાઓ અહુરો મઝદાઓ, ઉપઇરિ હરામ બેરેજઇતિમ."

**અર્થ**—જે (મેહેર યજદ) માટે દાદાર અહુરમજદે અલબુર્જ પહાડ ઉપર મકાન બનાવ્યું.

૯. **મીકેએલ તેમ મેહેરનો મર્કી સાથે સંબંધ**—મીકેએલની વાર્તામાં આપણે જોઇએ છિએ કે સેન્ટ મીકેએલે દેખાવ દઇ મર્કી બંધ કીધી અને તે મર્કી તેના ગુસ્સાનું પરિણાણ હતું. તે ગુસ્સાનાં પરિણામ તરીકે જે માણસો માર્યાં ગયાં હતાં, તે માટે જાણે તેની તલવાર લોહીથી ખરડાયલી હતી.

હવે આપણી મેહેર યસ્તમાં આપણે મેહેરનો આડકતરી રીતે મર્કી સાથે સંબંધ જોઇએ છિએ. જ્યાં પહાડ ઉપર એનું મકાન હોયછે ત્યાં મર્કી હોતી નથી (નોઇત અખ્તિશ પોઉરૂ-મહર્કો. મેહેર યસ્ત ક. ૫૦) એમ જણાવ્યું છે.

૧૦. **મેહેર અને મીકેએલનો આડે માર્ગે જનારાઓ તરફ ગુસ્સો**—વળી જેમ અહીં આપણે સેન્ટ મીકેએલને માણસોના વાંક માટે ગુસ્સે થતો જોઇએ છિએ અને તેનાં પરિણામમાં માણસજાતને સજા ખમતા જોઇએ છિએ, તેમ આપણે મેહેર યસ્ત (ક. ૩૯) માં મેહેર યજદને ગુસ્સે થતો જોઇએ છિએ. જો તે ગુસ્સે હોતો નથી તો માણસનું ઘણું ભલું થાયછે. ત્યાં કહેછે કે જ્યારે મેહેર યજદ ગુસ્સે થયલો અને દુઃખી થયલો અને ઝનુન પામેલો (ગ્રન્તો ઉપત્બિસ્તો અ-પઇતિ-જન્તો) હોયછે ત્યારે તેને નારાજ કરનારા (યાને મેહેર યજદનો કોલ તોડનારા) ઓની સઘળી નેમ નિષ્ફળ જાયછે, તેઓનાં હથિયારો પોતાની નેમ ભૂલેછે. જેમ મીકેએલની ઉપલી વાર્તામાં બન્યું કે એક માણસે ફેંકેલો તીર નિષ્ફળ જઇ સામો તેને લાગ્યો, તેમ જ્યારે મેહેર યજદ માણસોના કોલ તોડવાનાં અપ્રમાણિકપણા વિગેરે કામોથી નાખુશ થાયછે ત્યારે તેઓએ ફેંકેલા ગોફણના પથરો પોતાની નેમ ભૂલેછે (મેહેર યસ્ત ક. ૩૯-૪૦). એટલામાટે માણસો દુઆ ગુજારેછે કે:—મોઇ તુ ઇશ્ર અહુરહે ગ્રન્તહે વએધાઇ જસએમ (મેહેર યસ્ત ક. ૬૯) એટલે "તે ગુસ્સે થયલા સાહેબ મેહેર યજદના ફટકામાં અમો કદી આવી પહોંચ્યે નહિ."

જેઓ મેહેરને નારાજ કરેછે યાને સચ્ચાઇ અને કોલને તોડેછે તેઓનાં હથિયારો પોતાની નેમ ચુકેછે, તે બાબે મેહેર યશ્તમાં આપણે નીચે પ્રમાણે વાંચિયે છિએ :—

"અપય વઝ્‌હતે અર્શતિશ[1] યાંમ અંઘહ્યેહ્‌તિ અવિનિશ્રિશ, ફ્રેત અઘનાંમ મિથ્રનામ યાઓ વેરેઝ્‌યેઇન્તિ અવિ-નિશ્રિશ."

**અર્થ**—પાછો હઠેછે તે તીર, જે કોલ તોડનાર શખ્સ ફેંકેછે, (સબબ કે) ઘણા ગુનાહભર્યા કોલોમાંના (તે કોલો છે) જે કોલ તોડનાર શખ્સ કરેછે.

મીકેએલની ત્રીજી વાર્તાના દેખાવમાં સેંટ મીકેએલને તલવાર લઇ બુરાઇમાં ફસેલા મુલકને સજા કરતો જણાવ્યોછે. તેને એક લડવૈયા તરીકે હાથમાં તલવાર સાથે ચિતાર્યોછે, કે જે તલવાર તેણે મારેલાઓનાં લોહીથી ખરડાએલીછે. એજ મુજબ મેહેર યજદ પણ એક લડવૈયો છે અને બુરાઓ સાથે લડાઇ કરેછે. મેહેર યશ્ત (ક. ૩૬) માં કહેછે કે :—

"યો અરેઝેમ ફ્રષાવયેઇતિ, યો અરેઝે પઇતિ હિશ્તઇતિ, યો અરેઝે પઇતિ હિશ્તેમ્નો ફ્રા રસ્મને સ્ચિન્દયેઇતિ.

**અર્થ**—જે (મેહેર યજદ) લડાઇ કરેછે, જે લડાઇમાં ઉભો રહેછે, જે લડાઇમાં ઉભો રહી લશ્કરની હારોને કાપી નાખેછે.

---

૧. આ "અર્શતિ" શબ્દનો અર્થ સ્પીગલ, દાર્મસ્ટેટે, મેહેરજીરાણાના-ચાકા, કાંગા, એઓ સર્વ ભાલો કરેછે. હાર્લે trait એટલે તીર કરેછે, તે વાજબી દિસેછે, કારણ ઉપલા ફકરાની તુરત પાછળ (ક. ૨૧ માં) કહેછે કે "વાતો તામ અર્શતીમ બરઇન્તિ, યામ અઘહ્યેઇતિ અવિ-મિથ્રિશ" એટલે "પવન તે તીરને ઘસડી લઇ જાયછે, કે જે કોલ તોડનાર ફેંકેછે." હવે અહીં પણ ઉપલા તરજુમો કરનારાઓ લેછે તેમ 'અર્શતિ' શબ્દનો અર્થ 'તીર' ને બદલે 'ભાલો' લેઇએ તો મતલબ બરાબર ઉઠે નહિ. પવનના જોરથી તીર ઘસડાઇ જવાનો સંભવ હોયછે, પણ ભાલો નહિ. પણ એકબારગી આ શબ્દનો ભાલો અર્થ પણ લેઇએ (ધાતુ 'અરેષ' જખમ કરવો, મુજબ એઉ અર્થ થાયછે) તો તેથી જે મતલબ દરશાવવાની નેમ છે તે ફેરવાતી નથી. તે આ કે મેહેરને નારાજ કરનારા એટલે કોલ તોડનારાઓ પોતાની નેમમાં ફાવતા નથી.

# જર્મન સાએર ગોએઠેનાં પારસી નામાનું દાસ્તાન.[1]



## I.

**અવસર અને બાબદ**—આજે ધી બેરામજી જીજીભાઇ ચેરીટેબલ ઇનસ્ટીટયુશનનાં તમારાં ખાતાના સ્થાપક શેઠ બેરામજી જીજીભાઇની ૨૭ મી બાજનો અવસર છે. વાર્ષીક બાજના આવા અવસર ઉપર તમારી સાથે આ અવસર પાળવા ચોથીવાર હું તમો સનમુખ ઉભો રહયો છું.[2]

આ ઇનસ્ટીટયુશનના વિદ્યાર્થીઓને ધન્યવાદ ઘટેછે કે તેઓ આભારી લાગણીથી દર સાલ પોતાની મક્તબના સ્થાપકનો મરણદિવસ પાળતા આવ્યા છે. આવાં શુભ કામ માટે અને આ ખાતાંના સંબંધનાં એવાં કોઇ બીજાં શુભ કામો માટે આ "યુનિઅન"નું મંડળ સ્થાપી તેને આજ સુધી ચાલુ રાખવા કાજે, અને તે મારફતે તમો હાલના અભ્યાસી ભાઇઓને પોતાની આભારી લાગણી પ્રદર્શીત કરવા માટે તક આપવા કાજે, એ મંડળીના કારોબારીઓ, ભાઇઓ કાબાજી અને એનજીનીઅર અને તેઓના સાથીઓને ધન્યવાદ ઘટેછે. વાજબી રીતે કેહેવાતું અને મનાતું આવ્યુંછે કે ભલાં ગુજરેલાંઓ જીવતાંઓને, જો તે જીવતાંઓ તેઓને ચાહે, તેઓને માટે ભલી લાગણી ધરાવતાં રહે, તેઓને યાદ કરતાં રહે તો, ભલી પ્રેરણાં, ભલી દૂઆ પોંહેચાડેછે. એ પ્રેરણા અને દૂઆઓનો જુદી જુદી રીતનો વિચાર હાલ બાજુએ રાખી, તમો નીચલી રીતે વિચાર કરો: આજના મેલાવડામાં તમો વિદ્યાર્થી ભાઇઓ તસદી લેઇ ભેગા થાઓ, અને તેમ કરી આભારના બે વિચારો કરી તમારી આભારી લાગણી ખીલવો, અને વિવેચન કરવા કાજે જેબી કોઇ ભાષાણકર્તા તમો સનમુખ ઉભા રહે તેવણના અભ્યાસનાં પરિણામના અને ઘડાના બે રૂડા શબ્દો સાંભળી તમારે ઘેર

---

૧. આ વિષય ઉપર ગાથા ૧ સને ૧૨૮૬ તા૦ ૬ ઠી સપટેમબર ૧૯૧૭ ને વાર બરેસપતને દીને, મરહુમ શેઠ બેરામજી જીજીભાઈની ૨૭ મી બાજને દીને, ધી બેરામજી જીજીભાઈ ચેરીટેબલ ઈનસ્ટીટયુશનનાં મકાનમાં એ ઈનસ્ટીટયુશનનાં યુનીઅન મારફતે એક જાહેર ભાષણ આપ્યું હતું.

૨. એવા આગલાં અવસરો નીચલા હતા, જયારે જુદી જુદી બાબતો ઉપર મેં વિવેચન કર્યું હતું—

(ક) તા૦ ૯–૯–૧૯૦૬ ને દીને ૧૬ મી બાજ. બાબત—"થોડાક ભલા વચનો."

(ખ) તા૦ ૯–૯–૧૯૦૭ ને દીને ૧૭ મી બાજ. બાબત—"કુસ્તીનો કમરબંદ."

(ગ) તા૦ ૮–૯–૧૯૦૭ ને દીને ૧૯ મી બાજ. બાબત—"જેહાં પેહલવાંન રૂસ્તમ અને તેનો રખશ ઘોડો" એ વિષય ઉપર ફીર્દોસીનાં શાહનામાનું દાસ્તાન.

સ્થાપકની બાજનાં આ ત્રણ અવસરો ઉપરાંત, એક વખત, ઈન્સ્ટીટયુશનના માજી પ્રીનસીપાલ મી૦ ફરામજી કાવરાજી બનાજીની બાજના તા૦ ૨૦–૬–૧૯૦૯ ના દીને, "ખરી જીંદગી. ઉસ્તાદોની ઉસ્તાદીથી તે ઉપર થતી અસર" એ બાબત ઉપર મેં એક ભાષણ આપ્યું હતું. ઉપલાં ભાષણો માટે જુઓ મારાં "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ ત્રીજો અને ચોથો. ઉપલાં વાંચણ માટે જુઓ માહાવારી ગુલશને ઈલ્મ વા. ૧ અંક ૧ અને વધુ.

જાએ, એજ એક પ્રકારે જાણે તમોને લાભ છે, તમોને મરનાર તરફના આશીર્વાદ યા દૂવા છે. તે આશીર્વાદ અને દુઆનો પુરો લાભ લેવાનું, તે લાભમાંથી વધુ લાભ ઉત્પન્ન કરવાનું, એટલુંજ નહિ પણ વ્યાજ સાથે તેને વધારવાનું તમારા હાથમાં છે. દાદેસ્તાની દીની નામનાં આપણા એક પુસ્તકમાં કહેછે, કે જવાનીમાં કરેલું એક ભલું કામ વ્યાજ સાથે બલકે વ્યાજનાં વ્યાજ સાથે વધતું જાએછે, અને મોટી ઉમરેજ નહિ પણ મરણ બાદ પણ તે ફાયદો લાવેછે. એટલેકે આજના જેવા અવસરે, તમો, તમારી રમતગમતનો થોડોક ભોગ આપી, અતરે ભેગા મલો અને કોઇનો આભાર યા ઉપકાર માનવાની લાગણી તમારી હાલની જવાન કુમલી ઉમ્મરથી તમે ખિલવો, તો તેથી તમોને મોટી ઉમ્મરે ઘણો ફાયદો થાય, સબબ કે એક વિદ્વાને કહયુંછે કે આભારી હૈડું જાણે બેહેસ્તનું મથક છે. જેઓએ તમારી ઉપર આભાર કર્યો હોય તેઓનો આભાર માનત રેહો, તો જાણે તમારાં જીગરમાંજ, તમારા દેલમાંજ તમો બેહેસ્ત બનાવોછો. વળી આજના અવસરે કોઇ બોલનારના બે રૂડા શબ્દો તમારી જવાનીથી સાંભળી તે ઉપર વિચાર કરતા રહેવો, તો જવાનીથી ભલાઇ ખિલવતા રહો, અને વધારે અને વધારે ભલા થતા રહો.

મરહુમ શેઠ બેરામજી જીજીભાઇ પારસી નામની કીર્તી માટે કાલજીમંદ હતા. પારસીઓ ઉપર પડતાં કોઇ સંકટ વેલાએ તેઓની પડખે ઉભા રેહવાની કાળજી રાખતા હતા. દાખલા તરીકે, કહેછે કે જ્યારે ઇસલામી ભાઇઓ સાથે આગળ એક વખત મીનાકેશો ઉભો થયો અને તે ઉપરથી હુલડ બરપા થાયું, ત્યારે ખેતવાડી વિગેરે લત્તાના કોઇ જરથોસ્તીઓ ગભરાટમાં પડયા, ત્યારે તેવણે પોતાની જાતી હાજરીથી તેઓને સધ્યારો વિગેરે આપવાને કેટલુંક કર્યું હતું. આ સુંદર ઇન્સ્ટીટયુશનની સ્થાપના પારસી ભાઇઓ માટેની તેવણની કાળજીનો જીવતો અને જાગતો દાખલો છે. તેવા એક નર, જેવણ પારસી ધર્મ ઉપર ફીદા હતા અને પારસી નામની કીર્તિ માટે મગરૂર હતા, તેવણની બાજને દાહડે, હું ધારૂંછું, કે ગોએઠે જેવા એક જર્મન સાએરનું પારસી-નામાનું દાસ્તાન વિવેચન માટે એક પ્રસંગોપાત બાબત ગણાશે.

આપણ પારસીઓ, આપણે પોતાને જોઇએ અને તે જોયલાં ઉપર વિચાર કર્યે, તેની સાથે બીજી કોમવાળાઓ આપણને જોએ અને આપણ માટે ખ્યાલ બાંધે, તેનો પણ વિચાર કર્યે, તો ઘણું સારૂં. તેથી તેઓ આપણી દીન માટે, આપણાં કોઇ રેવાજ યા રાહરીતી માટે, આપણાં આકીન યા માન્યતા માટે, કાંઇ આપણને નહિ પસંદ પડતું યા ઉતરતું બોલે, તો આપણે તે ઉપર ધીરજથી વિચાર કર્યે અને તેનો ઘટતો જવાબ વાળવાને તૈયાર રહે, અથવા આપણામાં કોઇ ખરેખરી ખામી જેવું હોય, તો તે ઉપર વિચાર કરી તે દૂર કરવાનો ઇલાજ લેઇએ. તેઓ જો કાંઇ ભલું બોલે તો આપણે તેથી ખુશી અને મગરૂર થાયે, ફકત ખુશી અને મગરૂર થઇ બેસી નહિ રહે—

એમ થંભ બેસી રહયા તો તે પડતીની નિશાણી—પણ તે ખુશી થવા અને મગરૂર થવા જેવાં તત્વને જાળવી રાખવાની બલકે તેને ખિલવવાની કોશેશ કર્યે.

યુરોપીયન સાએરોમાં ત્રણ સાએરોએ પારસીઓની બાબત ઉપર સાએરી ચલાવીછે. ૧—અંગ્રેજી સાએર થોમસ મુર, જેણે પોતાની પ્રસિદ્ધ "લાલા-રૂખ" માં "આતશની સેતાયશ કરનારા" ( The Fire-worshippers ), એવે નામે એક કવિતા લખીછે. ૨—ફ્રેંચ સાએર વોલ્ટેર, જેણે લે ગેબ્ર ( Les Guebres ) નામની કવિતા લખીછે. ૩—જર્મન સાએર ગોએઠે, જેણે આપણી આજની બાબતવાળી "પારસી-નામે" નામની ટુકી કવિતા લખીછે, જેમાં તેણે પુરાણી પારસી દીનનાં મુળ શિક્ષણનું જાણે ચિત્ર આપ્યુછે. જેમ થોમસ મુરની પારસીઓ મારેની કવિતા, તેની એક મોટી કવિતા લાલારૂખનો એક ભાગ છે, તેમ ગોએઠેનું પારસી નામું પણ તેની એક મોટી કવિતા—પશ્ચિમ પુર્વની દીવાન—નો એક ભાગ છે. પેહેલી બે કવિતાઓ ઉપર હું આગળ બોલ્યોછું.[1] આજે હું ત્રીજી કવિતા ઉપર બોલવા ઉભો છું.

## II.

**જર્મન શાએર ગોએઠે અને તેની જીંદગીની ટુંક હકીકત**—ગોએઠેનાં પારસી નામા મારે બોલવા આગમચ, ખુદ તેના મારે થોડુંક ગ્નાન મેલવવાની જરૂર છે, સબબ કે તેને મારેનું, તેની જીંદગી મારેનું થોડુંક ગ્નાન, તેની કવિતા, તેનું પારસી-નામુ બરાબર સમજવાને આપણને મદદ કરેછે. એક સાએરની સાએરી બરાબર સમજવા મારે, તે સાએરની જીંદગીનું ગ્નાન હમેશાં થોડું ઘણું જરૂરનું છે, પણ ગોએઠેના સંબંધમાં તે ખાસ જરૂરનું મનાયછે. તેનું વૃતાંત લખનાર એક વિદ્વાન કહેછે કે તેની જીંદગીનાં ગ્નાન વિના તેનું લખાણ બરાબર સમજ પડે નહિ.[2]

---

૧. જુઓ મારૂં પુસ્તક "શાહનામાનાં દાસ્તાનો ભાગ બીજો," પા. ૧૦૯ થી ૧૨૦ અને પા. ૧૩૬ થી ૧૫૪.

૨. Goethe differs from all other great writers except perhaps Milton in this respect, that his works cannot be understood without a knowledge of his life and that his life is in itself a work of art, greater than any work which it created. This renders a long and circumstantial biography a necessity to all who would study the poet seriously.........He is not only the greatest poet of Germany; he is one of the greatest poets of all ages .........He was the apostle of self-culture.........and taught both by precept and example the husbandry of the soul......As Homer concentrated in himself the spirit of Antiquity, Dante of the Middle Ages, and Shakespeare of the Renaissance, so Goethe is the representative of the modern spirit, the prophet of mankind under new circumstances and new conditions, the appointed teacher of ages yet unborn. (Goethe: His Life and writings, by Oscar Browning (1892) p. 136-37).

ગોએઠેનો જનમ તા૦ ૨૮ મી ઓગસ્ટ ૧૭૪૯ ને દીને ફ્રેંક ફોર્ટ ખાતે થયો હતો.[1] તે પોતાની કેળવણી ઘરે શરૂ કરી ૧૬ વર્ષની ઉમ્મરે લાઇપઝીક (Leipzic) ખાતે અભ્યાસ માટે ગયો અને ત્યાં તેણે પેહેલે કવિતા લખવા માંડી. તે ૧૭૬૯ માં ૧૯) વર્ષની ઉમરે ફ્રેંક ફોર્ટ પાછો ફર્યો અને ત્યાં દોહોડ વર્ષ કોઇ ચોકસ નેમ ધરાવ્યા વિના રહયો. આ અરસામાં તે એક બાનુ (Mrs Klettenberg) ના સંબંધમાં આવ્યો, કે જેણીએ તેનું ધ્યાન કિમ્યા ઉપર અને આગલા ધાર્મીક પીરો (Saints) ના ભેદી ( mystic ) લખાણો ઉપર ફેરવ્યું. કિમ્યાના અભ્યાસે તેને કુદરતી વિધાના અભ્યાસપર ખેંચ્યો. એપ્રીલ ૧૭૭૦ થી ઓગસ્ટ ૧૭૭૧ સુધી તે સ્ટ્રેસબર્ગની પાઠશાળામાં રહયો. અહિં એનું ધ્યાન હુનર માટે કુદરતનાં ચિત્ર ભણી ખેંચાયું. તે ફ્રેંક ફોર્ટ ખાતે પાછો ફર્યો, અને ત્યાંથી ૧૭૭૨ માં ઉવેટઝલર ખાતે ગયો, જ્યાં શાલોર્ટ નામની એક બાનુસાથના સંબંધે તેનું ગ્નાન બીજી દુન્યા યા બીજી જીંદગીની બાબત તરફ ખેંચ્યું, અને બન્નેએ ઠેડાવ કર્યો કે "બન્નેમાંથી જેબી કોઇ પેહેલે મરણ પામે તે બીજાને, જો બની શકતું હોય તો, બીજી જીંદગીની હકીકત જણાવે." પછી તેણે એક વકીલ તરીકે કામ કરવા માંડયું. એ દરમેઆન તેણે 'મહોમેટ' ઉપર એક નાટક લખવા કોરાનનો અભ્યાસ કર્યો. ઉવાઇમેરના રાજ્યકર્તા (Duke of Weimar) ની ફર્માશથી તે તેની સેવામાં એક કાઉનસેલર તરીકે રહ્યો. શાંત અભ્યાસ કાજે તેણે એ ઓહ્દો થોડા વખત બાદ છોડયો.

એનાં મનની વલાણ ચિંતન કરતી તબે (contemplative and meditative habit) તરફ હતી. તે કુદરતની સેતાયશ (Nature-worship) તરફ મન દેખાડતો. તે એક જાતનું એક ઇશ્વરવાદી જગદેશ્વર મત (monotheistic pantheism) ધરાવતો. તે કહેતો કે ખુદાને તેની કુદરતથી જુદો પાડવો, તે જાણે તનને રવાનથી જુદું પાડવા સમાન હતું.[2]

---

૧. એ શેહરમાં તેનું ઘર હજુર જોવામાં આવેછે. યુરોપ ખાતેની મારી મુસાફરી દરમેઆન હું ફ્રેંક ફોર્ટ ખાતે બે દિવસ રહયો હતો. તે વખતે તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૮૯ ને દિને મેં તેનાં ઘરની મુલાકાત લીધી હતી. મારી નોંધપોથીમાં નજર કરતાં હું જોઉં છું કે મેં તેમાં તેનાં ઘરનું નંબર No. 23, Grosser Hirschgraben નોંધ્યુંછે. ફ્રેંક ફોર્ટમાં એનું એક પુતળું પણ છે, જેની ચાર બાજુએ ઉપર તેની સાહિત્યની સેવાનો ખ્યાલ આપ્યોછે. એક બાજુએ કવિતાનો, બીજી બાજુએ તેનાં બીજા પાંચ ગ્રંથનો, ત્રીજી બાજુએ તેનાં ફોસ્ટ અને મેફીસ્ટોફીલીસ ( Faust and Mephistopheles ) નો અને ચોઠી બાજુએ તેના બીજા ગ્રંથોનો ખ્યાલ આપ્યોછે.

૨. "To discuss God apart from Nature is both difficult and perilous; it is as if we separated the soul from the body. We know the soul only through the medium of the body, and God only through Nature. Hence the absurdity, as it appears to me, of accusing those of absurdity who philosophically have united God with the world. For everything which exists, necessarily pertains to the essence of God, because God

ગોએટેનો કુદરત સંબંધી આ ખ્યાલ પુર્વભણીના ખ્યાલને, ખાસ કરી હિંદુસ્તાનના ખ્યાલને મલતો હતો. તે કુદરત ઉપરથી કુદરતના ખુદા તરફ (from Nature to Nature's God) ખેંચાતો, જે પુર્વભણીનું શિક્ષણ, ખુદ પુરાણા પારસીઓનું શિક્ષણ હતું. તેણે પોતાની જીંદગીની કેટલીક હકીકત (Memoirs) પોતાને હાથે લખીછે. તેમાં તે એક ઠેકાણે પોતાની એક ગાયણરૂપી બંદગી (hymn) બાબે બોલતાં આપણને ખ્યાલ આપેછે કે તેના વિચારો "કુદરત ઉપરથી કુદરતના સાહેબ ખુદા તરફ" કેમ ગયા. તે પોતાનાં લખાણના નાયકને સેતારાઓને, જાણે કોઇ ઇશ્વરી શકતીઓને નમન કરતો હોય, તેમ નમન કરતો જણાવેછે. તે તેને પછી ચંદ્ર અને સૂર્યને નમન કરતો જણાવેછે. એમ પગે દર પગે તેના વિચારો ચહડતા જઇને તે સેતારાઓ, ચંદ્ર, અને સૂર્યની પછી પણ હજુર કોઇ ચહડતી શક્તિની હસ્તી માનેછે અને તે ઉપરથી તેનું રવાન, તેનો આત્મા ખુદાના ખ્યાલ તરફ ઢળેછે.[૧]

આ સર્વ હકીકત ઉપરથી આપણે જોઇયે છિયે કે પુર્વ તરફનાં પુસ્તકોમાં તે ચીન અને હિંદુસ્તાન કરતાં ઇરાન તરફ વધારે ખેંચાયો હતો. પોતાની જીંદગીનાં વૃતાંતનાં લખાણમાં તે સ્કેન્ડીનેવીઅન એડા (Scandinavian Edda) નામનાં સ્કેન્ડીનેવીઅનોના પુરાણું લખાણ, જેમાં પેગામબર જરથોસ્તના જન્મ વખતે હસવાની બાબતનો એસારોછે, કે જે એસારો આપણે પ્લીની (Pliny) માં જોઇએ છિયે, તે માટે બોલે છે. તે માટે બોલવા પછી, તે હિંદની દંતકથા તરફ તેનાં વિચીત્ર રૂપને લીધે થોડો અનગમો દેખાડેછે.

---

is the one Being whose existence includes all things. Nor does the Holy Scripture contradict this although we differently interpret its dogmas each according to his views. All antiquity thought in the same way; an unanimity which to me has great significance. To me the judgment of so many men speaks highly for the rationality of the doctrine of emanation" (Life and Works of Goethe by G. Lewis Vol I. pp. 102-3, Bh. II).

૧. The scene is supposed to represent a bright and serene night. Mahomet salutes the multitude of stars as so many divinities. To the propitious planet Gad (our Jupiter), then rising above the horizon, he pays special homage as the king of all the stars. The moon next appears, and captivates for a while the eyes and the heart of the pious adorer of Nature. Presently the brilliant rising of the sun excites him to renewed homage. But the aspect of the heavenly bodies, notwithstanding the satisfaction with which they inspire him, leaves his heart a prey to desire. He feels that there is still something greater; and his soul is elevated to the contemplation of the only, eternal and infinite God, to whom all things owe their existence. I had composed this hymn with the deepest enthusiasm. (Memoirs of Goethe, written by himself (1824) Vol II. pp. 113-14).

III.

**ગોએઠેનાં મનની વલાણ**—આપણા સાએર માટે થોડુંક બોલી, તેની જીંદગીની હકીકતોનો આપણે થોડોક વિચાર કર્યો અને જોયું કે જવાનીથી તેનાં મનની વલાણુ નીચલા પ્રકારની હતી—

(ક) તે કુદરતનો અભ્યાસી હતો અને તે "કુદરત ઉપરથી કુદરતના ખાવીંદ ઉપર" (From Nature to Nature's God) પોતાનાં મનને, પોતાના વિચારને લઇ જતો.

(ખ) તેના વિચારો પુર્વ તરફના અભ્યાસ તરફ વળેલા હતા, તેથી તે પુર્વ ભણીના ધર્મોમાં જે સુંદર અને સારૂં જોતો તેને ચાહતો અને વખાણતો. આ વિચારથી તે મીશનરીઓ, જેઓ પુર્વ ભણીના મુલકોનાં લોકોના કોઇ સાદા વિચારોનો, તેને બદલે તેઓ કોઇ સાદું સમજી શકે એવું આપ્યા વગર, નાશ કરતા, તેઓ સામે, તેઓનાં તેવાં કામ માટે અનગમો ધરાવતો. એમ કરતાં તે પુર્વ ભણીના ધર્મોમાં જે નહિ પસંદ કરવા જોગ જોતો, તે સામે પોતાની નાપસંદગી પણ દેખાડતો.

(ગ) તે પોતાનાં મનની વલાણમાં જવાનીથીજ, કેટલીક હદે, એક ગુપ્ત ગ્નાની ( mystic ) હતો. એમ હોઇ તે જાણે માનતો કે માણસ કુદરત મારફતે, કુદરતની નાનામાં નાની ચીજ મારફતે, અને આ ધર્તિની નાનામાં નાની બાબત યા બનાવ મારફતે, ચાહે તો, પોતાનાં ખુદા સાથે એક જાતની પુર્સેસ પાસોખ કરે, એક જાતનો સંબંધ ઉત્પન્ન કરે, અને તેમ કરી પોતાને ચહડતો કરે.

**ગોએઠેની દીવાન અને તેના એક ભાગ તરીકે પારસી નામું**—પશ્ચીમ-પુર્વની દીવાન ( West-östliche Divan ) એવે નામની દીવાન, એટલે સાએરી ગઝલોના સંગ્રહની કવિતા, જેનો પારસી-નામું એક ભાગ છે, તે તેણે પોતાની ૬૫) વર્ષની વૃધ્ધ ઉમરે લખી હતી. આ વખતે યુરોપમાં અને ખાસ કરી તેનાં મુલકમાં, જે રાજદ્વારી ઉથળપાથળ વ્યાપી રહી હતી, તે ઉથળપાથળથી બરપા થાતી મગજની અશાંતીથી કંટાળી તેણે પુર્વ તરફના, એશિયા તરફના શાંત વિચારો તરફ ધ્યાન દોડાવ્યું. પુર્વ તરફના મુલકોમાં ચીન, હિંદુસ્તાન વિગેરે ઉપર ધ્યાન દોડાવવા બાદ ઇરાન તરફ દોડાવતાં ઇરાને તેને ખેંચ્યો. ઇરાંનનો જાણીતો સાએર હાફેઝ, જેની "દીવાને હાફેઝ" મશહર છે, તે સાએરના લખાણનો જર્મન વિદ્વાન હેમર (Hammer) ને હાથે, ઇ. સ. ૧૮૧૨ અને ૧૮૧૩ માં તરજુમો બાહર પાડયો હતો. તે તરજુમાએ તેને ઇસની હાફેઝ તરફ અને તેની ગઝલોના સંગ્રહ, જે 'દીવાન' નામે જણાયલોછે, તે તરફ ખેંચ્યો. તેણે પોતે પોતાની જીંદગીનું જે વ્રતાંત લખ્યું હતું, તેમાં લખ્યું છે કે "મારૂં મન કુદરત તરફ તદન ફર્યું હતું". કે જે કુદરત તેની બુલંદીમાં મને દીસતી. તેથી મેં મારાં મગજની વળાણુ મુજબના ધર્મનો ખ્યાલ કર્યો.[1]

---

1. My mind was wholly directed to Nature, who appeared to me in all her magnificence.........I accordingly formed a religion after my own mind. ("Memoirs of Goethe," written by himself ( 1824 ) Vol. II. p. 121).

હેમર ઉપરાંત સીલવેસ્ટર ડ સાસી (Silvestre de Sacy) નું નામ પણ એને પુર્વભણીનાં લખાણો તરફ ખેંચનાર તરીકે જણાવવામાં આવ્યુંછે. ડા૦ હાઇડનાં પુસ્તકે (Historia Religionis Veterum Persarum) અને આંક્ટીલ ડુ પેરોંના ઝંદ અવસ્તાના તરજુમાએ (Zond Avesta par Anquetil Du Perron) પણ એને ઇરાન તરફ અને ઇરાનના ધર્મ તરફ ખાસ ખેંચેલો દીસેછે.

આ મુજબ તેણે પુર્વ ભણીથી વૃથા કલ્પના (Imagery) લેઇ, તેમાં પોતાના પશ્ચિમ ભણીના ખ્યાલો સમાવ્યા. તેની જીંદગીનું એક વૃતાંત લખનાર કહેછે તેમ "તેણે એમ કરી જર્મન જમીન ઉપર પુર્વ ભણીની કવિતાની રોપણી કીધી.૧" એ સબબે તેણે એ બાબતની પોતાની કવિતાને પુર્વ અને પશ્ચિમની દીવાનનું ભેગું નામ આપ્યું.

ગોએઠે "જર્મન હાફેઝ" તરીકે બોલાયોછે. ગોએઠેની જીંદગીનું વૃતાંત લખનાર એક બીજો વિદ્વાન એ બન્ને સાએરો, ગોએઠે અને હાફેઝ વચ્ચે કેટલીક સરખામણી જોએછે, જેમાં મુખ્ય તેઓની ગુપ્ત યા ભેદી જબાન (mystic tongue) છે. સપાટી ઉપરથી તેઓની કવિતા સાદી વગર સિંગારની દિસેછે, પણ બાતેનમાં, ઉંડી, સત્ય શોધનારી (deep, truth-following) હતી.

## IV

**એની દીવાંનનાં બાર પુસ્તકો. તેમાં પારસીનામું**—એણે પોતાની દીવાંનને ૧૨ પુસ્તકોમાં વેંહચીછે, તેમાં ૧૧ માં પુસ્તકને એણે પારસી નાંમે અથવા પારસીઓની ચોપડી (Buch des Parsen) એવે નામે ઓળખ્યું છે. એ બાર પુસ્તકો નીચલાં નામનાં છે—

૧. મોગની-નામે એટલે ગવૈયાઓનું નામું.

૨. હાફેઝ નામું.

૩. એશ્ક નામું.

૪. ફકીર નામું, એટલે શાંત વિચાર યા ચિંતન (અરબી તફકીર) નું નામું.

૫. રેન્દઝે નામું (રન્જ-નામું) એટલે રંજ અથવા મેહનતનું નામું.

૬. હીકમત નામું.

૭. તૈમુર નામું.

૮. ઝુલીખાં નામું. જેમ પશ્ચિમના મુલકમાં રોમીઓ અને જુલીએટ, તેમ પુર્વમાં યુસુફ અને ઝુલીખાની વાત જણાયલીછે.

૯. સાકી નામું. સાકી નામે (એટલે શરાબ નામનારનું નામું), એવે નામે હાફેઝની એક લાંબી ગઝલ છે, જેમાં શરૂઆતમાંજ એ સાએર પેગામ્બર

---

૧. He made the first attempt to translate Eastern poetry to a German soil." (Goethe. His Life and writtings, by Oscar Browning (1592) p. 126.

જરથોસ્ત અને તેના પવિત્ર આતશનો એશારો કરે છે. તેમાં વળી ઈરાનના નામીચા પાદશાહ પેહેલવાનો જેવા કે, જમશેદ, તેહમતન (રૂસ્તમ) અને તેનો રખશ, મીનોચેહર, બુઝર્ગમેહેર, નોશેરવાન, કાઉસ, કએકોબાદ, દારા અને કએખુસ્રુના એશારાઓ છે.

૧૦. મીસલ નામે એટલે મીસાલો (parables) નું નામું.

૧૧. પારસી–નામું. એમાં સાએર હાલના પારસીઓ માટે નહિ, પણ કદીમ પારસીઓ, તેઓની દીન અને આકીન માટે ખાસ કરી બોલે છે.

૧૨. ખુલ્દ નામું એટલે બેહેસ્ત (અરબી ખુલ્દ) નું નામું.

**ગોએઠેનું પારસીનામું**—હવે ગોએઠેનાં પારસીનામા બાબે વિગતે વિચાર કરવા આગમચ હું તેનો તરજુમો અત્રે આપું છું. એ પુસ્તકનો જર્મન ઉપરથી અંગ્રેજીમાં, કેટલાંક વર્ષપર, મારી અરજ ઉપરથી સેન્ટ ઝેવીઅર્સ કોલેજવાળા ફાધર નોટીએ મેહેરબાની કરી તરજુમો કર્યો હતો. તે તરજુમા ઉપરથી ગુજરાતી તરજુમો હું અતરે આપું છું.[૧] ગોએથે આ પુસ્તકમાં એક બુજોર્ગ પરહેજગાર પીર મરદને પોતાનાં મરણ ટાંકણે પોતાના ચેલાઓ હજુર એક વસિયત જાહેર કરતો જણાવેછે. એ વસિયતનામામાં તે પોતાની કોઈ માલ મીલકતનો વારસો જાહેર કરતો નથી, પણ પુરાણી ઈરાની દીન, પુરાણી જરથોસ્તી દીનનાં સાદાં શિક્ષણનો વારસો (Legacy of the old Persian Faith) જાહેર કરેછે. એ વારસો એવો સરસ અને ઉમદા છે, કે તે ઉપર ધ્યાન આપવાથી તે અસલી ઈરાનીઓના આજના આપણ પારસી વારેસો તવંગર બની શકયે. તે તવંગરી પૈસા યા જરજવાહેરની નહિ પણ મનની.

## V.

## ગોએઠેનાં પારસીનામાનો તરજુમો.

## "પુરાણી ઈરાની દીનની વસિયત."

"બાઈઓ! હું પેલો ગરીબ પરહેજગાર પુરૂષ, જેની તમો, જેઓ મારા કરતાં નહાનાં છેઓ, તેઓએ સબુરી સાથે સારવાર કીધીછે, અને જેનાં સેવટના દિવસોને તમોએ તમારી સંભાળથી માન આપ્યુંછે, તેનાથી, તેનાં ગુજર પામતી વેળાએ, તમો માટે શું વસિયત થવી જોઈએ?

"આપણે ઘણી વેળા પાદશાહને સવારી કરતાં જોયોછે, કે જ્યારે તે સોનાથી સિંગાર પામેલો હતો, અને તેની દરેક બાજુએ સોનું હતું, અને તેનાં શરીર

---

૧. પેહલા અંગ્રેજી તરજુમા માટે, ગોએઠે બાબે, અને તેના વિચાર, વચન, અને કામની જરા વધારે વિગતવાર તપાસ માટે, જુઓ મારો અંગ્રેજી નિબંધ. (Goethe's Parsi-nameh or Buch des Parsen i. e. the Book of the Parsees. Journal B. B. R. A. S. Vol XXIV No. 1 pp. 67 et seq.)

ઉપર અને તેના ઉમરાઓનાં શરીર ઉપર, કરાનાં કટકાઓ માફક, ઝહવેરો સીવી લીધેલાં હતાં.

"તમોએ કોઇ વેળા આ મારે પાદશાહની અદેખાઇ કીધીછે? (તેમ કરવાને બદલે) તમોએ શું તમારી આંખોને વધારે ઉમદા રીતે ખોર્શેદને જોઇને તૃપ્ત કરી નથી, કે જ્યારે તે ખોર્શેદ દર્નાવન્દ (દેમાવંદ) પહાડની સંખ્યાબંદ ટોંચો ઉપરના પોતાનાં ગુંબદરોકા માર્ગમાં ફરવાને જાણે પાંખ ફફરાવતો ઉગતો હતો?

"તેવા દેખાવને જોતાં પોતાની આંખોને કોણ અટકાવી શકે? મને લાગ્યું, મારી જીંદગીના આટલાબધા દિવસોમાં મને હજારો વખત લાગ્યું, કે જાણે તેનાં ઉગવા સાથ અને વધવા સાથ, હું પણ આગળ વધતો, કે ખુદાતાલાને તેનાં તખ્ત ઉપર પિછાણું, અને તેને 'જીંદગીનાં પાણીનાં ભંડારના માલેક' તરીકે પોકારી યાદ કરૂં, અને તેના બુલંદ દેખાવને લાયક રીતે વર્તું અને તેની રોશનીમાં મારે માર્ગે આગળ વધું.

"પણ જ્યારે ખોર્શેદ પોતાના માર્ગનાં રોશન કુંડાલાંમાં ઉપર ચહડયો અને પછી (નીચે ઉતરી પોતાનો માર્ગ) તમામ કર્યો ત્યારે અંધકારમાં અજબ થઇ ગભરાઇ ઉભો રહી હું મારી છાટી ઠોકવા લાગ્યો અને મેં મારાં શરીરને નીચે જમીનપર નાખ્યું.

"અને હવે તમો ભાઇઓની મરજી કાજે, અને તમારી યાદદાસ્ત મારે મને પાક વસિઅતનામું કરવા દેઓ. તે વસિયત આ કે 'ભારી ફરજો દરરોજ બજા લાવતા રેહવું.' (એજ ફકત ઇશ્વરે પ્રગટ કરેલું સત્ય (revealtion) છે,) બીજાં કોઇ સત્યની જરૂર નથી.

"એક નવું જન્મેલું બાલક પોતાના પાક હાથો હીલવવા માંડે, તેવુંજ તેને ખોર્શેદ તરફ ધરો, ત્યાં (સૂર્યનાં) આતશી સ્નાનમાં તેને—તેનાં તન અને રવાન બન્નેને—(સ્નાન કરી) સ્વચ્છ થવા દેઓ. એમ કરવાથી તે (બાળક) ને દર સહવારે ખુદાની મેહરબાની મલશે.

"ગુજરેલાંઓને જીવતાંઓને હવાલે કરો. (મરણ પામેલાં) જાનવરોને પણ કચરા અને માટીથી ધાંકેલાં રાખો અને તમોને જેબી કાંઇ અ-સ્વચ્છ લાગે તેને તમારીથી બને તેમ ધાંકી નાખો.

"તમારૂં ખેતર સારી રીતે સાફ કરેલી જમીન ઉપર બનાવો, કે તેમ કરવાથી ખોર્શેદ તમારા ઉદ્યોગ ઉપર પ્રકાશવાને પસંદ કરે. તમો (ખેતરોમાં) ઝાડો રોપો ત્યારે તેઓ હારોમાં ઉગે તેમ કરો, સબબ કે જેબી કોઇ સારી રીતે વ્યવસ્થામાં ગોઠવાયલું હોયછે તેને ખોર્શેદ આબાદી આપેછે.

"પાણીને પણ તેના માર્ગમાં, વગર અટકાવનો રસ્તો અને સ્વચ્છતા મલે તેમ, વેહેવા દેઓ; જેમ જંદેરૂદ (નદી) તમારી તરફ પહાડી મુલકોમાંથી સ્વચ્છ વહીને આવેછે તેમ તેને (તમારા વસ્વાતથી) સ્વચ્છ આગળ વધવા દેઓ.

"પાણીના (પ્રવાહ) નો નરમ ઢલાવ નબલો નહિ પડે, તે કાજે તેના માર્ગોને ઉદ્યોગથી ખોડી સરખા બનાવવાની કાળજી રાખો. બરૂ અને નેતરની ઝાહડીઓ, સરદા અને ધલોડી, એ સર્વનો તદન નાશ કરો.

"એ પ્રમાણે જ્યારે જમીન અને પાણીને તમો સાફ કરશો ત્યારે ખોર્શેદ પોતે, જે વાતાવરણમાં તેને લાયક રીતે આવકાર મળેછે, અને જે વાતાવરણમાં તે પ્રાણ, મુક્તિ અને જીંદગીનું કલ્યાણ બરપા કરેછે, તે વાતાવરણમાંથી પ્રકાશવાને ખુશી થાશે.

"તમો! જેઓને એક પ્રકારની મેહેનતમાંથી બીજા પ્રકારની મેહનત તરફ સતાવણી સાથ ફરવું પડેછે તેઓ! દિલાસો લેઓ. હવે જગત સ્વચ્છ થાઇછે, અને હવે માણુસજાત જાણે ચકમકમાંથી ખુદ ખુદાતાલાની પ્રતિમા ઉત્પન્ન કરવાને હિમ્મત કરશે.

"જ્યાં પણ આતશનો શોલો બલતો હોય, ત્યાં ખુશી સાથે તે નિહાલો; રાત ખુલ્લી છે અને (શરિરના) સાંધાઓ (આસાનીથી આરામ કાજે) વળે એમ છે.

"ઘરના ચુહલાના રોશન આતશ ઉપર (ભાજી પાળો અને માસ પકાવવા મુકતાં) રોપાઓમાંના અને જાનવરોમાંના રસમાં જેબી કાંઇ કાચ્ચું હોયછે તે (રંધાઇને) પાકટ બનેછે.

"તમોને જો લાકડાં ઉંચકી લઇ જવા પડતાં હોય તો તે ખુશી સાથે ઉંચકી લઇ જાઓ, (એવા સંતોષ સાથે) કે તમો આ ધર્તિને લગતા ખોર્શેદનાં બીજ લેઇ જાઓછો. જો તમોને પમ્બે (યાને રૂ) વિણવો પડતો હોય, તો તમો ભરૂસાથી એમ કહો (અને એમ કહીને કામ કરો), કે આ (રૂ) માંથી કાકરો બનાવવામાં આવશે અને તે (બલતો કાકરો) પાક ખુદાતાલાના (અંશ) ને પોતામાં સમાવશે.

"જેબી કોઇ ચેરાગ બળે તે દરેકમાં તમો અશોઇથી (ખુદાતાલાની) ચહડતી રોશનીનું રૂપ માનશો, તો કોઇપણ હોનારત કોઇપણ સવારે ખુદાતાલાનાં તખ્તને નમન કરવાથી તમોને અટકાવશે નહિ.

"આ (ખોર્શેદ અને રોશની) આપણી હૈયાતીની બાદશાહી મોહોર (imperial seal) છે. આપણે માટે અને ફરેસ્તાઓ માટે એ ખુદાની આરસી (સમાન) છે, અને જેઓ તે મહાન બુલદ (સાહેબ) ની કીર્તિ, નબલી જીભડી વટીક હલાવીને, બોલેછે, તેઓ ત્યાં કુંડાળાંપર કુંડાળાંમાં ભેગા મલેછે.

"તેઓ (એટલે ઉપર મુજબ ખુદાની કીર્તિ થોડીક પણ ગાનારાઓ), જ્યારે ખોર્શેદ બામદાદે ઉપર આવેછે ત્યારે, જીંદે રૂદ નદીના કિનારાને છેલ્લી સલામ કરવાની (એટલે છોડી દેવાની) અને દેમાવંદ પાહડ ઉપર ચહડી તેને (એટલે ખોર્શેદને) મલવાની અને ત્યાંથી હમેશાં હમેશ સુધી તમોને આશીર્વાદ દેવાની ઇચ્છા રાખેછે.

"જો માણસજાત આ ધર્તિને કિમતી ગણુતો હોય, આ સબબે કે તેની ઉપર ખોર્શેદ પ્રકાશે છે, અને જો (માણસજાત) દરાક્ષના વેલાઓ, જેઓ તેઓને છરી લાગતાં (જાણે પોતાનો રસ રેડી) રડેછે, એવી લાગણીથી કે તેનો પાકત અને તાજગી આપનારો રસ ઘણાકોને શક્તિ આપશે અને તેથી વધુ ઘણાઓને ગુંગલાવશે, તેઓમાં ખુશી યા મજાહ લેતો હોય, તો તે બરાબર સમજેછે કે આ સર્વ માટે તે (ખોર્શેદની) ગરમી, જે આ સર્વ આબાદી ઉત્પન્ન કરેછે, તેને આભારી છે. તે (માણસ) જ્યારે છોકરો થાય છે ત્યારે બોબરૂં તોતરૂં બોલેછે; જ્યારે તે મધ્યમસર પીએછે ત્યારે ગાયન ગાયછે અને ખુશાલ થાયછે."

## VI.

## ગોએઠેનું પારસી નામુ—તેની નેમ.

ગોએઠેની આગળ વર્ણવેલી ખાશીએતો આપણે તેનાં ઉપલાં પારસી નામામાં જોઇએ છિએ. તે કુદરતની સેતાયશ તરફ, તે સેતાયશ મારફતે કુદરતના સાહેબ ખુદાતાલાની સેતાયશ તરફ મોહીની દેખાડેછે. તેનું લખાણ ખુલ્લું નથી. એકી વખતે વાંચતાં સમજ પડે તેમ નથી, પણ તેમાં કોઇ ગુપ્ત, કોઇ ભેદી, કોઇ ભરમભર્યું તત્વ દિસેછે. તે કોઇ આપણને વ્યવહારૂ રીતે (practically) ખોટે માર્ગે લઇ જાય એવું ગુપ્ત નથી. તે કોઇ વનવાસ યા ત્યાગી હાલત તરફ ઢળતા કરે એવું ગુપ્ત નથી. તેની વળાણ જો કાંઇ હોય, તો તે આ, કે માણસજાતને પોતાના ખુદાને પોંહોંચવા માટે કોઇ ખાસ ધર્મગુરૂઓની, યા ખાસ ધર્મ ક્રિયાની, યા ખાસ ધર્મનાં મકાનોની, યા ત્યાં ચાલતી ભપકાભરી સેતાયશોની જરૂર નથી. જેઓ ચાહે તેઓ, ગમે તો ખોર્શેદની રોશનીથી, તેના માર્ગથી, તેની આ પૃથ્વીના પદાર્થો સ્વચ્છ કરવાની શકિતથી, પોતાના વિચારોને સ્વચ્છ કરે, ચહડતા કરે અને ખુદાને પોંહોંચતા કરે. આવી તેના મનની વળાણ સાથે આપણે તેનું પારસી નામું વાંચવું જોઇએ. તે સપાતી ઉપરથી વાંચતાં એકદમ સમજ પડે તેવું ખુલ્લું નથી. પણ તે ધીરજે વિચાર કરવાથી સમજ પડે એવું છે. એ સમજમાં કદાચ વાંચનારાઓ જુદા પડે. કોઇ કદાચ મારી સમજથી જુદા પ્રકારની સમજ કોઇ ફકરા યા ફકરાએ ઉપરથી ઉઠાડે. પણ સર્વની તળેટીએ સેવટની નેમ મનની તવંગરી આપવાની છે. આપણાં મનને ખુદાશનાસી તરફ, તનમનની સ્વચ્છતા તરફ, અને નીતિમાન ઉદ્યોગી ફરજ બજાવનારી જીંદગી તરફ ચહડતા કરવાની છે,

**વસિયતનામાનું પૃથ્થકરણ** ( Analysis ) —**આ વસિયત નામાનું** જરા વિગતે આપણે પૃથ્થકરણ કર્યે, તો ફકરા ફકરાના અનુક્રમ મુજબ, આપણે તેનો ભાવાર્થ નીચે પ્રમાણે જોઇએ છિયે—

૧. મારા શાગેર્દ ભાઇબંધુઓ ! મરતી વેળા હું પીરમરદથી શું સાંભળવાની તમો આશા રાખોછો ? થોડીક નીચલી વસિયત સાંભળો.

૨. થોડુંક ખોર્શેદ મારે સાંભળો.

(ક) જરજવાહરથી સીંગારેલા પાદશાહ કરતાં ખોર્શેદનો દમામ વધતો છે. પાદશાહનો દમામ તે આગળ બીસાદ વિનાનો છે.

(ખ) સુર્યોદય સાથે આપણને નીચલા ખ્યાલો આવેછે.

(a) ખુદાને પિછાણવો (to recognise God on his throne).

(b) ખોર્શેદને જીંદગીનું મુળ ગણવો (to call him Lord of Life's fountain)

(c) તેની બુલંદ રોશનીને છાજતા દબદબાથી જીંદગી ગુજારવી (to act in a way worthy of the sublime light).

(d) તેની રોશનીમાં આગળ વધવું (to proceed in my way in His light).

(ગ) સુર્ય અસ્ત પામતાં તેને નમવું.

૩. મુળ વસિયત આ કે " દરરોજ ફરજ બજાવવી." (The Daily observance of heavy duties; no other revelation is required).

૪. એ મારેની થોડીક શિખામણો.

(ક) બચ્ચું અવતરતાં તેને ખુર્શેદ આગળ ધરવું. તેનાં તન અને રવાનને ખોર્શેદનું સ્નાન (sun-bath) આપવું કે તેથી તેને દર બામદાદની મેહર મળશે (He will feel every morning's grace).

(ખ) ગુજરેલાંની લાસ જીવતાં માસહારી જાનવરોને ખાવા આપવી, અને સર્વ નજીસાતને દૂર કરવી.

(ગ) ખેતરો પણ સ્વચ્છ રાખવાં. ત્યાં ઝાડો રોપવાં તે પણ હારમાં રોપવાં, સબબ કે જ્યાં વ્યવસ્થા (order) ત્યાં આબાદી.

(ઘ) પાણીને સ્વચ્છ રાખો. જેમ જન્દેરૂદ નદી પહાડમાંથી સ્વચ્છ નિકળેછે તેમ તેને સ્વચ્છ પસાર થવા દેવો. પાણીમાં નજીસાત ના નાખો.

(ઙ) પાણી મારે નેહરો બનાવો. વચમાંની ઝાડીઓ, બરૂઓ વિગેરેના અટકાવો અને અસ્વચ્છતા દૂર કરો.

(ચ) જ્યાં જમીન અને પાણી સ્વચ્છ, ત્યાં ખોર્શેદ જાણે સ્વચ્છ હવામાં પ્રકાશે અને ત્યાં જીંદગી અને જીંદગીની મુક્તિ અને આબાદી બરપા થાશે.

(છ) જ્યાં આવો સ્વચ્છતાનો સર્વ મામલો હોય, ત્યાં તમો રાતદાહડો મજુરી કરનારાઓ (you who are harassed from labour to labour) દિલાસો લેઓ, હિમ્મત ધરો. જ્યાં જગત સ્વચ્છ, ત્યાં આદમ જાણે ચકમકમાંથી ખુદાનું પ્રતિમા ખેંચી કાહાડે.

(જ) આતશ ખોર્શેદનો પ્રતિનિધિ છે. જ્યાં આતશ બળતો હોય ત્યાં ખુશીથી નજર કરો. ત્યાં રાત રોશન પસાર થાયછે, અને તન આરામ મેલવેછે.

(ઝ) ઘરમાં ખાણું પકાવતો આતશ, સુર્યની રોશનીથી પાકત થયલી વનસ્પસ્તીમાં અને જાનવરોમાં જેબી કાંઇ કાચું હોયછે તેને રાંધી પાકત બનાવેછે.

(ટ) તમારૂં કંઇબી કામ કરો, તો તે ખુશીથી, તેમાં સંતોષ લેઇ કરો, કે તે સર્વમાં સુર્યનું મુળ છે, અને આતશની યાદ સમાયલીછે. (If you carry wood, do it joyully; for you carry the seed of the earthly sun. If you pluck pumbeh (cotton) you may confidently say: This will be made into a wick and bear the Holy.)

(ઠ) દરેક ચેરાગમાં તમે ચહડતી રોશની (a Higher Light) નું, ખુદાની રોશનીનું તત્વ જુઓ તો તમારી રાત ખુશ જાએ, અને તમો ખુશાલી સાથ બામદાદે ખોર્શેદ, જે જાણે ખુદાનું તખ્ત છે, તેને જુઓ.

(ડ) ખોર્શેદ જાણે આપણી હૈયાતીની બાદશાહી મોહોર (Imperial seal of our existence) છે; તે જાણે ખુદાની આરસી (Mirror of the Deity) છે.

(ઢ) જેન્દે રૂદ નદીના કિનારાને સલામ કરી તમો દેમાવન્દ પહાડ ઉપર ચહડો, કે જ્યાં ખોર્શેદ બામદાદે આવી પોંહોંચે છે અને ત્યાંથી તમોને આશીર્વાદ દેછે.

(ત) માણસ જો ધર્તિને ચાહતો હોય તો, તે, તે માટે સુર્યને આભારી છે. જો તે દ્રાક્ષના વેલાથી ખુશી થાતો હોય, તો તે માટે પણ તે સુર્યને આભારી છે.

શરાબ કેટલાકોને કોઇ ભલાં કામ માટે ઉતેજન આપનાર (incentive) છે, તેમ તે ઘણાકોને બુંડાં કામ તરફ લેઇ જાયછે અને ગુંગળાવે છે. તે વધારે પીવાય તો તોટરા બોબરા કરેછે. તે મધ્યમસર પીવાય તો ખુશ અને ગાણું ગાતા કરેછે. મતલબ કે શરાબનો પણ માણસજાત ચાહે તો સારો ઉપયોગ કરે, ચાહે તો ખરાબ ઉપયાગ કરે.

ગેએદેના શરાબ બાબેના આ ઇરાની વિચારો આપણે એક પેહેલવી પુસ્તકમાં જોઇએ છિએ, કે જેમાં લખેછે કે હદસર શરાબ પી માણસ હુમત, હુખ્ત અને હુવર્શત તરફ ઢળે અને ભલા વિચારો, વચનો અને કામો માટે ઉલટ લેઇ શકે. તે હદે જાણે શરાબ પીવો હલાલ છે. પણ જો તે હદબહાર પીને માણસ

દુશ્મત, દુજુ.ખ્ત અને દુજ્વર્સ્તં, બૂરા વિચારો, વચનો અને કામો કરે તો તે હરામ છે.[1]

**ગોએઠેના કદીમ પારસીઓ બાબેના વિચારો**—ગોએઠેનું પારસી નામુ તેના વિચારો માટે તુરત બરાબર સમજ પડે નહિ, તે કાજે ગોએથેનું પારસીઓ બાબેનું બીજું ગદ્યમાં લખાયલું લખાણ સાથે સાથે વાંચવું જોઇએ. તે તેણે "નોંધ અને ચરચા" (Noten und Abhandlungen i. e. Notes and Discurssions) એવે મથાળે લખ્યું છે. ઝેવીઅર્સ કોલેજવાળા ફાધર હોમેલે મેહરબાની કરી મારી અરજ ઉપરથી તેનો અંગ્રેજીમાં તરજુમો કર્યો છે. તે હું અતરે આપુંછું. તેના અસલ અંગ્રેજી તરજુમા માટે મારા ઉપર જણાવેલા અંગ્રેજી વિષયનો હવાલો આપુંછું. ગોએઠેની આ નોંધોમી સાથે સાથે એનું પારસી નામુ સમજતાં આપણે જોઇએ છિએ કે તેમાં ત્રણ મુખ્ય બાબતો છે, અને તેમાં પણ મુખ્ય બાબત ત્રીજી છે. આ ત્રણ બાબતો નીચલી છે—

૧. ખોર્શેદની સેતાયશનું ચહડયાતાપણું. આતશની સેતાયશ તેનો એક ભાગ છે યા તેની બદલી છે.

૨. સ્વચ્છતા, શારીરિક અને મનની જાલવવી જોઇતી સ્વચ્છતા.

૩. માણસે, જેબી હાલતમાં પોતે મેલાયો હોય તે હાલતમાં, ઉદ્યોગ, ઉલટ, ઉમંગ અને પ્રમાણીકપણાં સાથે કામ કરવાની જરૂર.

**ગોએઠેની "કદીમ પારસીઓ" બાબેની "નોંધો" (Notes) નામનાં લખાણનો તરજુમો**—હું ગોએઠેનાં એ બાબેનાં લખાણનો અતરે ગુજરાતી તરજુમો, તેનો અંગ્રેજી તરજુમો, જે મારે માટે મેહરબાની કરી ફાધર હોમેલે કીધો હતો, તે ઉપરથી આપુંછું. તેનો ખુલાસો બરાબર સમજ પડે માટે જ્યાં જરૂર દિસેછે ત્યાં હું મારા તરફથી પાના હેઠલ ફુટ-નોટ યા સમજ આપુંછું.

### "કદીમ પારસીઓ."

"કુદરતને નેહાળવી, એ અસલી પારસીઓની સેતાયશનો પાયો હતો. દાદારની સેતાયશ કરતાં તેઓ ઉગતા ખોર્શેદ તરફ, તેને આપણી ઉપર અસર કરનારા એક મોટા કુદરતી બનાવ તરીકે ગણી, ફરતા. તેઓ મનમાં કલ્પતા, કે તે (ખોર્શેદ) માં તેઓ ખુદાતાલાનું તખ્ત જોતા, કે જે તખ્તની આજુબાજુ નુરમંદ ફરેસ્તાઓ ફરી વળ્યા હતા. આ ઉંચે દરજજે ચહડાવનારી સેતાયશ (elevating worship) નો ઠાઠમાઠ દરેક જનની, ઘણા ગરીબમાં ગરીબની, પણ તાકાત (યા પોંહોચ reach) માં હોય એવોછે. એક મુફલેશ, પોતાનાં ઝુપડાંમાંથી બાહર પડે યા એક લડવૈયો પોતાનાં તંબુ

---

૧. અસલ ઈરાનીઓમાં શરાબના ઉપયોગ બાબે જુઓ મારો વિષય Wine among the Ancient Persians.

માંથી બાહાર પડે, કે તુરત તે (ખોર્શેદને નમી) મોટામાં મોટું ધર્મી કામ કરી શકે.[1] એક નવાં જન્મતાં બાલકને (ખોર્શેદનાં સુંદર) આવાં કિરણોમાં આતશનું પવિત્ર જલ-સંસ્કાર (baptism) આપવામાં આવતું,[2] અને એક પારસી પોતાનાં સર્વ કામોમાં પેલા મોટા તેજસ્વી પદાર્થ (The great Luminary એટલે ખોર્શેદ) ને આખો દાહડો, અને આખી જીંદગી સુધી પોતાની સાથે અને સાથે જોએછે. ચંદ્ર અને સેતારાઓ રાતને રોશન કરેછે. તેઓ પણ (આકાશની દૂર) અનંત જગ્યામાં હોવાને લીધે પોહોંચી શકાય તેટલી હદમાં નથી. (પણ) એથી ઉલતું આતશ, પોતાની બનતી શક્તિ પ્રમાણે, રોશની અને ગરમી આપતો માણસજાતની બાજુએ અને બાજુએ ફરતો ફરેછે. આ સબબે (ખોર્શેદના) આ પ્રતિનીધિની હજુરમાં બંદગી ભણવી અને તે મારફતે અનંત (Infinite) ની જેબી કાંઇ લાગણી થાય, તેને નમવું, એ એક સુંદર અને પવિત્ર ફરજ થઇ પડેછે. સુર્યનાં એક નુરમંદ સુર્યોદય કરતાં બીજું કાંઇપણ વધારે પાક હોતું નથી; અને આતશો પણ પવિત્ર અને ખોર્શેદના જેવા (મન ઉપર છાપ મારતા) રહે એમ જો કરવું હોય, તો આતશોને તેવીજ (એટલે ઉગતા સુર્યનાં જેવીજ) પાકી જગીથી રોશન કરવા જોઇએ, અને રોશન જાળવી રાખવા જોઇએ.

"કુદરતના આ ઉમદા અને પાક ધર્મને એક સંયુકત (intricate) સેતાયશનું રૂપ આપવામાં જરથોશ્ત પેહલો દિસેછે.[3] મનની બંદગી (mental prayer) જે સર્વ ધર્મોને પોતામાં સમાવેછે, અને જે સર્વ ધર્મોથી બાહાર છે, અને જે ફકત થોડા ખાસ ચહડયાતા પુરૂષોના સંબંધમાં તેઓની આખી જીંદગીમાં કાર્ય કરતી રહેછે, તે ઘણા માણસોના સંબંધમાં કોઇ ચોક્કસ ઘડીની ઉલટબરી

---

૧ ખ્રિસ્તિ દેવલોમાં, મોટી ગંભીર ક્રિયા વખતે, પાદરીઓના પોષાક વિગેરેનો મોટો ઠાઠમાઠ અને દમામ કરવામાં આવેછે કે તે સાથની ધાર્મીક ક્રિયા પુંજારીઓનાં મન ઉપર ગંભીર દબદબાભર્યો છાપ મારે. પણ સાએર કહેછે, કે જાણે પારસીઓને એવા દોરદમામના મોટા દેખાવોની, યા ઠાઠમાઠ અને ભપકાની જરૂર નથી, સબબ કે સવારના પોહરમાં નુરમંદ ખોર્શેદ, જેની તેઓ સેતાયશ કરેછે, તે પોતે ઠાઠમાઠ સાથે સુંદર ઉગી મન ઉપર છાપ મારેછે. તેવો છાપ મેલવવા માટે કોઈને દૂર જવું પડતું નથી. એક ગરીબમાં ગરીબ પણ પોતાનાં ઘરનાં ઉંબરથી બાહાર નિકળતાં ઉગતા ખોર્શેદને જોઈ તે છાપ મેળવેછે.

૨. એટલે ખ્રિસ્તિ બાળકોને જનમતાં દીનમાં દાખલ કરવા માટે દેવલમાં લેઈ જઈ પવિત્ર પાણીનો સંસ્કાર યા સ્નાન કરવું પડેછે, તેમ અસલી પારસીઓમાં નહિ હતું. ખોર્શેદ અને આતશની સેતાયશ કરનારા એ પારસીઓ નવાં જનમતાં બાળકને ખોર્શેદનાં કીરણોમાં ધરે, તો તે પવિત્ર આતશ, જે રોશનીના મુળ ખોર્શેદનું પૃથ્વિ ઉપર નજરે પડતું રૂપ છે, તેનું સ્નાન આપવા બરાબર હતું.

૩. એટલું ચોક્કસ છે, કે પેગમ્બર જરથોસ્તે આતશની પુરાની સેતાયશને પોતાની દીનમાં કાયમ રાખી તેને ચહડતી હાલતે મેલી. પણ આતશકદેહોમાં આતશની સ્થાપના વેળાની હાલની ક્રિયા, જેને ગોએઠે સંયુકત કહેછે, તેને ખુદ જરથોસ્તનાં નામ સાથે ગોએઠે ચોકસ રીતે જોડતો નથી, પણ ફકત કહેછે કે તે તેમ જોડાવલી દિસેછે.

અને દીલ જીતનારી લાગણી તરીકે રહેછે.[1] પણ જ્યારે એ પણ બીમાલુમ થઇ જાયછે,[2] ત્યારે માણુસ પોતાની હાલતે પાછો આવેછે, અને ત્યારે તે નહિ એવી હાલતમાં હોતો કે સંતોષ પામે યા (ધામીર્ક મનના વિચારોથી) રોકાયલો રહે અને તેથી તે અંનત કંટળાભરેલી હાલતમાં આવી પડેછે.[3]

આ કંટાળાભર્યા અરસાને પવિત્રતા અને સ્વચ્છતાની ક્રિયાઓથી ભરવો, આગળ અને પાછળ ચાલવું, સેજદો કરવો અને નમવું, એ ધર્મગુરૂઓની ફરજ અને તેઓની આવક ગણાયછે.[4] સદીઓ બાદ, એ ધર્મગુરૂઓ પોતાના પેશાને સંખ્યાબંધ નાની બાબતો ઉપર ઉતારે છે. જે ઘણી ઉગતા સુર્યની અસલી બચ્ચાં જેવી (સાદી) સેતાયશથી (શરૂ કરી) ગબરોની (પાછલી) નાદાની, જે હાલમાં પણ હિંદુસ્તાન (ના પારસીઓ) માં જોવામાં આવેછે, તે સુધીની (સર્વ બાબતોની) ઉતાવળી તપાસ લેશે, તો તે આગળાંમાં (એટલે અસલી ખોર્શેદની સેતાયશમાં) એક તાજગી પામેલી પ્રજાને જોશે, કે જે બરી બામદાદને નમન કરવા ઉંઘમાંથી બીદાર થાયછે, અને પાછલાંમાં (એટલે પાછલા ગબરો યા પારસીઓમાં) એક પાછળ પડેલી પ્રજા જોશે, કે જે વખતના જાણે સાધારણ કંટાળાને (એક પ્રકારના) ધાર્મીક યા પરહેજગાર કંટાળાથી દૂર કરવાની કોશેશ કરેછે.[5]

"ગમે તેમ હોય, પણ આ બાબત ઉપર ધ્યાન આપવાની અગત છે, કે કદીમ પારસીઓ ફકત આતશનીજ સેતાયશ કરતા નહિ હતા. તેઓની દીન સર્વ તત્વોનાં દરજજા યા મોટાઇ (dignity of all elements) ઉપર રચાઇછે,

---

૧. એટલેકે થોડા ચહડતી શક્તિનાં માણસો "મનની બંદગી", કોઈ ધામીંક ક્રિયા સાથે યા ક્રિયા વગર, કરતા રહી પોતાની આખી જીંદગીને તેથી રૂપ આપેછે. બાકી મોટો ભાગ તો કોઇ ચોકસ ઘડીઓ, જયારે તેઓને અત્યંત ભલી પ્રેરણા થાય, ત્યારે કોઈ કોઈ વખતે એવી બંદગી કરેછે.

૨. એટલે જયારે "મનની બંદગી" થતી નથી, અને ફકત ક્રિયા ઉપરજ ધ્યાન જવાયછે ત્યારે માણુસ પોતાની અસલી ઉતરતી હાલતે પાછો જાયછે.

૩. ગોએઠે ક્રિયા કરતાં મનની બંદગી (mental prayer) ને ઘણું વજન આપેછે. તે કહેછે કે ઘણાં થોડાકો મનને ખીલવી એવી બંદગીથી પોતાની આખી જીંદગીને રૂપ આપેછે. ઘણાકો ફકત કોઈ કોઈ વખતે ઉલટ અને પ્રેરણાં લેઈ એવી "મનની બંદગી" કરી તેનો ફાયદો મેળવેછે. પણ જયારે આ પાછલા પ્રકારનું પણ નથી હોતું, એટલે માણુસો કોઈ કોઇ પ્રસંગે પણ મનને ચહડતું કરી મનની ઉમદા બંદગી કરતા નથી, ત્યારે એવી ઉમદા હાલત વિનાની બંદગી યા ક્રિયામાં કસ રેહતો નથી, અને તે કંટાળાભરેલી ક્રિયા થઈ પડેછે.

૪. ગોએઠે, અંહી બરષ્નુમની લાંબી ક્રિયા, જેનું વંદીદાદમાં લાંબું વર્ણન છે, તેનો એશારો કરતો દિસેછે અને ધારેછે કે એ પાછળથી ધર્મગુરૂઓએ દાખલ કીધી હોય. એ ક્રિયાઓનો કેટલોક ભાગ તો હાલમાં પણ મેલી દેવાયલોછે. ગોએઠે ખોર્શેદની સાદી સુતરી સેતાયશને સ્તુતિપાત્ર ગણી એવી સંખ્યાબંધ ક્રિયાઓને ઓછી વજનદાર ગણેછે.

૫. એટલે અસલી ઈરાનીઓની ખાલેસ સેતાયશમાં પાછળથી ક્રિયાનું હદબાહાર તત્વ દાખલ થયલુંછે.

સબબ કે તે તત્વો ખુદાની હૈયાતી અને શક્તિને પ્રદર્શિત કરી જાહેર પાડેછે. આ સબબે તેઓમાં પાણી, હવા અને જમીનને નહિ બીગાડવા કાજે પવિત્ર ધારતી રહેછે. માણસજાતની આજુબાજુ અમલ કરતાં સર્વ કુદરતનાં બળો (natural forces) તરફનું આવું માન, દરેક વ્યવહાર સંબંધી નેકી (civic virtue) તરફ આપણને લઇ જાયછે.[૧]

“ધ્યાન, ચોખ્ખાઇ, કોઇ બાબત પાછળનો ઉદ્યોગ (એવી પાકી પરહેજગારી જાલવવાની તબેથી) ઉત્તેજન પામેછે અને ખિલેછે (Attention, cleanliness, application are stimulated and fostered). જમીનની ખેડણી યા ખેતી (ના વિચાર) નો પાયો પણ એ ઉપર રચેલો હતો. એક હાથ ઉપર તેઓ નદીનાં પાણીને ખરાબ કરતા નહિ,[૨] અને બીજા હાથ ઉપર તેઓ પાણીના સંભાળભર્યા ઉપયોગ સાથે નેહરોને ખોડતા અને તેઓને સાફ રાખતા. આ નેહરોનો ચકરાવો જમીનને ફળદ્રુપતા આપતો, તે સબબે રાજ્ય મુલકની ખેતી તે વખતે દસગણી વધારે હતી. જેબી કોઇ ચીજ (યા કામ) ઉપર સૂર્ય સુંદર પ્રકાશતો, તે તરફ ઘણીજ ઉળટથી લાગવામાં આવતું અને બીજી કોઇ ચીજ કરતાં દરાક્ષના વેલા, જે ખોર્શેદનું માનીતું ફરજંદ ગણાતું, તેની વધારે સારી ખેતી થાતી હતી.[૩]

“પોતાનાં ગુજરેલાંઓને ઠેકાણે પાડવાની એઓની વિચિત્ર રીતિ, પવિત્ર મૂળ તત્વોને ખરાબ નહિ કરવા મારેની તેઓની અત્યંત કાળજીને લીધેછે. મ્યુનીસીપાલ પોલીસ પણ એવાજ નિયમો ઉપર કામ કરેછે. મોહલ્લાઓને સ્વચ્છ રાખવા એ એક ધર્મની બાબત ગણાતી, અને હાલમાં પણ, જ્યારે

---

૧. ગોએઠેનો આ વિચાર ઘણો બરહક છે. શારીરિક સ્વચ્છતા, પવિત્રાઇ, પાકીજગી, અશોઈ, પરહેજગારી, એ સર્વ શારીરિક તંદરોસ્તી અને તેના ફાયદા લાવવા ઉપરાંત, માનસિક, નીતિમાન સ્વચ્છતા, પવિત્રાઈ, પાકીજગી, અશોઇ પરહેજગારીની ઉપમા યા નિશાણી (Symbol) પણ છે. એવી નિશાણી તરીકે તે ઘણું ભલું ભાન આપણને આપે. દીની રેવાજોએ ફર્માંવેલી સ્વચ્છતાને જાળવવાની ઘટતી હદસરની સમજદાર તબે, એક જાતની કવાયદ (discipline) શિખવેછે, જે કવાયદ આપણને સર્વ વ્યવહારૂ નેકીઓના માર્ગ ઉપર મેલેછે. કોઈ ના-પાક ચીજથી યા નસાથી યા નજીસાતથી આતશ, હવા, પાણી જેવાં અનાસરોને દૂર રાખવાની તબેએ આપણને મનની સ્વચ્છતા, મનની પાકીજગીના માર્ગ ઉપર મેલવાં જોઈએ, કે રખેને કોઈ ના-પાક વિચાર પણ આપણાં મનમાં દાખલ થાય.

૨. આ વંદીદાદનાં ફર્માનોનો એશારો છે, કે જેમાં ફર્માવ્યુંછે, કે પાણીમાં નસો પડયો હોય તો એક જરથોસ્તીએ પાણીમાં ઉતરીને કાહડવો; હીરોડોટસ (બુક ૧ બા. ૧૩૮) અને સ્ટ્રેબો (બુક ૧૫ બા. ૩ ફ. ૧૬) ઈરાનીઓની પાણીની એ સંભાળ માટે બોલી જાયછે. પાણીને સ્વચ્છ જાળવવાના ખ્યાલથી આર્મીનીઆના જરથોસ્તી પાદશાહ તીરીડાટીસે (તીરદાદે) રોમન શાહાનશાહ નીરોની દરબારમાં, દર્યાં ઓળંગીને જવાને, આનાકાની દેખાડી હતી. (તેસીટસ, The Annals બુક ૧૫).

૩. હીરોડોટસ પ્રમાણે ઇથ્યોપિયાના રાજાએ કેમબાઈસીસના એલચીઓ આગળ ઇરાનના શરાબની સ્તુતિ કરી જણાવ્યું હતું, કે ઈરાનીઓના લાંબા આવરદા આવા શરાબને લીધે હતા.

ગબરોને હાંકી કાહડવામાં, દેશનિકાળ કાહડવામાં અને ધિક્કારવામાં આવેછે, અથવા તો ઘણામાં ઘણું તેઓને કોઇ ગામડાંના ખરાબ ખુણાઓમાં છાંપો આપવામાં આવેછે, ત્યારે પણ એવું બનેછે, કે એ (પુરાની ઇરાની) ધર્મને પાળનારો પુરૂષ મરતી વખતે (વસિયતથી) કોઇ ચોકસ રકમ આપી જાયછે, એવી મકસદે કે, તેમાંથી શેહરનો કોઇ મોહલ્લો તુરત સંપુર્ણ રીતે ગલીચાઈ કાહડી નાખી સાફસુફ કરવામાં આવે. બનવાજોગ છે કે આવા પ્રકારના (સ્વચ્છ રીતે) રેહવાના સબબે, અને વ્યવહારૂ સેતાયશ[1] ને સબબે, (ઇરાનમાં) નહિ મનાય એવી (મોટી) વસ્તી ઉત્પન્ન થઇ હતી કે જે માટે તવારીખ (નાં પુસ્તકો) ગવાહી આપેછે.[2]

"આવી નાજુક (યાને માયાલુ અથવા સર્વને જીવની માફક તપાસનાર) દીન, જેનો પાયો, ખુદા તેનાં નજરે પડતાં કામોમાં સર્વ-વ્યાપક છે, તે તત્વ ઉપર રચેલોછે, તે (તેને માનનારાઓની) નીતિ ઉપર ખાસ અસર કર્યા વગર રહે નહિ. તેનાં મુખ્ય સ્વત સિદ્ધ અને નકારના ફર્માનો[3] તરફ જુઓ. (દાખલા તરીકે નકાર એટલે નહી કરવાજોગ કામો બાબેનાં ફર્માનો નીચલાં છેઃ) જુઠું નહિ બોલવું, કરજ નહિ કરવું, નીરોપકારી નહિ થવું, એવાં ફર્માનોની રૂડાં ફળ ઉત્પન્ન કરવાની અસર દરેક નીતિ-ઉપદેશક અને સન્યાસી તબેહનો શિક્ષક સેહલાઇથી સમજી શકશે.[4] ખરેખર જોતાં તો પેહેલાં ન-કાર ફર્માનમાં બીજાં બે અને બીજાંઓનો સમાવેસ થાયછે, સબબકે તેઓ જુઠાં અને બિવચનપણાંમાંથી બરપા થાયછે. સંભવીત દિસેછે, કે એજ સબબે, આહરેમન (devil) માટે પુર્વમાં "હમેશનો જુઠો" એજ રીતે ફકત એશારો કરવામાં આવેછે.

"પણ આ દીન ચિંતન તરફ વળાણ લઇ જાયછે, તે સબબે, આ સંભવીક છે, કે તે નામર્દી યા નબળાઇ તરફ લઇ જાય. તેઓના લાંબા છુટા ધીલા પોષાકમાં સ્ત્રી સ્વભાવની ખાશિએતોની કોઇક નિશાંણી ખચીત દિસેછે. પણ (તેવી વલાંણ સામે) તેઓની રીતભાતો અને સંસ્થાઓમાં એજ મજબુત રક્ષણનું સાધન છે. તેઓ સુલેહના વખતમાં અને સાધારણ જીંદગી ગુજારતાં પણ હથ્યારો રાખતા હતા, અન બનતી દરેક રીતે તેઓ હથ્યારનો ઉપ્યોગ કરવાની તબે રાખતા હતા. તેઓમાં ઘણી ચતુર અને ઝડપી (ઘોડાની)

---

૧. દીનનાં ફર્માન પ્રમાણે પોતાની અને મોહલ્લા યા શેહરની સફાઇસુઘડાઈ જાળવવી, તેને ગોએઠે એક રીતની "વ્યવહારૂ સેતાયશ" યા બંદગી ( practical worship ) ગણેછે.

૨. વંદીદાદની બીજી ફર્ગર્દ પ્રમાણે શાહ જમશેદનાં રાજ્યમાં ત્રણ ત્રણ મરતબે વસ્તી વધી જવાથી એ પાદશાહને નવી જમીન ઉપયોગમાં લેવી પડી હતી. એ વનદરોશવીના કાનુન મુજબ એવું શેહર સ્થાપવાને સબબે હતું.

૩. Positive and negative commandments, એટલે "ફલાણું રવા છે અને જરૂરનું છે તે કરવું જોઇએ, અને ફલાણું નારવા છે માટે ન હ કરવું જોઇએ," એવા પ્રકારનાં ફર્માનો.

૪. હીરોડોટસ ( બુક ૧ બા. ૧૩૮ ) અસલ ઇરાનીઓ માટે બોલતાં કહેછે કે "જુઠાંથી ઉતરતું ( નામોશીભર્યું ) કામ કરજ કરવાનું છે."

સરતનો રેવાજ હતો. વળી તેઓની રમતગમતો, દાખલા તરીકે, મોટાં રમવાનાં મેદાનોમાં ચોગાંન અને દડાથી જે રમત તેઓ રમતા હતા તે, તેઓને ગુમવાળા, જોરાવર અને ચપળ બનાવતી; અને કઠણ છાતીવાળા સેપાહોની જે ટુકડીઓ ઉભી કરવામાં આવતી, તે તેઓમાંથી દરેકને, એકેએકને, તેઓનાં શાહનાં હોકમ અને ફર્માંન પ્રમાણે ચાલનારા પેહલવાનો બનાવતી.

"(થોડાક) પાછા ફરી તેઓની ધાર્મીક લાગણી બાબે આપણે વિચાર કર્યે. શરૂઆતમાં, જાહેર સેતાયશ (Public worship) ની હદ થોડા આતશોના સંબંધમાં જાળવી રખાઇ હતી, અને તેજ સબબે તે ઘણી માનવંતી ગણાતી હતી. ત્યારપછી તેઓનાં માનવંત ધર્મ ગુરૂ મંડળે તેને વધારે અને વધારે જ્યાદે કીધી અને તે રીતે (પવિત્ર) આતશોની સંખ્યા ઘણી મોટી થઇ. જ્યારે એકમેકને માફક નહિ આવે એવા સંબંધો હમેશનાં ઉત્પન્ન થાય, ત્યારે કુદરતી છે કે કોઇ ચોકસ વખતે આત્મિક સત્તા (Spiritual power) સંસારિક યા રાજ્ય કાર્યની સત્તા (temporal power) ની સામે બળવો ઉઠાવે. પેલો ઢોંગી સ્મર્ડીંસ જેણે એમ (ઇરાનનું) રાજ્ય લેઇ લીધું, તે એક ધર્મ-ગુરૂ હતો અને તેને તેના ભાઇબંધોએ ચહડતી હાલતે ચહડાવ્યો હતો અને ટેકો આપ્યો હતો, તેનો દાખલો બાજુએ રાખતાં, આપણે જોઇએ છિએ, કે ઘણી વખતે ધર્મ ગુરૂઓ રાજકર્તાઓને જોખમભર્યા થઇ પડયા હતા.[1]

"સિકંદરના હુમલાએ એ (ઇરાની) ઓને વિખરી નાખ્યા હતા. તેની પછી આવનારા પાર્થિયન રાજકર્તાઓએ તેઓ તરફ કોઇ મેહરબાની દેખાડી નહિ હતી; તે છતાં પારસીઓ પોતાનાં ધર્મમતોને વલગી રહ્યા અને જેબી પાદશાહ એ મતોનો અનાદર કરતો તેઓની સામે તેઓ થતા. આ સબબે, જ્યારે ખુસ્રુ પેલી ખુબસુરત ખ્રિસ્તિ બાનુ શીરીન સાથે શાદીનાં ગાંઠમાં જોડાયો, ત્યારે બન્ને બાજુઓમાં એકમેક સામે દરેક રીતે અતિઘણો અભાવ ઉત્પન્ન થયો.[2]

---

૧. સ્મર્ડીંસ, એક માજી યાને મોબેદ યા ધર્મગુરૂ વર્ગનો ગણાતો. તેણે શાહ કેમ્બાઇસીસ, જેનું રાજ્ય કોઈક રીતે નાપસંદ થયું હતું, તેના વખતમાં પોતાના બીજા માજીઓની મદદ સાથે બળવો ઉઠાવ્યો હતો અને ઈરાનનું રાજ્ય લેઈ લીધું હતું. તેના અને તેની સાથના માજીઓના હાથમાંથી દારાયસે તે પાછું લઈ લીધું હતું. આ ગેઓઁકે કહેછે તેમ એક પ્રકારના ધર્મગુરૂઓની આત્મિક (spiritual) સત્તા અને સંસારીક (temporal) યા રાજ્યકાર્યની રીતો વચ્ચેનો ઝઘડો હતો.

૨. પોતાનો જરથોસ્તી પાદશાહ ખુસ્રુ, રોમનાં ખ્રિસ્તિ શાહાનશાહ મોરીસની બેટી મેરીયમ, જેનું સાસરેનું નામ શીરીન હતું, તેની સાથે પરણ્યો, તે ઈરાની દરબારીઓને પસંદ પડયું નહિ. વળી શાહ પોતાના ખ્રિસ્તિ સસરાએ લગન વખતે ભેટ આપેલો ઝભો પેહરી દરબારમાં આવતો, ત્યારે તેઓ ઘણા ગુસ્સે થતા હતા, સબબ કે તે ઝભા ઉપર ક્રોસ અને એવી બીજી ખ્રિસ્તિ નિશાણીઓ હતી. વળી એક વખતે રોમના શાહાનશાહનો એલચી જે ખુસ્રુનો સાલો થતો હતો, તે ઈરાની દરબારમાં આવ્યો, ત્યારે તેનાં માનમાં આપેલાં ખાણાં વેળા એક ઈરાની ઉમરાવ ધારા પ્રમાણે પાદશાહી મેજ ઉપર બસંમ સાથે બાજ ધરવા ઉઠયો. તે વેળા પેલા ખ્રિસ્તિ એલચીએ વાંધો ઉઠાવ્યો કે એક ખ્રિસ્તિ એલચીની હાજરીમાં જરથોસ્તી ક્રિયા નહિ કરવી જોઈયતું તે ઉપરથી ઉઠેલો ઝઘડો શીરીન બાનુની શાંત પાડયો હતો.

શેવટે પારસીઓ આરબોને હાથે હમેશ માટે દેશનિકાળ થયા અને હિંદુસ્તાન તરફ હંકરાયા, તેઓમાંથી અને તેઓના વિચારવાળા (mental followers) માંથી જેઓ ઇરાનમાં રહ્યા તેઓને આજ સુધી ધિક્કારવામાં અને અપમાન કરવામાં આવેછે. હાકેમોનાં ફાંટા પ્રમાણે, કોઇ વખ્ત તેઓ તરફ સહનશીલતા દેખાડવામાં આવેછે, તો કોઇ વખ્તે તેઓને હેરાન કરવામાં આવેછે. તે છતાં આ દીન, તેની અસલ સ્વચ્છતામાં અંહીતંહી, 'બુઢા પારસીનાં વસિયતનામા'માં એક સાએરે કેહવા પ્રમાણે, કોઇ વેરાન ખુણાઓમાં પણ હજુર ચાલુ છે.

"આ બાબતમાં શક જવલેજ હોય, કે જમાનાઓ દરમેઆન આ દીનથી ઘણું ભલું થાયુંછે, અને પુર્વના મુલકના પશ્ચિમ ભાગ ઉપર, જે ચહડતા પ્રકારનો સુધારો ફેલાયો હતો, તેનાં મુળનો સંભવ તેમાં હતો. તોપણ કેમ અને કયાંથી એ સુધારો પંથરાતો હતો, તેનો ખ્યાલ આપવાનું ઘણું મુશ્કેલ છે. ઘણા લત્તાઓમાં, ઘણાક શેહરો, જીંદગીની ચપળતાનાં મધ્યબીંદુઓ તરીકે, વિખરાયલાં હતાં (તેઓ મારફતે હોય); પણ મને જે ઘણુ અજબ દિસેછે, તે આ કે હિંદુસ્તાનનું નુકસાન આનનારી મુર્તિપુજાનું પડોશીપણું આ દીન ઉપર કાંઇપણ અસર કરી શકયું નથી. અજબ જેવું આ છે, કે બલખ અને બામ્યાનનાં શેહરો જોકે ઘણાં પાસે પાસે છે, તોપણ આપણે જોઇએ છિએ કે જ્યારે પાછલાં એટલે (બામ્યાન શેહર) માં મોટા કદનાં કધંગા પુતળાંઓ બનતાં અને પુજાતાં, ત્યારે આગલાં (એટલે) બલખ શેહરમાં પવિત્ર આતશના આતશકદેહો ચાલુ રહેતાં.[1] પેહેલાં (બામ્યાન) માં મોટાં મથો બરપા થયાં ત્યારે પાછલાં (બલખ) માં સંખ્યાબંદ મોબેદો ભેગા મલી રહેતા. આ (ઇરાની) સંસ્થાઓની રચના કેવી કીર્તિવંત હશે, તેનો ખ્યાલ ત્યાંથી આવેલા અદભુતશકિતના માણસો ઉપરથી માલમ પડેછે. તેઓમાંથી બર્મેકાઇડ (Barmekides) નું વંશ ઉભું થાયું, કે જેઓ ઘણો લાંબો વખત સુધી રાજ્યના નોકરો તરીકે, તે વખત સુધી આબાદ રહયા હતાં, કે જે વખતની સેવટે આપણા જમાનામાં, એક વંશની બાબતમાં બન્યું તેમ, તેઓને ઉખેડી નાખવામાં અને હાંકી કાહડવામાં આવ્યા."

**ગોએઠે મુજબ પુરાણી પારસી દીનનાં ત્રણ મુખ્ય શિક્ષણો—** ગોએઠેના ઉપર આપેલાં પારસીનામા ઉપરથી અને ઉપર આપેલી નોંધ અને વિવેચન ઉપરથી આપણાં પારસી પુસ્તકોમાં શિખવેલી કેટલીક બાબતો ઉપર આપણું ધ્યાન ખેંચાયછે. પણ તે સર્વમાં નીચલી ત્રણ મુખ્ય છે, જે ઉપર આપણે થોડોક વિચાર કરીશું.

---

૧. પ્રોફેસર મેક્ષમુલરે પણ એવો સવાલ એક વખત કર્યો હતો, કે લખો અને કરોડો બીજી દીનવાળાઓના વચ્ચે અને ખ્રિસ્તી મિશનરીઓનાં ખેંચાણ વચ્ચે, મુઠીભર પારસીઓ આજસુધી પોતાનો ધર્મ જાળવી રાખી શકયા એ એક અજાયબીની વાત છે.

૧. ખોર્શેદની સેતાયશ.

૨. કુદરતનાં અનાસરો, હવા, પાણી, જમીન, આતશને સ્વચ્છ રાખવાં. તેઓનો દરજ્જો યા ટેક (Dignity).

૩. દરરોજનું વ્યવહારૂ કામ બરાબર કરવું (The daily observance of heavy duties).

૧. **પેહેલું શિક્ષણ ખોર્શેદની સેતાયશ**—ગેઓકે અસલી ઇરાનીઓની ખોર્શેદની સેતાયશને વ્યવહારૂ, સાદી અને સુતરી જણાવેછે. તેમાં એક ગરીબમાં ગરીબ પુરૂષ પોતાનાં ગરીબ ઝુપડાંમાંથી, યા એક સાધારણ સેપાહ પોતાનાં તંબુમાંથી, સહવારના પોહરમાં બાહાર પડતાંને વાર રોશન આફતાબને પુર દમામમાં રોશન ઉગતો જોએછે, અને તેને નમી તેની સેતાયશ કરેછે. તે સેતાયશમાં તે પોતાના ખુદાની સ્તુતિ કરેછે. એઓમાં ખોદાતાલાની બંદગી માટે નથી કોઇ ખરચાળુ દબદબાભરી તૈયારીઓ જોઇતી, યા નથી કોઇ ખરચાળુ ક્રિયાઓ જોઇતી, યા નથી કોઇ મોટા ભપકાભર્યા ધર્માંજગો યા દેવળો જોઇતાં. તેઓ ખુર્શેદને જોઇ, કુદરતનાં મોટાં ચોગાનને કુદરતનું મંદીર ગણી ત્યાં પોતાના ખુદાને યાદ કરે. આતશ, ખોર્શેદનો આ ધર્તિ ઉપર પ્રતિનિધિ છે, તે પણ સાદી સેતાયશ સુચવેછે.

ગેઓકેના ખોર્શેદની સેતાયશની શ્રેષ્ઠા માટેના વિચારો બાબે અને તેને મલતા મોગલ પાદશાહ અકબરના શબ્દો બાબે વધુ વિગતે આગળ હું એકવાર બોલ્યોછું.[૧]

ગેઓકેના કુદરતની અને તેમાં ખોર્શેદની સેતાયશ માટેના શબ્દો, કે "તે સેતાયશ આપણને ચહડી પંક્તિના કરેછે", (The elevaling worship of the Parsis) આપણને પેલા જાણીતા અમેરીકન ક્રોડપતિ કાર્નેજીના શબ્દોની યાદ આપેછે, કે જે શબ્દો, પોતા તરફની પસંદગીના થોડાક સુંદર શબ્દો સાથે, સેમ્યુએલ લેંગે આપણ હજુર પોતાનાં એક પુસ્તકમાં રજુ કર્યા છે.[૨]

---

૧. જુઓ આ પુસ્તકનાં આગલાં પાનાંઓ, પા. ૪૮ થી ૫૪.

૨. આ અમેરીકન મુસાફર, બોંબેના કિનારા ઉપર એક પારસીને ખોર્શેદ સનમુખ બંદગી કરતો જોઇ લખેછે:—

"Fire was there in its grandest form, the setting Sun, and water in the vast expanse of the Indian Ocean outstreched before them. The earth was under their feet, and wafted across the sea; the air came laden with the perfumes of 'Araby the blest'. Surely no time or place could be more fitly chosen than this for liftingup the soul to the realms beyond sense. I could not but partcipate with these worshippers in what was so grandly beautiful. There was no music save the solemn moan of the waves as they broke into foam on the beach. But where shall we find so mighty an organ, or so grand an anthem.

"How inexpressibly sublime the scene appeared to me, and how insignificant and unworthy, of the unknown seemed even our cathedrals 'made with human hands,' when compared with this looking up through Nature unto Nature's God. I stood and drank in the serene happiness......which seemed to fill the air. I have seen many modes and forms of worship—

**૨. કુદરતી તત્વોની સ્વચ્છતા. તેઓનો ટેક, મોહોટાઈ યા દરજ્જો**—ગોએડેનાં પારસીનામાનો પેલો પરહેજગાર પીર પોતાની વસિયતમાં, જે એક બીજી બાબત માટે ખોર્શેદ અને આતશની સેતાયશના સંબંધમાં બોલેછે, તે કુદરતનાં મુળ તત્વો ગણાતા અનાસરો હવા, પાણી, જમીન, અને આતશને સ્વચ્છ રાખવાની અસલી ઇરાનીઓનાં આકીનની બાબત છે. આ બાબતને ગોએડે "મુળ તત્વોની મોહટાઇ યા દરજ્જો" (Dignity of all elements) તરીકે લેછે, અને તે આપણું ખાસ ધ્યાન ખેંચેછે. જમીન, પાણી, આતશને ગુજરેલાંની લાસ સપુરદ કરવી નહિ, પણ તેને માસહારી જાનવરોને સપુરદ કરવી, તેમજ એઓને કોઇપણ પ્રકારની નજીસાતથી સ્વચ્છ રાખવાં, એ માન્યતાને આ "તત્વોના દરજ્જા" ના ખ્યાલ સાથે સંબંધ છે. "બીડીની બદી" બાબે હું આગળ બોલ્યોછું. તે બદીના સંબંધમાં પણ તમો આતશની બાબતમાં એ તત્વોનાં દરજ્જાનો ખ્યાલ જોડી શકો. આતશ જેવા તે દાદારનાં કિમતી મુળ તત્વ ગણાતા નુરી પદાર્થને મોહમાં લઇ અપવિત્ર કરી તમો તેનો, જેને ગોએડે "દરજ્જો" કહેછે તે કમી કરોછો. એમ દરજ્જો જાળવી, તમો આતશ તરફ અને બીજાં અનાસરો, જેવાં કે હવા, પાણી, જમીન, એ તરફ માન જાળવો, તો માન જાળવવાની એ રીત અને તપે તમોને કવાયદમાં રાખી ભલા માર્ગ ઉપર મેલે અને તમારે હાથે નેકીઓ અખત્યાર કરાવે (Such respect for all natural forces that surround man leads to every civic virtue. Attention, cleanliness, application are stimulated and fostered).

અનાસરો તરફનાં માન માટેનાં અને તેઓનાં "દરજ્જા" માટેનાં ગોએડેના આ વિચારો આપણને મી૦ સેમ્યુઅલ લેંગનાં આવા કોઇક વિચારોની યાદ આપેછે કે જેમાં તે પણ કહેછે કે શરીર અને મનની પાકીજગીના ખ્યાલો આપણને આપણી વર્તણુક જોતાં કેટલાક ભલા માર્ગો ઉપર મેલેછે.[1]

---

some disgusting, others saddening, a few elevating when the organ peeled forth its tones, but all poor in comparison with this. Nor do I ever expect in all my life to witness a religious ceremony which will so powerfully affect me as that of the Parsees on the beach of Bombay" (quoted by Samuel Lang, in his Modern Zoroastrian, p. 220).

સેમ્યુઅલ લેંગ, કાર્નેજીના આ વિચારો સાથે એકદમ મળતો થઈ કહેછે કે:—

"I say Amen with all heart to Mr. Carnegie. Here is an ideal religious ceremony combining all that is most true, most touching and most sublime in the attitude of man toward the Great Unknown." (Ibid).

૧. In this respect, however, what I have called the Zoroastrian theory of religion affords great advantages. It connects religion with all that is good and beautiful, not only in the higher realms of speculation and of emotion, but in the ordinary affairs of daily life. To feel the truth of what is true, the beauty of what is beautiful, is of itself a silent prayer or act of worship to the Spirit of Light; to make an honest,

**અનાસરોના દરજજાનો ખ્યાલ અને તેઓની સ્વચ્છતાનો ખ્યાલ. પારસી અવલમંજલ પોહોંચાડવાની રીત**—અનાસરોના દરજ્જાના ખ્યાલને ગેઓકે વ્યવહારૂ રીતે સ્વચ્છતા, સફાઇ, સુઘડાઇ સાથે જોડેછે. અવસ્તાની જાણીતી કહેવત છે કે "માણસ માટે પવિત્રાઇ જન્મથીજ સારી છે" (યઓન્. દાઓ મષ્યાઇ અઇપિ જાંથેમ વહીશ્તા).[1] પ્રો૦ દાર્મસ્ટેટે પેલા કેહવત સમાન શબ્દોને યાદ કરેછે કે "સફાઇ સુઘડાઇ એ ફકત ધર્મિષ્ટપણાથી ઉતરતું છે," (Cleanliness is next to godliness) અને કહેછે કે એ કેહવત જરથોસ્તી છે, પણ એથી વધારે આ, કે જરથોસ્તી ધર્મમાં તો સ્વચ્છતા ખુદ ધર્મીષ્ટપણું છે.[2]

ગેઓકે પારસીઓની અવલમંજલ પોહોચાડવાની રીત માટે પારસી નામાંમાં પેલા પીરમરદને વસિયત કહેતો જણાવેછે કે "ગુજરેલાંઓનાં શરીરને જીવતાંઓને હવાલે કરજો" (એટલે જીવતાં માસહારી જાનવરોને ખાવા આપજો). તે આ રીતિને તેનાં વિચાર પ્રમાણે અસલી ઇરાનીઓનાં ખોર્શેદના અને સ્વચ્છતાના ખ્યાલ સાથે જોડેછે. તે પોતાની નોંધમાં આ રીતિને પણ અનાસરોને સ્વચ્છ રાખવાના ખ્યાલ સાથે જોડેછે, અને કહેછે કે મ્યુનીસીપલ પોલીસ પણ આ પ્રમાણે શેહરમાં સ્વચ્છતા રાખવાની કોશેશ કરેછે. તે વધુ કહેછે કે હાલમાં પણ ઇરાનમાં કોઇ જરથોસ્તી મરણ વેલા વસિયત કરેછે કે તેની પુંજીમાથી ચોકસ રકમ તેનાં શેહેરનો યા ગામનો ચોક્કસ ગંધીજો થયલો મોહલ્લો સાફસુફ કરવામાં ખરચવી.[3]

આપણે આપણી ૫) ઇંદ્રીઓ (senses) માટે બોલ્યે છિએ. પણ અસલી ઇરાનીઓનાં સફાઇ સુઘડાઇ બાબેનાં ઉમદા ખ્યાલ ઉપરથી એક લખનાર તો

---

earnest effort to attain this feeling, is an offering or act of homage. Cleanliness of mind and body, order and propriety in conduct, civility in intercourse, and all the homely virtues of everyday life, thus acquire a higher significance and any wilful and persistent disregard of them becomes an act of of mutiny against the Power whom we have elected to serve. Such moral perversion becomes impossible as that which in the Middle Ages associated filth with holiness, and adduced as a title to canonization that the saint had worn the same woollen shirt until it fell to pieces under the attacks of vermin (Ibid p, p. 223-24).

૧. વંદીદાદ ૫ર્ગર્દ ૧૦ ફ. ૧૮; યસ્ન ૪૮ ફ. ૫.

૨. "L'axiome 'Cleanliness is next to Godliness,' serait tout à fait zoroastrien, avec cette difference que dans le zoroastrieme 'Cleanliness' est une forme même de 'godliness'" (Zend Avesta II Introduction p. X).

૩. The strange mode of disposing of their dead is due to excessive care of not soiling the pure elements. The Municipal police too acts on these principles: Cleanliness of the streets was a matter of religion, and even at present......a dying follower of that religion bequeathes a certain sum in order that some street of the city may be cleansed forthwith and thoroughly.

કહેછે કે અસલી ઇરાનીઓને ૫) નહિ પણ ૬) ઇંદ્રીઓ હતી. તે છઠી ઇંદ્રી આ સ્વચ્છતા, સફાઇ સુધડાઇ માટેની હતી.[1]

**૩. દરરોજનું વ્યવહારૂં કામ**—ગોએઠે પોતાના પારસી નામામાં પેલા પરહેજગાર મરદને વસિયત કરતાં જે ત્રીજી અગતની બાબત જણાવેછે, તે આ કે દરેક માણસે, પછી ચહડતે દરજ્જેનાએ કે ઉતરતે દરજ્જેનાએ, પોતાની પુરતી શક્તિથી, પોતાનાં પુરતાં બળથી, ખુશી સાથે, નહિ કે કંટાલા સાથે, પોતપોતાનું દરરોજનું કામ ("the daily fulfilment of hard services") કરવું, એવી ભલી આશા સાથે, કે તેનાં સર્વ કામોનો સંબંધ ખુદા સાથે, તેના કોઇ નુરમંદ પદાર્થ યા અનાસર મારફતે છે. દાખલા તરીકે, એક લાકડાંનો ભારો ઉચકનારાએ પણ પોતાનું કામ એવા સંતોષ સાથે, એવાં મોટાં મનની ઉલટ સાથે કરવું, કે તેના લાકડાંમાં—લાકડાંની ઉત્પન્તીમાં—ખોર્શેદનો હાથ છે. તેથી લાકડાં ઉંચકવા વિગેરેનું કામ કરતાં તે ખોર્શેદ સાથે સંબંધમાં આવેછે. ખેતરમાં રૂ વિણનાર એક ગરીબે પણ એવા વિચારથી, એવી ઉલટથી, કામ કરવું, કે તેણે વિણેલો રૂ એક કાકરો બનાવશે, જે કાકરાથી એક ચેરાગ રોશન થશે, જે ચેરાગ ખુદાતાલાની રોશનીનું ભાન આપશે. પ્રોફેસર ડાઉસન કહેછે તેમ, એક શબ્દમાં કહયે તો, આ પેલા પીરમહમદની મુખ્ય વસિયત છે.[2]

બતીના આ કાકરા બાબેનો ગોએઠેનો દાખલો પેલી પેગામ્બર જરથોસ્ત અને તેના શાગેર્દ વચ્ચેની એક કહેવાતી વાતની યાદ આપેછે, કે જેમાં એક શાગેર્દ પેગામ્બર જરથોસ્તને કહેછે, કે તેણે તેને કોઇ ડહાપણ શિખવવું. જરથોસ્ત તેને પોતાનાં ઝુપડાંમાં લઇ જાયછે અને ત્યાં બળતો ચેરાગ દેખાડી અને પડોશમાં કોડીઆંમાં પડેલો એક કાકરો દેખાડી તે શાગેર્દને બીજો ચેરાગ સળગાવવા કહેછે. પેલો સાગેર્દ તે સળગાવા જાયછે. પણ ચેરાગ સળગતો નથી. ત્યારે જરથોસ્તને કહેછે કે તે સળગતો નથી. જરથોસ્ત તેનું કારણ તપાસવા કહેછે. તે કારણ આ કે કોડીઆંમાં પુરતું તેલ નથી. ત્યારે પેગામ્બર શિખામણ દેછે કે પોતાને હાથે તેલ પુરવું. તેમ તેલ પુરવા છતાં પણ કાકરો સળગતો નથી. કારણ તપાસતાં માલમ પડેછે કે કાકરો પાણીથી ભીણાએલો હોવાને સબબે સળગતો નથી. ત્યારે વધુ શિખામણ દેછે કે કાકરાને સુકવવો. સેવટે કાકરો સળગેછે, અને ચેરાગ રોશન થાયછે અને રોશની આપેછે. આ રીતે જરથોસ્તે સાગેર્દને શિખામણ દીધી કે "દરેકે પોતપોતાના કામ માટે કોશેશ કરવી જોઇયે, તેમ કરે તો તેનું કામ આસાન થાય."

---

૧. The Iranians had a cultivated sense for purity and decency; whatever has in the slightest degree anything impure, nauseous in itself, instils into them an unconquerable horror. This has a connection in part with the fact, that the impure is mostly even unhealthy and harmful, but in several cases the cause of the impurity does not allow of being traced back to that fact. Tho Iranians had in a certain measure a distinct sixth sense for the pure. "(Religion and Customs of the Persians and other Iranians, according to the Greek and Roman authors", translated from the German of Dr. Rapp by K. R. Cama, in his Zoroastrian Mode of disposing of the Dead" p. 19.)

૨. Prof. Dowson, Contemporary Review of July 1908. Vol. 94 p. 41.

## આપણી "નેમો આઓધ્યંહામ" ની ચારે દિશાની નેમાજવાળી બંદગી. તે ઉપરથી અહુર અને અહુર ત્કએષ બાબે થોડાક વિચારો.[1]

**અવસ્તા**—ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો.

(યજસ્ને હા. ૧ ફ. ૨૩; હા. ૧૨ ફ. ૧)

**અર્થ**—હું મજ્દયસ્ની જરથોસ્તી, દેવોની સામે થનાર (અને) અહુરના તરીકા પ્રમાણે ચાલનાર હોવાનો એકરાર કરૂં છું.

**અવસ્તા**—તૂમ ઉસ-જયંઘ્ન્હ, તુમ એરેજવો જરથુસ્ત્ર! ન્માનહે પોઉરૂષસ્પહે વીદએવો અહુર-ત્કએષો (યજસ્ને હા. ૯ ફ. ૧૩)

**અર્થ**—ઓ રાસ્ત જરથુસ્ત્ર! તું પોઉરૂશસ્પનાં ઘરમાં દેવોની સામે થનાર તરીકે, અહુરના તરીકા પ્રમાણે ચાલનાર તરીકે પેદા પડયો.

**અવસ્તા**—જરથુશ્ત્રહે સ્પિતામહે ઇધ અષઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે... યો......ફ્રઓરેનત મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વીદએવો અહુર-ત્કએષો, યો પઓઇર્યો સ્તોઇશ અસ્તવઇથ્યાઓ વાચેમ અઓખ્ત વીદોયુમ અહુરો-ત્કએષેમ (ફ્રર્વર્દીન યશ્ત ફ. ૮૭-૯૦)

**અર્થ**—અશો સ્પિતમ જરથુસ્ત્રની અશોઇને અને તેનાં ફ્રરોહરને અમો અંહી આરાધ્યે છિએ...કે જેણે...મજ્દયસ્ની જરથોશ્ની દેવોની સામે થનાર અને અહુરના તરીકા પ્રમાણે ચાલનાર થવાને એકરાર કીધો, જે પેહલવેહલો હાદમંદ દુન્યામાં દેવોની સામે થવા માટે અને અહુરના તરીકા પ્રમાણે ચાલવાને સખુનો બોલ્યો.

**અવસ્તા**—યા વરનો અહુરો મજ્દાઓ .....તા વરેનાચા ત્કએષાચા (અવસ્તાનું એકરાર નામુ. હા. ૧૨, ફ. ૭)

**અર્થ**—જે રીતનો અહુરમજ્દ... તે રીત અને તરીકાનો (હું છું)

**પાજંદ**—કામ અન્જામ બેદ ચુન અહુરમજ્દ ખુદાએ ૫ દાંમાને બેશ (આફ્રીનગાંન બાદ ભણાતી અને આશીર્વાદમાં ભણાતી બુજેર્ગોની આફ્રીન, ફ. ૧)

**અર્થ**—જેમ દાદાર અહુરમજ્દ પોતાની પેદાયશમાં મુરાદ પામેલો બન્યો, તેમ તમો બનજો.

**પાજંદ**—કેદાર બેદ ચુન અહુરમજ્દ ખુદાએ ૫ દાંમાને પેશ (આફ્રીન; આશીર્વાદ ફ. ૪)

**અર્થ**—જેમ દાદાર અહુરમજ્દ પોતાની પેદાયશમાં કામ કરનાર છે, તેમ તમો કામ કરનાર થજો

---

(૧) આ વિષય ઉપર રોજ ૨૦ મો બેહરાંમ, માહા ૨ જો અરદીબેહસ્ત, સને ૧૨૮૭ યજદજર્દી, તા૦ ૩૦ મી અકટોબર ૧૯૧૭ ને વાર મંગળને દીને, જરથોસ્તી જશન કમીટીનાં અર્દીબેહસ્ત મહિનાનાં જશન બાદ, અનજુમનનાં આતશબેહરાંમમાં એક જાહેર વાએજ આપી હતી.

આપણા અવસ્તા અને પાજંદ ભણતરોમાંનો ઉપલો કોઇએક પણ ફકરો આપણા આજના વિષયના આધાર તરીકે લેવાય. અવસ્તાના એ સર્વ ફકરાઓમાં "અહુર રફએષ" એટલે અહુરમજદના કોઇ તરીકા માટે બોલવામાં આવે છે. એ ફકરાઓમાંનો એક ફકરો, જે આપણા અવસ્તાનાં એકરારનામાનો એક ફકરો છે, તેમાં ભણનાર જે રીત અને તરીકાનો અહુરમજદ છે તે તરીકાનો પોતે થવાને જાહેર કરે છે. "ફ્રવરાને મજદયસ્નો" ના આપણા વારેઘડીએ ભણાતા ફકરામાં ભણનાર પોતાને વારેઘડીએ અહુરના તરીકા પ્રમાણે ચાલનાર જાહેર કરે છે આપણ માણસોએ અહુરના તરીકા પ્રમાણે ચાલવાનું છે, એટલુંજ નહિ, પણ જાણે કુલ કુદરતે તેમ ચાલવાનું છે. આવાં અર્દવીસૂર અનાહિતનું એક વિશેષન "અહુર-રફએષ" છે, સબબકે તેણીને પણ અહુરના તરીકા પ્રમાણે ચાલનારી ગણી છે. એ બાબે અવસ્તામાં આપણે નીચલા ફકરા જોઇએ છિએ.

**અવસ્તા**—મ્રઓત અહુરો મજદાઓ સ્પિતમાઇ જરથુસ્ત્રાઇ યજએષ મે હીમ સ્પિતમ જરથુસ્ત્ર યામ અરેદ્વીમ સૂરાંમ અનાહિતાંમ પેરેથુ-ફ્રાકાંમ બએષજયામ વીદએવાંમ અહુરો-રફએષાંમ (આંવાં અર્દ્વીસૂર નીઆએશ ફ. ૧; આવાં યસ્ત ફ. ૧)

**અર્થ**—અહુરમજદે સ્પિતમ જરથુસ્ત્રને કહ્યું કે "ઓ સ્પિતમ જરથુસ્ત્ર! તું મારી અર્દવીસૂર અનાહિત, જે ફરાખીથી વેહેતી, તંદરોસ્તી આપનારી, દેવોના તરીકાની સામે જનારી, અહુરના તરીકા પ્રમાણે ચાલનારી છે, તેને આરાધ."

**અવસ્તા**—મ્રઓત અહુરો મજદાઓ સ્પિતમાઇ જરથુસ્ત્રાઇ અએવ તે જાવરે અઓજસ્ચ ખરેનો અવસ્ચ રફનસ્ચ ફ્રસ્રવ એરેજવો સ્પિતમ યત અપઓનાંમ ફ્રવષિનાંમ... આઓંઘ્રહામ રય ખરેનંઘહચ વિધારએમ જરથુસ્ત્ર અર્દ્વીમ સૂરાંમ અનાહિતામ પેરેથુ-ફ્રાકામ બએષજયાંમ વીદએવાંમ અહુરો રફએષાંમ (ફ્રવર્દીન યશ્ત ફ. ૧-૪)

**અર્થ**—અહુરમજદે સ્પિતમ જરથુસ્ત્રને કહ્યું કે "ઓ રાસ્ત સ્પિતમ! અશો લોકોનાં ફરોહરોનાં કૌવત, જોર, ઓરેહ, મદદ અને ખુશી બાબે તુંને હું કહું છું કે...તેઓનાં નુર અને ઓરેહની (યારી) થી, ઓ જરથુસ્ત્ર! હું અર્દ્વીસૂર અનાહિત, જે ફરાખાથી વેહેતી, તંદરોસ્તી આપનાર, દેવોના તરીકાની સામે થનાર અને અહુરના તરીકા પ્રમાણે ચાલનાર (છે) તેણીને ટકવી રાખુંછું."

આજે મેં મારા વિષય માટે "અહુરના રફએષ"ની "અહુરના તરીકા"ની બાબત હાથ ધરી છે, કે આપણે જોઇએ કે તે સાહેબનો તરીકો શું છે! અહુરમજદ યા અહુરમજદનો તરીકો એ એક મોટો વિષય છે. સેંકડો અને હજારો ડાહ્યાઓએ એ બાબત ઉપર પોતાના વિચારો જણાવ્યા છે. આજે હું કાંઇ પેહેલું યા નવું નહિ બોલીશ, પણ કોઇ ડાહ્યાઓ, કોઇ દાનાઓ બોલી ગયા હશે, તેઓનાં બોલવાનાં થોડાંક ગોહરો રજુ કરીશ અને તે ઉપર થોડાક વિચાર રજુ કરીશ. આપણે આજના જેવા જશનના મેલાવડામાં ખુદાતાલાને યાદ કરવાને ભેગા મલ્યા છિએ, ત્યારે એવા પ્રસંગે તે સાહેબ માટે થોડાક વિચારો કર્યે અને તે વિચારો ઉપરથી ભલા બનવા કાજે કાંઇ ખ્યાલો કર્યે, તો તે બરહક છે. હું આજે એ બાબત ઉપર કાંઇ નિયમીત સીલ સીલાબંદ નહિ બોલીશ, પણ અહુરમજદ બાબે, તેના તરીકા બાબે થોડાક છુટા છુટા વિચારો રજુ

કરીશ. હું મારા વિચારો, જેમાનાં કાંઈક મેં કોઈ આગલા પ્રસંગોએ રજુ કર્યાં હશે, તે ઉપરાંત કોઇ જાણીતા વિદ્વાનોના વિચારો પણ રજુ કરીશ.

**ખુદાને લગતાં એકીન વગરની કોઇપણ પ્રજા નથી.**

પ્લુટાર્ક કહે છે તેમ, પ્રજા પ્રજાએ પાસે એક ચીજ હોય યા બીજી ચીજ હોય. કોઇ પાસે એક નેઆમત વધુ જથ્થામાં હોય તો બીજા પાસે બીજી વધારે જથ્થામાં હોય. પણ એક ચીજ સર્વ પ્રજાઓમાં સામાન્ય છે. તે સર્વ પ્રજાઓ પાસે છે. તે ચીજ તે ખુદા માટેનું આકીન છે. એ આકીન મંડળીને જોડેલી રાખે છે, માણસ માણસોને જોડેલાં રાખે છે. તે મંડળીના એક પ્રકારના પાયા સમાન છે, તે મંડળીના કાયદા કાનુનના પાયા સમાન છે. એ બાબે પ્લુટાર્ક કહે છે કે: "સર્વ રેવાજોમાં પેહેલો અને સર્વથી સારો રેવાજ ઇશ્વરી હસ્તીઓનું આકીન છે. લાઇકર્ગસ, ન્યુમા, આયોન, દેનકેલ્યોન, એ સર્વએ એકસરખી રીતે બંદગીથી, પ્રતિજ્ઞાથી, ભવિષ્ય સુચનાથી અને દેવ-વાણીથી માણસ જાતને, તેઓની આશાઓ અને ચિંતાઓમાં ઇશ્વરી મુળ સાથે સમાગમમાં લાવી પવિત્ર કર્યું છે. તમોને ઘણીક કોમો મળશે કે જેઓ પાસે કુવાઓ, યા સાહિત્ય, યા રાજાઓ, યા ઘરો, યા પૈસા નહિ હશે, યા જેઓને સિક્કાની જરૂર પડી નહિ હશે, યા જેઓને નાટકશાળાની યા તાલીમખાનાની પિછાણ પડી નહિ હશે; પણ કોઈ પણ આદમીએ એવી કોમ જોઇ નથી યા જોશે નહિ, કે જે કોમમાં પવિત્ર ક્રિયાઓ નહિ હોય યા એક ખુદાનું આકીન નહિ હોય, યા જે કોમ ભલું મેળવવા કાજે યા બુરૂં તજવા કાજે, બંદગી યા પ્રતિજ્ઞા યા ભવિષ્ય સુચના યા ભોગનો ઉપયોગ કરતી નહિ હોય. આથી મંડળી જોડાયલી રહે છે; આ કાયદા યા કવાયદનો પાયો યા ટેકો છે.[1]

**ખુદા માટે જુદી જુદી કોમોમાં તરેહવાર વિચારો.**

ખુદાની હસ્તી અને શક્તિ માટેનું આકીન સર્વ ધર્મોમાં સામાન્ય છે, પણ તે આકીનનાં જુદાં જુદાં તત્વોના સબંધમાં ફેર હોય છે. એક સુધરેલી પ્રજા પણ ખુદાને માને છે તેમ એક જંગલી પ્રજા પણ માને છે. સુધરેલી પ્રજાઓમાં એક આર્યન પ્રજા ખુદાને માને છે તેમ એક સેમેટીક પ્રજા પણ માને છે. પણ આ સર્વનાં સુધારા યા વૃદ્ધિ (culture) ની જે હાલત હોય છે, તે પ્રમાણે એ જુદી જુદી પ્રજાઓ યા કોમોના ખુદાતાલા માટેના વિચારોમાં અંહી તહીં ફેર પડે છે. કોમી વિચારો યા લાગણીઓ પ્રમાણે તેઓ ખુદાનાં કામોને ૨૫

1. "Of all customs, the first and greatest is belief in gods. Lycurgus, Numa, Ion and Deucalion, alike sanctified men, by prayers and oaths and divinations and oracles bringing them into touch with the divine in their hopes and fears. You may find communities without wells, without letters, without kings, without houses, without money, with no need of coinage, without acquaintance with theatres and gymnasia; but a community without holy rites, without a god, that uses not prayer nor oath, nor divination, nor sacrifice to win good or avert evil—no man ever saw or will see.... This is what holds society together and is the foundation or buttress, of law" (Plutarch, quoted by Glower in his Conflict of Religions p. 91.)

આપે છે. જેમ એક પ્રજા સુધારા વૃદ્ધિમાં આગલ વધેલી હોય છે, તેમ ખુદા માટેના તેના વિચારો ઘણા સ્વચ્છ અને ચહડતા થતા જાય છે.

**અહુરમઝદનો તરીકો આપણે કેમ જાણ્યે?**

પેહેલે સવાલ આ છે કે આપણે અહુરમજ્દનો તરીકો કેમ જાણ્યે? આપણે જવાબ દઈશું કે આપણા પેગાંમ્બરે પોતાનાં લખાંણોમાં તે જેમ જણાવ્યો હોય તેમ જાણ્યે. તે જવાબ બરાબર છે. પણ ત્યારે બીજો સવાલ ઉઠે, કે તે પેગાંમ્બર સાહેબે પોતે તે કેમ જાણ્યો? તેનો જવાબ તમે એમ આપો કે તે માહાન સાહેબને તે દાદારથી એક પ્રકારની બિશારત (revelation) થઇ. ત્યારે પાછો સવાલ ઉઠે કે પેગાંમ્બરને તે બિશારત કેમ થઈ? અંહી જવાબ આપતાં કદાચ તમો જરા ગુંચવાઓ યા કોઇ ગુંચવાય. પણ આપણે તે ગુંચવાડો આવી ખાત્રીથી દૂર કરીશું કે પેગામ્બરોને એક પ્રકારની બિશારતનો માર્ગ કુદરતનાં અવલોકન ઉપરથી મલે છે, જે અવલોકન તેની સાથે હમેશાં કોઇ શાંત ચિંતન (meditation, contemplation) લાવે છે. આપણે વાંચ્યે છિએ અને જાંણ્યે છિએ કે પીર પેગામ્બરો, જેઓ કોઇ નવો પેગામ લાવતા જણાયા છે, તેઓ માટે યા તેઓમાંના ઘણાકોને માટે કેહવાય છે કે, તેઓ કોઇ પહાડની શિખરો ઉપર યા કુદરતનાં કોઇ સુંદર ખુનાઓમાં થોડાક દિવસો, માસો યા વર્ષો સુધી ગયા હતા અને ત્યાં તે પહાડો યા સુંદર જગ્યાઓના સાદા શાંત, એકાંતવાસમાં, શાંત ચિંતન બાદ, કોઇ ડાહ્યા પેગાંમો લઇ શેહરોમાં અને વસ્તીવાળા મુલકોમાં આવ્યા હતા. આપણા પેગામ્બર જરથોશ્ત માટેનો એ પહાડ આપણા અવસ્તામાં "ઉશી દરેન" નામનો પહાડ છે (યજશ્ને હા. ૧ ફ. ૧૪; હા. ૨ ફ. ૧૪; જમ્યાદ યશ્ત ફ. ૨). એ નામનો અર્થ "હુસ્યારી યા અક્કલ ધરાવનાર" થાય છે. એ પહાડનું વિશેષન "ઉશા-દા" એટલે "અક્કલ હુશ્યારી આપનાર" છે. બુલંદ પહાડો ઉપરથી તે દાદારની બોહોલી, પોહોલી અને ચોહોલી સુંદર કુદરત દિસે છે, અને તે કુદરત ઉપરથી કુદરતના ખાવીંદ ઉપર (From Nature to Nature's God) આપણાં વિચારો જાય છે. આ સબબે કુદરતની સ્તુતિ, અને કુદરત તરફ નેમાજ, આર્ય ધર્મોમાં, અને તેમાં આપણા જરથોશ્તી ધર્મમાં, અગતની જગ્યા લે છે. કુદરત આપણને અહુરમજદ, જે અનદીઠ છે, ગેબી છે, તેનો, તેનાં રૂપ (manifestation) તરીકે, સુંદર ખ્યાલ આપે છે, અને તે ખ્યાલ સાથે અહુરમજદનો તરીકો આપણને જાહેર કરે છે, અને તેવી જાહેરાત સાથ આપણને તે તરીકા પ્રમાણે વિચારનાર અને કામ કરનાર થવાનો રૂડો બોધ આપે છે.

**ખુદા અને તેની કુદરત.**

ખુદા હમેશાં પોતાની કુદરતમાં કાયદા પ્રમાણે કામ કરે છે. કુદરત જે કામ કરે છે તે ખુદાના હાથ વિનાનુ નથી. એક લખનાર વાજબી રીતે કહે છે કે "ખુદા અ-કુદરતી નથી તેમજ કુદરત પોતે પણ ખુદા વિનાની નથી."[1] એક બીજો લખનાર કહે છે તેમ 'ખુદાની ખુદાવંદી" આપણે કાયદા મુજબના અમલ (manifestation

---

1 "God is not unnatural, nor nature godless."

of law ) માં જોવાની છે, નહિ કે કાયદાનાં અનાદર ( deviation from law) માં; એટલે કે ખુદા પોતે પણ પોતાના રચેલા, પોતાના નેમેલા કાયદા પ્રમાંણે કામ કરે છે, નહિ કે ફાંતા પ્રમાણે, કાયદાના કોઇ અનાદરથી. ત્યારે આપણે ખુદાતાલા પાસે કોઇ દુઆઓ માગ્યે ત્યારે એ બાબત ધ્યાન રાખવાની છે, ખાસ કરી ધ્યાંન રાખવાની છે, કે તે સાહેબે નેમેલા કાયદા વિરૂધ કાંઇ માંગવું તે બીહુંદુ છે. તે સાહેબ પાસે દુઆઓ અને મોરાદો એવી માગો, કે જે માગતાં માંગતાં-તમો તમારા હાથ પગ હીળવો, તમારી તન મનની શક્તિઓ વાપરો. એવી દુઆઓ માંગતાં, ખરાં જીગરથી કમિનાપણા સાથે માંગતાં, તે દાદાર તમારા તન મનમાં કોવત મેલી તમોને યારી દેશે.

ખુદા અને તેની કુદરતનો વિચાર, ખુદા માટેના બે મુખ્ય અનુમાનો માટે આપણુને વિચાર કરતા કરે છે. પેહલું, ખુદા માટે એક અનુમાન આ છે, કે ખુદાએ જે જગત પેદા કીધી છે, તેના ચાલતા કારોબારમાં તે સાહેબ અવારનવાર વચ્ચે પડે છે, અને ફેરફાર કરી શકે છે, અને કરે છે, કારણ કે તે સર્વ શક્તિવાન છે. બીજું અનુમાન આ છે કે ખુદાએ આ જગત પહેલેથીજ શરૂઆતથીજ એવી તો શુદ્ધ, સહી અને સંપુર્ણ, તેનાં મુળમાં કીધી છે, કે પછવાડેનું તેનું કામ, તેનો કારોબાર, પ્રગટીકરણના નિયમ પ્રમાણે, તેના નેમેલા કાયદા પ્રમાણે ચાલતો આવેલો છે, આવે છે અને આવશે. આપણા પુસ્તકોનું શિક્ષણ આ બીજા અનુમાંનને મલતું છે. આ બીજાં અનુમાન સાથ "બંદગીની અસર" (efficacy of prayer) નો સવાલ જોડાયલો છે. તે સવાલનો ધીરજવંતો વિચાર દેખાડે છે, કે કાર્યસાધક બંદગીમાં, બંદગી જે અસર કરે છે યા કાર્ય કરે છે, તે પણ તે દાદારે નેમેલા કાયદા પ્રમાણે છે, કાયદા વિરૂદ્ધ કાંઇ નથી. એ એક મોટો સવાલ છે, જેમાં હાલ વિગતે આપણ દાખલ થઇશું નહિ.

**આપણી "નેમો આઓંધહામ" ની બંદગી. ખુદા કુદરતમાં સર્વ વ્યાપક છે. કવિ વર્ડસવર્થની તેને મલતી નેમાજ.**

આપણી "નેમો આઓંઘહામ" શબ્દોથી શરૂ થતી "ચારે દિશાની નેમાજ," એવે નામની બંદગી એક ઘણી સુંદર બંદગી છે. તે આપણુને કુદરત ઉપરથી ઘણા રૂડા વીચારોનું ભાન આપે છે.

૧ આપણુને તે પહેલું તો આ શિખાડે છે, કે અહુરમજ્દ સર્વ વ્યાપક છે. તેથી તે સર્વ જગ્યાએ હાજર છે. તે તેની કુદરતમાં હાજર છે. તે સર્વ જગ્યાઓ (આઓંઘહામ) માં, શેહરો ( શોઇથનામ ) માં, ખેતરો (ગઓયઓઇતિનાંમ) માં, સર્વ મકાનો (મએથનનાંમ) માં, પીવાનાં પાણીના ભંડારો (અવોખરેનનાંમ) માં, સર્વ પાણી (અપામ) માં, સર્વ જમીન અને ઝાડપાન (જેમાંચ ઊર્વરનાંમ્ચ) માં, આ પૃથ્વી અને પેલાં આસ્માન (અંઘહાઓસ્ચ જેમો અસ્ઘહેચ અશ્નો) માં, પવિત્ર પવન (વાતહેમ અષઓનો) માં, સેતારા (સ્તામ) માં, ચંદ્ર અને ખોરશેદ (માઓંઘહે હૂરો) માં, બેહદ રોશની ( અનઘ્રનાંમ રઓચંઘહામ) માં, સ્પેનતા મીનોની સર્વ અશોઇની પેદાયશ ( વીસ્પનાંમચ સ્પેન્તહે મઇન્યેઉશ દામનાંમ) માં, અને સેવટે ખુદ અશો નર નારીઓ ( અષઓનાંમ અષઓનીનાંમ્ચ ) માં, હાજર છે.

૨ આ સર્વ તરફ આપણે નેમાંજ (નેમો) જાહેર કર્યે છિએ, તેઓ તરપ માનની લાગણી જણાવ્યે છિએ.

૩ આ નેમાજના ખ્યાલ સાથ ફરજનો ખ્યાલ જોડાયલો છે. એનો વિચાર વંદીદાદની ચોથી પર્ગર્દની શરૂઆતમાં આપણુને મલે છે, કે જ્યાં નેમાજ (નેમો) માટે આપણુને એક સુંદર બોધ મલે છે, જે શિખાડે છે, કે નેમાજ સાથે ફરજનો ખ્યાલ જોડાયલો છે.

નેમો આઓંઘ્રહામની બંદગીમાં આપણે જગ્યાઓ, શેહેરો, ખેતરો, ઘરો, તેમાં રહેતાં અશો નર નારીઓ, સૂર્ય, ચંદ્ર, સેતારાઓ, કુલ રોશની, એ સર્વ તરફ, સર્વ ભલી પેદાયશો તરફ, આપણી નેમાજ જાહેર કરી તે સર્વ તરફ આપણી ફરજોનો એકરાર કર્યે છિએ. એ સર્વ તરફની નેમાજ, ખરી નેમાજ ત્યારે ગણાય, કે જ્યારે એ સર્વ નેઆંમતોનો લાભ સર્વને, સર્વ આજુબાજુનાંઓને પુરતો અને સારી રીતે મલે તે માટે, આપણે આપણો હિસ્સો આપ્યે. આપણી ફરજ છે, કે સર્વ જગ્યાઓ, ઘરો, ખેતરો, અને શેહરો સ્વચ્છ રહે, અને તેઓ સર્વને પુરતી અને સ્વચ્છ રોશની મલે, અને સ્વચ્છ અને પુરતું પાણી મલે તે માટેની કોશેષ કરવી. આપણી ફરજ છે કે સર્વ ભલા નર નારીઓને યારી દેવી. આ સુંદર બંદગી આપણુને શિખાડે છે કે આપણે કુલ જગત સાથે સારા સંબંધ (in tune with, in harmony with the universe) માં રહેવાનું છે. આપણે ફકત આપણાં માણુસ ભાઇબંધો સાથેજ નહિ, પણ સર્વ જાનદાર પેદાયશ સાથે, જાનવરો સાથે, ઝાડપાન સાથે પણ, અને કહેવાતા નીર્જીવ પદાર્થો સાથે પણ, સારા ભક્તિભાવ ભર્યા સબંધમાં રહેવાનું છે.

આપણી 'નેમો આઓંઘહામ' ની ઉપલી સુંદર બંદગીમાં ખુદાને પોતાની કુલ જગતમાં વ્યાપી રેહતો જણાવ્યો છે, તેને મલતો સુંદર વિચાર નીચલી સત્રોમાં કવી વર્ડસ્વર્થ જાહેર કરે છે: "મને કોઇ (હસ્તિ તત્વની) હાજરીની લાગણી થઇ છે, જે લાગણી બુલંદ વિચારોની ખુશીથી મારા ઉપર અસર કરે છે; તે લાગણી કોઇ ચીજ યા હસ્તિ તત્વ, જે ઘણાં ઉંડાણુમાં પંથરાયું છે, તેના બુલંદ જ્ઞાન સમાંન છે. તે (હસ્તિ તત્વ) નું મકાન અસ્ત પાંમતા ખોર્શેદમાં, આજુબાજુ ફેલાયલા મહાસાગરમાં, જીવતી હાલતી હવામાં, બલુ આકાશમાં, અને માણુસનાં મનમાં સમાયલું છે. તે (હસ્તિ તત્વ) એક ગતિ છે, એક રૂહ છે, કે જે સર્વ વિચારવંત પદાર્થોને ઉશકેરી આગળ ચલાવે છે, અને સર્વ ચીજોમાં પ્રસાર પામી રહે છે."[1] આ સુંદર શાએરી

---

૧ "I have felt
A Presence that disturbs me with the joy
Of elevated thoughts; a sense sublime
Of something far more deeply interfused,
Whose dwelling is the light of setting suns
And the round ocean and the living air
And the blue sky and in the mind of man.
A motive and a spirit, that impels
All thinking things, all objects of all thought,
And rolls through all things."

ફકરા પ્રમાણે ખુદા તેની કુદરતમાં છે. તે સુર્યની રોશનીમાં, મહાસાગરના પાણીમાં, હવામાં, આકાશમાં અને સેવટે માણસમાં પ્રસાર પામી રહ્યો છે. આ સતરો જાણે કવિ વર્ડસ્વર્થની જોડેલી "નેમો આઓંધહામ" ની બંદગી છે.

**શાએરો ખુદાને તેની કુદ્દલમાં જોય છે.**

ખુદા તેની કુદરતમાં દિસે છે. તે સાહેબનો ખ્યાલ તેની કુદરત ઉપરથી આપણે બાંધી શકયે, તે બાબત આપણે કોઈક નામીચા શાએરોની કવિતા ઉપરથી પણ જોઇએ છિએ. ઘણીક મજાઓમાં નામીચા શાએરો પેગામ્બરો સમાન દીર્ઘ દ્રષ્ટીવાળાઓ (seers) ગણાયા છે. તેઓના એ બાબેના વિચારો ખુદા અને તેની કુદરત માટે આપણા મનપર ભલા છાપ મારે છે.

એવા શાએરોમાં આપણો માજી પાદશાહી શાએર (Poet Laureate) ટેનીસન છે, જે પોતાની એક કવિતામાં એક સુંદર ફુલમાં ખુદાનો હાથ જોય છે. તે કહે છે કે "ઓ દીવાલની ફાટમાં ઉગંતાં ફુલ! હું તુંને ફાટમાંથી તોડી કહાડું છું અને તું નાના ફુલને તારા મુળ સુધાં આખું મારા હાથમાં પકડું છું. પણ જો હું તુંને તારા મુળ સુધાં તું આખું શું છે તે સમજી શકું, તો હું ખુદા અને માણસ શું છે, તે સમજી શકું' ટેનીસન આ સતરોમાં શુંદર રીતે કહે છે, કે એક નાના ફુલમાં પણ ખુદાતાલાની એવી તો કરામત[1] સમાયલી છે. કે તે ફુલને બરાબર સમજવું, એટલે તેની કરામત, તેની રચના વિગેરેના સર્વ ભેદો સમજવા, તે જાણે ખુદાને સમજવા બરાબર છે. ટેનીસન હાથમાં ફુલ લેતાં ઉપજતા વિચારો માટે જે બોલે છે, તે આપણુને આપણા આફ્રીનગાનમાં એક મોબેદ "અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘહતો" શબ્દો બોલી હાથમાં એક ફુલ લેઇ ઉભો થઇ ભણુતર કરે છે, તેને લગના રેવાજની યાદ આપે છે. અહુરમજદનું નામ યાદ કરી જોતી પોતાના હાથમાં એક ફુલ લે છે અને પોતાનો રાથવી યા આત્રવક્ષો જે ઉઠી ઉભો થાય છે, તેના હાથમાં એક ફુલ આપે છે. તે સાથે મીજલસમાંના બીજા મોબેદો એકેકું ફુલ હાથમાં ધરે છે. આગલા વખતમાં મીજલસમાં ભેગા મળેલા બેહેદીનો પણ મોબેદો સાથે સેતરંજી ઉપર બેસી એ ભણુતરમાં ભાગ લેતા અને ફુલ હાથમાં લેતા. આ ફુલને પોતાના હાથમાં પકડી એક મોબેદ યા એક બેહેદીન તે ફુલ ઉપરથી, ટેનીસનની માફક પોતાના મનને વિચારોમાં રમતું મેલી ઘણા સુંદર વિચારો અહુરમજદ તરફ રમતા મેલી શકે.

કવિ બાયરન, કુદરતનું અવલોકન, કરતાં તેમાં દિસતા એક પહાડ ઉપરથી તેના મનમાં ઉત્પન્ન થતી લાગણી માટે નીચે પ્રમાણે કહે છે. "હું એકલો મારા પોતામાં

---

૧ "Flower in the crannied wall
I pluck you out of the crannies
Hold you here, root and all, in my hand.
Little flower—but if I oould understand
What you are, root and all, and all in all,
I should know what God and Man is."

જીવતો નથી પણ હું મારી આજુબાજુ જે (કુદરત) છે તેનો એક ભાગ બનું છું અને મારા મનથી બુલંદ પહાડો એક પ્રકારની લાગણી સમાન છે."[૧] બાયરનના કહેવાની મતલબ આ કે કુદરતમાં નજરે પડતા બુલંદ પાહડો આપણને ઘણી લાગણી ઉત્પન્ન કરનારા બુલંદ વિચારો આપે છે. ઘણાક પીર પેગમ્બરોનો બુલંદ પહાડો સાથે સંબંધ દેખાડેલો આપણે જોઇએ છિએ, તેનો આ ઉપરથી આપણને ખ્યાલ આવે છે.

સીસરો આવાજ ખ્યાલથી ખુદાને તેની જગતમાં વ્યાપી રહેલો ગણે છે. તે કહે છે કે "ખુદા જે કુદરતના દરેક ભાગમાં પ્રસાર પામી રહ્યો છે, તે પૃથ્વી તરીકે સીરીસને નામે અને દર્યા તરીકે નેપચુનને નામે પ્રગટ થાય છે."[૨] આપણામાં ધર્તી ઉપર એક અમેશાસ્પંદ (સ્પેનદારમદ, અને પાણી ઉપર બીજો અમેશાસ્પંદ (ખોરદાદ) મવકલ છે, અને તેજ પ્રમાણે બીજી પેદાયશો ઉપર જુદા જુદા અમેશાસ્પંદો યા યજદો મવકલ છે, તેનો વિચાર સીસરોના આ ખ્યાલને મલતો છે.

હેગેલ નામનો એક જાણીતો જર્મન ફીલસુફ થઇ ગયો છે, (ઇ૦ સ૦ ૧૭૭૦-૧૮૩૧). જાણીતા જર્મન ફીલસુફ શેલીંગનો તે હમકાર અભ્યાસી હતો. એ બન્ને રાજદ્વારી અને ધાર્મીક છુટાપણાના ચુસ્ત હિમાયતી હતા. કહે છે કે એ બન્ને જવાન મિત્રો જવાનીમાં એક વખત પોતાનાં છુટાપણાના વીચારનાં ભક્તિભાવ સમાંન ખ્યાલથી એક સવારે એક મેદાનમાં, એક ઝાડ, જેને તેઓ છુટાપણાની નિશાણી ગણી છુટાપણાનું ઝાડ (a tree of liberty) કહેતા, તેની આજુબાજુ નાચવાને ગયા હતા. આ ફીલસુફ હેગેલની ફીલસુફીનું કહેણુ બરાબર સમજવું મુશકેલ છે. તે પોતે પોતાના શિક્ષણ માટે કહેતો કે "ફકત એકજ માણસ મને સમજી શકયો છે, અને તે પણ બરાબર સમજયો નથી."[૩] તે કુદરતમાં ખુદાને જોવાના ખ્યાલ ઉપરથી આપણી ઉપલી તપાસ મુજબજ કહેતો કે "આપણે ખુદાને પથ્થરમાં, ઝાડપાનમાં, જાનવરમાં, માણસોમાં જોઇએ છિએ. ખુદા સર્વ જગ્યાએ છે."[૪] આ શબ્દોથી હેગેલની મતલબ તેનાં પોતાનાં કોઇ ખાસ શિક્ષણના સબબે હોય, પણ આપણે એના શબ્દોને તેના આત્મીક અર્થે લેઇએ. ખુદાને તેના ખરા હસ્તી તત્વનાં રૂપમાં લેઇએ તો તે શબ્દો ઉપલા કોઇ લખનારાઓને અર્થે બરહક છે.

---

૧. " I live not in myself, but I become
Portion of that around me, and to me
High mountains are a feeling"

૨. Deity who is diffused in every part of Nature, appears as the Earth under the name of Ceres, as the sea under that of Neptune (De Natura Deorum, C. XXVIII, quoted by Legge in his Fore-runners and Rivals of Christianity, Introduction p. LVI-LVII.

૩. "One man has understood me, and even he has not."

૪. "We see God in the stone, in the plant, in the brute, in the man—God is everywhere."

મુસા આરેનો આપણા ધર્મ પુસ્તકોના શિક્ષણને મળતું ડાર્વીનનું આ કહેણ છે કે "દુનીઆમાં હસ્તી ભોગવતી સર્વ જાનદાર પેદાયશ કોઇ એક શરૂઆતના રૂપમાંથી પ્રગટ થઈ છે કે જે શરૂઆતનાં રૂપમાં પેદા કરનારે જાન ફુંક્યો હતો."[1]

પશ્ચીમ ભણીના કોઇ શાએરો પછી, પુર્વ ભણીના હાલમાં મશહુર થયલા એક હિંદી શાએર સર રાબીન્દ્રનાથ તાગોરનાં શિક્ષણ ઉપર આપણે આવ્યે, તો શાન્તીનીકેટન (શાંતીનું ઘર) એવે નામનાં હાલમાં પ્રગટ થયલાં તેના એક પુસ્તકમાં, તેની એ નામે સ્થાપેલી એક મકતબના એક વિદ્યાર્થીના સુંદર શબ્દોમાં, આપણે કુદરતમાં તે સાહેબની હાજરીનો સુંદર ખ્યાલ જોઇએ છિએ. પોતાની મકતબમાં પોતાનો નેમેલો ક્રમ તમામ કરી ઉમરે આવતાં બહાર પડતો એક વિદ્યાર્થી, પોતાને મળેલાં શિક્ષણ મુજબ, તે કુદરતમાં જે જોવા અને ભોગવવા શિખ્યો છે, તેનું વર્ણન તે નીચે પ્રમાણે કરે છે "આજે મારો (શિષ્ય તરીકેની) કવાયદમાં રહેવાનો વખત તમામ થયો છે. તમારી પ્રીતથી મને કૌવત મળ્યું છે, મારૂ શરિર મજબુત બન્યું છે, અને મારૂં મન રોશન અને સુખી બન્યું છે. મેં ખોર્શેદ અને માહાતાબની કીર્તિનું (નુર) જોયું છે, અને ઉગતાં ફુલમાં કોઇ શક્તિ હોય એવી લાગણી મને થઈ છે. વર્ષની ૬) રૂતુઓની ખુશી મેં પ્રાપ્ત કીધી છે. જંગલની શાંતી અને સુલેહે મારામાં વાસો કર્યો છે, અને પક્ષીઓનું અને જાનવરોનું, ઝાડપાનોનું અને વેલાઓનું તાજું ચૈતણ મારા હૈડાંમાં દાખલ થયું છે. હુ સમજવા લાગ્યો છું કે આપણે જે ખોરાક ખાઇયે છિએ તેને અને ઝાડોના જે લાકડાં આતશમાં બાળ્યે છિયે. તેને આપણે પવિત્ર ગણવાં જોઇએ, સબબ કે તેઓ આપણું ભલુ કરે છે. હવા, પાણી, આકાશ, રોશની, એઓ પણ પવિત્ર છે અને એ સર્વમાં મીઠાશ અને ભલાઇ ભરપુર છે."[2]

તે દાદારની કુદરતમાં વ્યાપી રહેલી શક્તિ, તે શક્તિથી મળતી ખુશી ખુર્રમી, તેથી ઉપજતા પવીત્રાઇ અને અશોઇના વિચારો, એ સર્વનું ઉપલું એક સુંદર વિવેચન છે. આ એક હિંદી શાએરી મગજને હાથે જોડાયલી તમારી "નેમો આઓથહાંમ" ની બંદગી છે. કુદરતના સર્વ બુલંદ પદાર્થો, કુદરતના સાહેબનો તેઓમાં હાથ હોવાથી,

1 "Probably all the organic beings which have ever lived on this earth have descended from some one primordial form into, which life was first breathed by the Creator (quoted in Hidden Beauties of Nature by Richard Kerr (1895) p. 17.)

2 "To-day my time of discipline is finished. I have by your love gained strength. My body has become strong and my mind bright and happy. I have seen the glory of the sun and moon and have felt a Power in the glowing flower. I have tasted the joy of the six seasons of the year. The peace and tranquility of the forests have taken up their abode in me and the fresh twig spirit of the birds and beasts, of the trees and creepers has entered my heart. I have come to understand that the food which we eat and the wood of the trees which we burn in the fire, are to be deemed sacred because they do us good. Air, water, sky and light are sacred also and all are filled with divine sweetness and goodness (Shantiniketan, the Bolpur School of Rabindranath Tagore, by W. W. Pearson (1917) p.p. 65-66).

પવિત્ર છે, એટલુંજ નહિ, પણ ખોરાક અને લાકડાં જેવાં નાના પદાર્થો પણ પવિત્ર છે. તેઓ આપણું ભલું કરે છે, માટે તેઓ પવિત્ર છે. આપણી આજુબાજુનાઓનાં ભલાંમાં પવિત્રાઇ સમાયલી છે. તન અને મનને ભલાઇ આપનાર તે દાદારની સર્વ ચીજો ભલી છે, અને પવિત્ર છે. ખુર્શેદ નીઆએશમાં, "નેમો અહુરાઇ મજદાઇ." ભણતાં, આ સબબે આપણે અહુરમજદની તમામ પેદાયશને આપણી નેમાજ જાહેર કર્યે છિયે (નેમેમ વીસ્પયાઓ અષઓનો સ્તોઇશ).

સર રાબીનદ્રનાથ તાગોરે પોતાના ચેલાઓમાં ફેલાવેલાં સુંદર શિક્ષણના ઉપલા સુંદર શબ્દોમાં ખોરાક અને લાકડાં માટે જે કહેવાયું છે, તે આપણને પેલા જર્મન શાએર ગેએથેના શબ્દોની યાદ આપે છે, કે, જેમાં તે રૂનાં દીવાં વિછનારને તેમજ લાકડાં કાપનારને પણ પોતાનાં કામમાં ઉળત લેતા કરે છે, એવા ખ્યાલથી કે તેઓ પોતે પોતાનું કામ કરવામાં કાંઇ પવિત્ર કાંમ કરે છે.[1] આવા વિચારો ઉપરથી એક લખનારના નીચલા સુંદર શબ્દોને આપણે ઘણા બરહક ગણ્યે. તે કહે છે કે, "પદાર્થો અને માણસોમાં જેબી કાંઇ સુંદર, સાચ્ચું અને સારૂં હોય તે સર્વને તે સાહેબનાં રૂહના સ્વરૂપ તરીકે ગણીને ચાહવાથી આપણે ખુદાને ચાહયે છિએ."[2]

**માર્કસ ઓરેલીઅસના ખુદા સંબંધી વિચારો. આપણે ખુદાની નકલ કરવી.**

માર્કસ ઓરેલીઅસ નામનો રોમનો એક જાણીતો શાહનશાહ ઇ. સ. ની બીજી સદી[3]માં થઇ ગયો છે. તે સ્ટોઇક ( The Stoics[4] ) પંથનો હતો. તે બચપણથી ભળા ઉસ્તાદોનાં શિક્ષણ હેથળ, ભળાં માતપિતા, ભલા મિત્રો વિગેરેની સંગતમાં ભણો ઉધર્યો હતો. તેએ માટે ખુદાનો ઉપકાર માનતો.[5] તે પોતાના ઉપલા પંથનાં શિક્ષણ મુજબ ઘણી પરહેજ ( abstemious ) અને ઉપયોગી જીંદગી ગુજારતો. પોતાના પંથનાં શિક્ષણ મુજબ તે ભલી જીંદગી માટેના નીચલા પાંઠ શિખ્યો હતો. (૧) ઉદ્યોગી રહી સખ્ત કામ કરવું.

---

૧. "Take joyfully notice, where the flame is burning: clear is the night and lithe are the limbs.

"On the active fires of the hearth, what is raw in the saps of plants and beasts, is made mature.

"If you carry wood, do it joyfully: for you carry the seed of the earthly sun. If you pluck *Pambeh*, you may confidently say: 'This will be made into a wick and bear the Holy" જુઓ મારો વિષય "Goethe's Parsi-Nameh or Buch des Parsen" (J. B. B. R. A. S. Vol. XXIV No. 1 p. 91.)

૨. "We may love God by loving all that is beautiful and true and good in things and people as a manifestation of His spirit." (Christian Doctrine of Health, p. 11.)

૩. ઇરાનના પાર્થીઅન વંશના પાદશાહ વલખશ (Vologeses) ના વખતમાં એ થઇ ગયો હતો. વલખશે પેહેલે એને હાર આપી હતી. પણ પાછળથી એણે ઇરાનપર ફતેહ મેળવી હતી.

૪. ઝીનો ( Zeno ) નામના એક ડાહ્યા પરહેજગાર પુરૂષે એથન્સના એક પરસાળ (Porch) માં પોતાનું શિક્ષણ આપી એ પંથ સ્થાપ્યો હતો, તેથી પરસાળ માટેના યુનાની શબ્દ (Stoa) ઉપરથી એ પંથનું નામ પડયું હતું.

૫. "To the gods I am indebted for having good grand-father, good parents, a good sister, good teachers, good associates, good kinsmen and friends, nearly everything good."

(૨) મોજશોખથી પરહેજ રહેવું. (૩) કોઇની રીશ ગંદી કરવી તો નહિ પણ સાંભળવી પણ નહિ. (૪) દુ:ખો આવી પડે તો સબુરીથી ખમવાં. (૫) ધારેલાં કામથી પાછું હઠવું નહિં. (૬) ગંભીરતાનું ઢોલ ધાલ્યા વિનાં હમેશાં ગંભીર વર્ત્તણુક જાળવવી. (૭) કોઇની ભુલો સુધારવી હોય તો નર્માશથી સુધારવી. (૮) કોઇને કદી એમ નહિ કહેવું કે "મને હાલ ફુરસદ નથી", અથવા તો એવે ફુરસદને બાહને રોજનાં કાંમકાજની ફરજ ઉડાવવી નહિ. પાદશાહ તરીકેની ફરજને માટે આ પાદશાહનો ખ્યાલ ઉમદા હતો. આપણું બ્રીટીશ પાદશાહી ખાનદાનનો "Ich dien *i.e.* I serve" એટલે "હું સેવા બજાઉં છું" એ મુદ્રાલેખ છે. માર્કસ ઓરેલીઅસ માટે પણ એમજ હતું. તે કહેતો કે "ગાય ઢોરનાં ગોવાળાંમાં જે કાંમ ગોધાનું હોય, બકરાં મેંઢાનાં ટોળાંમાં જે કામ હરોલનાં ઘેટાં (ram)નું હોય, તે કામ પાદશાહનું હોવું જોઇએ, એટલે કે તેણે પ્રજા તરફથી હરોલમાં પડી સર્વ જોખમો અને મુશ્કેલી સાંમે તકકર લડવી જોઇએ.

ખુદા અને જગત માટે તેના વિચારો નીચે પ્રમાણે હતા:—માણસનું શરીર અને આત્મા, અથવા આપણા શબ્દોમાં બોલ્યે તો, તન અને રવાંન, જુદાં છે, પણ બન્ને સાથે મળી માણસ બને છે. તેજ પ્રમાણે ખુદા અને પદાર્થ બન્ને જુદા છે, પણ ખુદા પદાર્થ ઉપર હકુમત ચલાવે છે અને તેમ કરી તે જગત સાથે જોડાયલો છે. માણુસની નેમ સુખ શોધવા કરતાં શાંતી (equianimity) શોધવાની વધારે હોવી જોઇએ. કુદરતને અનુસરી જીંદગી ગુજારવાથી એ શાંતી મલે છે. એ શાંતી પ્રાપ્ત કરવા માટેનાં ચાર સદગુણો નીચલા છે:—૧ ડહાપણ, એટલે સારાં અને માઠાંને પિછાણવા કાજેનું જરૂરી જ્ઞાન ૨ ઇનસાફ, એટલે દરેક જનને, જે તેને ઘટતું હોય તે, આપવું. ૩ હિંમ્મત, એટલે મેહેનત અને દુ:ખ ખમવાની શકિત. ૪ મિતાહારપણું યા મધ્યમપણું, એટલે સર્વ ચીજમાં મધ્યમપણું. શાંતીને પસંદ કરવા છતાં તે એકાંત વાસને પસંદ કરતો હતો નહિ. તે એકાંત વાસને એક ખુણે પડતી નેકી (fugitive or cloistered virtue) સમાંન ગણતો. તે કહેતો કે માણસે એક સંસારી પ્રાણી (social animal) તરીકે જીંદગી ગુજારવી જોઇએ. પણ તેમ કરતાં તેણે જાણે "એક પહાડ ઉપર" રેહવાની કોશેશ કરવી જોઇએ. એટલે કે એક પહાડ ઉપર હંમેશાં રેહવા માટે જેમ તે પહાડ ચહડવા કાજે મેહનત લેવી પડે છે, તેમ સાથે સાથે સ્વચ્છ હવા ભોગવવાનો ફાયદો મલે છે. તે મુજબ દુન્યામાં સંસારી જીંદગી વચ્ચે રહી મેહનત કરવી અને પહાડ માફક ચહડતી ઉંચી (elevated) જીંદગી ગુજારવી જોઇએ. આપણે શરીરની રચના માટે, તબીબી ભાષામાં બોલયે છીએ કે કોઇ ભાગ ઉપર ફુલ્લો યા ગુમડું (abscess) થયું છે; તે પ્રમાણે એક માણુસ સંસારી જીંદગી તજી એકાંતવાસ પકડી શાંતી ભોગવે છે, તે માણુસ જાણે આ દુન્યામાં એક ફુલ્લા સમાન છે. જેમ ફુલ્લો ફોરવાની જરૂર પડે છે, તેમ એવા માણુસોને સુધારવાની જરૂર છે. પણ એમ દુન્યામાં રહી શાંતી ભોગવતાં હદબાહર શારીરીક ખેંચાણો યા લાલચોને શરણ થવું નહિ. આવા પ્રકારની તજે તે આપણા શરીરમાં ઇશ્વરી ગુણ (divinity within a man) રાખવા સમાંન છે.

આ ભલા પાદશાહ માર્કસ ઓરેલ્યસને માટે કહે છે કે તેની જીંદગીની નેમ ખુદા માફક થવાની હતી. શાહનશાહ જુલીઅન, જે કોન્સ્ટનટાઇન પછી રોમનો શાહનશાહ થયો હતો, તે પોતાની "સીઝરોની તવારીખ" નામની ચોપડીમાં, કેટલાક નામીઆ રોમન શાહનશાહોને દેવતાઓ પાસેથી પસાર થતા ચિતારે છે, કે દેવતાઓ તેઓથી પુછપરછ કરીને તપાસે, કે તેઓમાં કોણ સર્વથી સરસ છે. એક પછી એક નામીઆ શાહાનશાહો પસાર થાય છે, ત્યારે દેવતાઓ તરફથી તેઓને સવાલ કરવામાં આવે છે કે "તમારી જીંદગીની નેમ તમોએ શું રાખી હતી?" સીકંદર જવાબ દે છે કે "મારી જીંદગીની નેમ દુન્યા ફતેહ કરવાની હતી." ત્રેજન પણ એવોજ જવાબ દે છે. જુલીઅસ સીઝર કહે છે કે "દેશમાં મોટામા મોટો ઓહ્દો મેળવવો એ મારી નેમ હતી." ઓગસ્ટસ સીજર જવાબ દે છે કે "સારી પખે રાજ્ય કરવું" એ મારી નેમ હતી. ઉપલો ભલો પાદશાહ માર્કસ ઓરેલ્યસ જવાબ દે છે કે "દેવતાઓની નકલ કરવી એ મારી મુખ્ય નેમ હતી." કહે છે કે દેવતાઓ સર્વ જવાબોમાં આ ઓરેલ્યસના જવાબથી ખુશી થયા અને તેને સર્વથી સરસ પુરૂષ ગણ્યો. રવાનના તબીબ, અથવા આપણા શબ્દોમાં બોલ્યે તો, "રવાન બજશ્ક" યાને ધર્મગુરૂ અને શરીરના તબીબ (તન બજશ્ક), એવે નામના એક વિષયમાં ઉવેસ્ટ મીનસ્ટર રીવ્યુનો એક લખનાર આ માર્કસ ઓરેલ્યસના આ રૂડા શબ્દો જણાવે છે કે "ખુદા સાથે સંબંધ જાળવવા વગર તું કોઇ પણ દુન્યાઇ કામમાં ફતેહ પામશે નહિ, તેમજ બીજા હાથ ઉપર માણુસાઇ ચીજો તરફ માન ધરાવવા વિના કોઇ પણ ઇશ્વરી કામમાં ફતેહ પામશે નહિ."[1]

**કુદરતમાં કુદરતના ખાવીંદના સદ્ગુણોનું જાહેર પડતું રૂપ (manifestation)**

ઉપલી તપાસમાં આપણે જોયું, કે આપણી બંદગીઓ મુજબ અને બીજી કોમોના ડાહ્યા પુરૂષો પ્રમાણે, કુદરત આપણુને કુદરતના ખાવીંદના સદ્ગુણોના ઘણાક રૂડા વીચારો આપે છે. કુદરત બાબેના આ વિચારો આપણુને આપણી આફ્રીનના શબ્દોની યાદ આપે છે, કે "કેદાર બેદ ચુન અહુરમજ્દ ખુદાએ પ દામાને બેશ," એટલે 'જેમ દાદાર અહુરમજ્દ પોતાની પેદાયશમાં ભલાં કામ કરનાર છે તેમ તમો ભલાં કામ કરનાર થજો." દાદાર અહુરમજ્દ પોતાની પેદાયશમાં, પોતાની બોહોલી કુદરતમાં જે કામો કરે છે, તે ઉપર આપણે નજર કર્યે છિએ, અને તેનો વિચાર કર્યે છિએ, તો આપણુને તેની કુદરત ઉપરથી અને તે કુદરતમાંનાં તેના કામો ઉપરથી, નીચલો ખ્યાલ યા ધડો મલે છે.

૧ કુદરતમાં સઘળે ચપળતા, હીલચાલ, જુમ્બેશ ચાલુ છે. સુક્ષ્મદર્શક યંત્રથી દેખાતી નાનામાં નાની બારીક બિંદુ સમાન ચીજથી તે દુર્બીનથી કરોડો અને અબજો મેલ દૂર દેખાતા સેતારાઓ સુધી, સર્વમાં એક પ્રકારની હીલચાલ ચાલુ છે. સુર્ય મંડળના ગ્રહો અને ગોળાઓ ચાલુ હીલચાલ કરે છે, એટલુંજ નહિ, પણ ખુદ સુર્ય મંડળ

---

1. 'Without relation unto God, thou shalt never speed in any worldly actions, nor, on the other side in any divine, without some respect had to things human" (Westminster Review of September 1908, p. 330. Priest *versus* Physician).

પ્રીતે જગતમાં એક બિંદુ તરફ વધે છે. આ હીલચાલ જુમ્બેશ, ગતી, જે આપણુને મોટામાં મોટો ધડો આપે છે, તે ઉદયોગ અને ઉદયોગનો છે.

૨ કુદરતમાં દાદાર અહુરમજદનું કામ આપણુને જે બીજી બાબત દેખાડે છે, તે આ, કે સર્વ જગ્યાએ સારો કારોબાર, કરકસર, નિયમ વ્યાપી રહ્યો છે. કેહે બીનજરૂરી ચપળતાઓ હોવાની નેમ રાખી નથી, કેડે ચપળતા ફોકત ખોહવાની નેમ રાખી નથી દાદાર અહુરમજદનાં તેની કુદરત દરમેઆંનનાં આ કામથી જે ધડો આપણા મન ઉપર છાપ મારે છે, તે કરકસર, કાયદો, કવાયદ, એ ગુણોનો છે.

૩ કુદરતમાં જે ત્રીજી મુખ્ય બાબદ આપણે જોઈએ છિએ, તે આ કે, સઘળે એક મેક ઉપર આધાર, એકમેકને મદદ નજરે પડે છે. એક ચીજનો બીજીમાં, અને બીજી ચીજનો ત્રીજીમાં અને ત્રીજીનો પેહેલીમાં, એમ અરસપરસનો ઉપયોગ આપણે જોઈએ છિએ. આ બાબત આપણુને જે અગતનો બોધ આપે છે, તે અરસપરસની મદદનો છે. આપણ સર્વએ એકમેકને મદદ કરવી.

આ ત્રણ ધડાઓ ત્યારે, ટુકમાં બોલ્યે તો, ૧ ઉદ્યોગ, ૨ કરકસર, કાયદો યા કવાયદ અને ૩ અરસપરસની મદદ યા મોહોબત માટેના છે. આપણે એ ત્રણ અખત્યાર કરવાં. એ ત્રણ ધડાઓ, પેલી સોનેરી શિખામણ, જે માટે આગળ હું બોલ્યો છું, તેના શબ્દોને મળતા છે કે, ૧ ઉદ્યોગ કરી બને તેટલું પેદા કરો. ૨ પેદા કરો તેમાંથી બને તેટલું કરકસરથી નિયમીત કામ કરી બચાવો. ૩ બચાવો તેમાંથી આજુબાજુના ગરીબો તરફ પ્રીતિ યા મોહોબત દેખાડી તેઓને આપો (Get all you can. Save all you can. Give all you can). મેં એક વખત આગલ કહ્યું છે તેમ એ એક પ્રકારની ત્રણ એલ (L) ની કેળવણી અને ખીળવણી માટેનો બોધ છે. આપણે પેટ ભરવા માટે, શારીરીક ગુજરાનનાં સાધનો માટે, વારેઘડીએ પેલા ત્રણ આર, (the three R's, Reading, Writing and Arithmetic) ની કેળવણી માટે, એટલે વાંચન, લખાંન અને ગણિતની કેળવણી માટે, બોલ્યે છિએ કે, એ ત્રણ સર્વ માટે જરૂરનાં છે. તેજ પ્રમાણે જો ત્રણ હરફોથી આપણે બોલયે, તો મનને તૃપ્ત કરવા માટે, મન્સિક નીતિમાન કેળવણી માટે, રવાનના ગુજરાન માટે, ત્રણ એલો (the three L's, Labour, Law and Love.) ની કેળવણી યા ખીળવણી સર્વ માટે જરૂરની છે. ૧ ઉદ્યોગ કરો ૨ કવાયદ જાળવો અને ૩ સર્વ તરફ મોહોબત દેખાડો. અહુરમજદની કુદરત ઉપરથી દેખાતો એ અહુર-તકએષ, યા અહુરમજદી કાયદો છે.

**વિચારવંત માણસો માટે પાસ્કલના શબ્દો.**

ફ્રાંસમાં પાસ્કલ (Pascal) ૧૬૨૩-૧૬૬૨) નામનો એક જાણીતો પુરૂષ થઇ ગયો છે, જે જેમ કુદરતી વિદ્યાની બાબત ઉપર લખનાર, તેમ, કેટલીક હદે, ધર્મ સંબંધી બાબતના લખનોર તરીકે જાણીતો થયો છે. "Pensées" એટલે "વિચારો", એવે નામનુ એનું પુસ્તક, જે એના મરણ બાદ પ્રગટ થયલું છે, તે જાણીતું છે. એ જાણીતા લખનારના "સમજુ પુરૂષો" માટે નોંધેલા આ શબ્દો જોવાના છે. ત્રણ પ્રકારના સમજુ પુરૂષો હોય છે. ૧ તેઓ કે જેઓ ખુદાની સેવા

પોતાના ખરાં જીગરથી બજાવે છે, સબબકે તેઓ ખુદાને પિછાંણે છે અને ર, તેઓ કે જેઓ ખુદાને પોતાના ખરાં જીગરથી સોધે છે સબબ કે તેઓ તેને પિછાણતાં નથી."[1] આ બે વર્ગના સમજુ આદમીઓમાંથી પહેલા વર્ગના આદમીઓ વધારે પસંદ કરવા જોગ છે, સબબ કે, તેઓ વેહેવારૂ (practical) છે, તેઓ ખુદાને પિછાંણે છે. બીજા વર્ગના સમજુ પુરૂષો, તેઓ ખુદાને પિછાંણતા નથી, એમ જાહેર કરી "ખુદાને એમ પોહોચી શકાય અને એમ પિછાંણી શકાય", એવા કોઇકવાર ફાંતાદાર વિચારોમાં મશગુલ રહે છે. પહેલા વર્ગના પુરૂષો બવહારૂ બની આજુબાજુનાંઓની સેવામાં ખુદાની સેવા માને છે, અને પેલી કહેવત પ્રમાણે અમલ કરે છે કે "ઉદ્યોગ ખુદાની સેતાયશ છે" (Laborare est orare) અને માણસની સેવા તે ખુદાની સેવા છે (To serve God is to serve Man).

આપણા એક પેહેલવી પુસ્તકમાં અહુરમજદ અને પેગામ્બર જરથોસ્ત વચ્ચે પુર્સેસ પાસોખ એટલે સવાલ જવાબ છે. તેની મતલબ આનીજ છેઃ અહુરમજદને પેગામ્બર પુછે છે, કે "તું અહુરમજદ નજરે પડતો નથી, તારા અમેશાસ્પંદો નજરે પડતા નથી. ત્યારે અમો તમારી સેતાયશ કેમ કર્યે" ? ત્યારે અહુરમજદ જવાબ આપે છે કે "અમો અમેશાસ્પંદો, જે શારીરિક પેદાયશ ઉપર મવકલ છિએ, તે પેદાયશોની તમોએ સેવા બજાવવી, તે સેવા અમારી સેવા બજાવવા સમાન છે." દાખલા તરીકે, અહુરમજદ પોતે ખુદ માણસ જાત (અહુરમજદ મર્દુમ મર્દુમ સર્દગાં) ઉપર મવકલ છે. માટે અહુરમજદને જોવો હોય તો માણસ જાતની સેવા બજાવવી. તેમજ બહમનને જોવો હોય તો તેને લગતી પેદાયશ ગોસ્ફંદની સેવા બજાવવી.

એક દાનાવની શિખામણના આ સુંદર શબ્દો છે, કે 'ખુદાને મલવું તે આ, કે 'નીતિમાન સુંદરતા,' જે ખુદાતાલાનો શ્રેષ્ટ સદગુણ ગણાય, તેની પિછાંણ કરવી" (to discover that "moral beauty" which is synonimous with the character of God)

**પોતાની પિછાંણમાં ખુદાની પિછાંણ. તકદીર અને તદબીર. ડહાપણ અને ખુદાની દિર્ઘ દ્રષ્ટી.**

એક ડાહો આદમી તે, કે જે પોતાને સારી રીતે પિછાંણે, પોતાનાં રવાનને સારી રીતે પિછાંણે. "હઓમ ઉર્વાનેમ યજમઇદે, હઓમ ફ્રવષીમ યજમઇદે," એટલે કે "અમો અમારા રવાનને આરાધ્યે છિએ, અમો અમારા ફ્રોહરને આરાધ્યે છિએ," એ આપણી ખોર્શેદ મેહરની નીઆએશોમાં આપણાથી વારે ઘડીએ ભણાતા શબ્દો છે. મેં આગળ એક વખત કહ્યું છે તે પ્રમાણે, યુનાનના દેલફિઅન મંદીરના દરવાજાપર મેલેલા શબ્દો કે "Know thyself", એટલે "તારા પોતાને પિછાંણ," એ શબ્દોની આપણી નીઆએશના આ શબ્દો યાદ આપે છે. "તું પોતાને

---

1. "Il n'ya que deux sortes d'hommes raisonables, ceux qui servent Dieu de tout le cœur parce qu'ils le connaissent, et ceux qui cherchent Dieu de tout le cœur parce qu'ils ne le connaissent pas."

પિછાંણ અને તું ખુદાને પિછાંણશે", એ જાણે દીન અને દુન્યાએ શિખવેલું ડહાપણ છે. એક માણસ, જે પોતે પોતા માટે સ્વમાંન ધરાવે, તે સ્વમાંન ધરાવી, રખેને પોતાથી ખોટું થાય અને પોતાને હલકું લાગે એવાં ખ્યાલથી જીંદગી ગુજારે, તે માણસ ખુદાને પિછાંણે છે, તે ખુદાથી ડરીને જીંદગી ગુજારે છે.

આપણે જેમ તદબીર અને તકદીર (Deed and Destiny અથવા Self-exertion and Fate) માટે બોલ્યે છિએ, તેમ ડહાપણ અને ઇશ્વરની પ્રજા પાળન દિર્ઘ દ્રષ્ટિ (Prudence and Providence) માટે બોલ્યે છિએ. આ દુન્યામાં તદબીર અને તકદીર બંને કામ કરે છે. આપણે હમેશાં તદબીર કરવી. કામ અને કામ અને કામ માટે કોશેશ કરવી. તેમ કરવા છતાં પરિણાંમ આપણી ખાહેશ મુજબ નહિ આવે તો તકદીર ઉપર સંતોષ પકડવો, એટલે ખુદા ઉપર એતબાર રાખવો, કે "તે સાહેબની મરજી એવી હશે. માટે તે, જે આ ઇખત્યાર મરજીનો સાહેબ છે, તેની મરજી પ્રમાણે થવા દેઓ" (Let God's Will be done).

આ તો નિષ્ફળતાની બાબત થઇ પણ કામમાં ફતેહની બાબત લેવો. એજ પ્રમાણે આપણે કોશેશ કર્યે અને ડહાપણથી કામ કરી ફળે અને માન્યે કે "આ આપણે આપણા ડહાપણથી કર્યું છે." એમ આપણે કહી શકયે, પણ ખબરદાર રહેવું જોઇએ, કે રખેને આ વિચાર આપણને કોઇ તુંદાઇ, કોઇ ખોટી મગરૂરી ઉપર લઇ જાય. આપણે તુરત યાદ કરવું, કે આપણે જે ડહાપણ (prudence) થી એ કામ કર્યું છે, તે ડહાપણ પણ તે ખુદાતાલાની મહેરબાનીભરી દિર્ઘ દ્રષ્ટિ (Providence) નું પરીણામ છે. આપણને આ બરહક શિખાંમણ છે કે "તમો પોતાને મદદ કરો" (Help yourself). પણ તમો પોતાને મદદ કરી શકો એવી હાલતમાં હોવ યા આવો, તે તે સાહેબની નીઆંમત યા બક્ષેશ છે. માટે આ પણ બરહક ડહાપણના શબ્દો છે કે "ખુદા તેઓને મદદ કરે છે કે જેઓ પોતાને મદદ કરે છે" (God helps those who help themselves). આવો ખુદા ઉપરનો વિશ્વાસ અને ખુદા તરફનો યારીનું આકીન નિષ્ફળતામાં આપણને ટેકવે છે, અને સફળતામાં કમીના અને નમાના રાખે છે.

આપણી એક પેહેલવી કેતાબ દાદેસ્તાને દીની (સવાલ ૭૦ બા. ૭૧) માં કહે છે, કે કેટલીક બાબતોમાં તકદીરનું પ્રબળ હોય છે. કેટલીકમાં તદબીરનું. ત્યાં દાખલા આપે છે કે જીંદગીના આવર્દાં, ધણીઆણી, ફરજંદો, દોલત, દરજ્જો એ સર્વ તકદીરને આધારે છે. એટલે એક બાલક જનમ્યું તે કેટલાં વર્ષ જીવશે ? એક માણસને બાયડી મલશે તે ભુંડી કે ભલી નીવડશે ? તેને ત્યાં ફરજંદો અવતરશે કે નહિ ? તેને દોલત યા દરજ્જો મલશે કે નહિ ? એ સર્વ તે માણસના તકદીરપર આધાર રાખે છે. પણ એ સર્વ વચ્ચે નેકી કરવી કે બદી કરવી, ઉદ્યોગ કરવો કે મારફાડ કરવી, સુલેહમાં રહેવું કે કજીઓ કરતા રહેવું. એ સર્વ આપણી તદબીરનાં હાથમાં છે.

આપણી ખાહેશો અને મરજીઓ આપણી પોતાની હોવા છતાં, તેઓને આપણે ખુદ ખુદાની હોય, એવી રીતે રૂપ આપવું જોઇએ. કવિ ટેનીસન આ બાબે સુંદર

રીતે કહે છે કે, "અમારી મરજીઓ તે અમારી મરજી છે, શા સબબે તે અમે જાણતાં નથી. અમારી મરજીઓ તે અમારી છે પણ તે તારી મરજીઓ બનાવવા છે."[1]

**તકદીર અને તદબીર બાબે પેગામ્બર મહમદની શિખામણ.**

પેગામ્બર મહમદની દીની શિખવણી માટે કહેવાય છે, કે તેવણની દીન 'નસીબ' ઉપર ઘણો આધાર રાખતાં શિખવે છે. પણ એવું દિસે છે, કે કોઇપણ કોશેશ વિના ફકત નસીબ ઉપરે આધાર રાખી બેસી રહેવાને તે પેંગામ્બરે શિખવ્યું નથી. તેવણ માટે કહેવાતી આ નીચલી ડાહી વાત તે દેખાડે છે: કહે છે કે એક વખત તેવણ સાથના ઉંટના સારવાને તેવણને કહ્યું કે "મેં ઉંટને છુટું મેહલ્યું છે અને ખુદાતાલા ઉપર આધાર રાખ્યો છે, કે તે સાહેબ તે ઉંટને તપાસશે અને નાસી જતું બચાવશે." કહે છે કે પેગામ્બરે તુરત તે ધણીને કહ્યું કે "તારાં ઉંટને તું બાંધી રાખ અને પછી ખુદા ઉપર વિશ્વાસ રાખ." એટલે કે "તારે જે કરવું હોય તે પહેલે કર, તારી ફરજ છે કે ઉંટ નાસી નહિ જાય, તે માટે તેને બાંધી રાખવું. તે તારી ફરજ બજા લાવ. તારી કોશેષ કર અને પછી ખુદા ઉપર આધાર રાખ."

**અહુરમજદની ખરી સેતાયશ બાબે એપોલોન્યસ.**

એપોલોન્યસ ઓફ તાયના ( Appolonius of Tiana ) નામે એક ડાહ્યો યુનાની મશહુર થયો છે.[2] તેના આ શબ્દો કહેવાય છે કે "દેવતાઓને બળીદાન જોઇતું નથી. દેવતાઓને જે ચીજથી એક માણસ તૃપ્ત કરે તે ચીજ આ કે (ક) તે માણસ પોતે ડહાપણ પ્રાપ્ત કરે અને (ખ) પોતાની બનતી શકિતથી લાયક આદમીઓને ફાયદો પોહોંચાડે. દેવતાઓને આ ચીજો પ્યારી

---

૧ Our wills are ours, we know not why,
Our wills are ours, to make them thine."

તકદીર અને તદબીર બાબે પુરાણા હિંદુ સાહિત્યના વિચારો બાબે જુઓ Hindu Mind Training, by S. M. Mitra. જુઓ મારો વિષય The Ancient Iranian Belief and Folklore about the moon (Journal of the Anthropological Society of Bombay Vol. X No. 1, pp. 14-37). My Anthropological Papers Part II pp. 302-327).

૨ એ ભણેલા યુનાની માટે કહે છે કે તે ઇરાન ગયો હતો અને હિંદુસ્તાન પણ આવ્યો હતો. તે ઇરાન ગયો ત્યારે ત્યાં વર્દાનીસ (Vardanes, Bardanes) નામનો પાર્થિઅન પાદશાહ રાજ્ય કરતો હતો. કહે છે કે એ પાદશાહે એપોલોન્યસને યુફ્રેટીસ નદીની નીચેથી પસાર થતો એક બુગડો (tunnel) દેખાડયો હતો (Appolonius and other Essays "by Whittacker p.11). હાલ વિદ્યાના જમાનાના એક ફતેહમંદ કામ તરીકે નદીની તળેટી નીચેના તનલો માટે, દાખલા તરીકે થેમ્સ નદી હેઠલનો તનલને માટે બોલવામાં આવે છે. પણ આ દેખાડે છે, કે પાણીનાં સંબંધનાં બાંધકામમાં અસલી ઇરાનીઓ ઘણા મશહુર હતા. અફ્રાસ્યાબ જેવો તુરાની પાદશાહ પણ પાણીનાં બાંધકામોમાં કુશળ હતો.

ફીલોસ્ટ્રેટસ (Philostratus) નામના વિદ્વાને આ એપોલોન્યસની જીંદગીનું વૃતાંત લખ્યું છે. તે પ્રમાણે એ પાઇથેગોરસના શિક્ષણ મુજબના પંથનો એક ફીલસુફ હતો. તે શરાબથી અને માસથી પરહેજ રહેતો. ફકત શણના કપડાંનો સાદો પોષાક પહેરતો. જવાનીથી તેણે મોજ મજાહ છોડી હતી. તે મેવા ઉપર જીવતો અને ઉઘાડે પગે ફરતો. લાંબા બાલ રાખતો અને હમેશાં ખાલી જમીન ઉપર સુતો. તેણે પીઠેગોરસને નામે જણાયલી પસ્તાવા અને સુધ્ધાંની કસોટી (Pythagorean penance) પસાર કીધી હતી, એટલે કે તેણે માનતા લઇ પાંચ વર્ષ સુધી તદન ચુપકીદી જાળવી હતી અને એક પણ શબ્દ પાંચ વર્ષ સુધી બોલ્યો નહિ હતો. તેને માટે ઉપલો ફીલોસ્ટ્રેટસ ઘણી અજબ વાતો કહે છે, દાખલા તરીકે, તેણે ફકત પોતાના હાથના ચાલાથી એક વખત એક ઉશ્કેરાયલા ટોલાને શાંત કરી નાખ્યું હતું. તે જુદા જુદા લોકોની ભાષાઓ જાણતો હતો. ઘણાંકોને અજબ રીતે એકદમ સારાં કરતો હતો. આ સર્વ સબબે, જેમ કોઇ એને એક મોટો વિદ્વાન ફીલસુફ ગણી ગયા છે, તો કોઇ એને જાદુગર, તો કોઇ ઠગારો, તો કોઇ ધર્માંધ ઝનુની ગણી ગયા છે.

છે." એપોલોન્યસની નીચલી વાર્તા શિખાડે છે, કે જે ધણી પોતાનાં પિતાની સ્તુતિ ન કરે, પોતાના પિતાને બરાબર પિછાણે નહિ, તે ખુદાને પણ બરાબર પિછાણતો નથી:

ઓલિમ્પિઆ ગામ આગળ તેને એક સ્વાભિમાની (conceited) જવાન મલ્યો. તેણે તેને તેઓના ખુદા (Zeus) ની સ્તુતિમં એક લખાણ (penegyric) દેખાડ્યું. અપોલોન્યસે પુછ્યું કે "તેં તારા પિતાની સ્તુતિમાં કોઇ વખત લખાણ કર્યું છે કે"? તેણે જવાબ દીધો કે "તેને તેમ કરવા ગમતું હતું પણ તેને માલમ પડ્યું કે તે તેમ બરાબર યોગ્ય રીતે કરી શકશે નહિ". ત્યારે અપોલોન્યસે તેને કહ્યું કે "જ્યારે તું તારા પોતાના પિતા, જેને તું પિછાંણે છે, તેની સ્તુતિ બરાબર કરી શકતો નહિ ત્યારે તું ખુદા, જે સર્વનો બાપ, તેની સ્તુતિ બરાબર કેમ લખી શકે"? આ વાર્તાની તજેવીઝ શિખામણ આ છે કે "સર્વના બાપ ખુદાતાલાને પિછાંણવા માંગતા હોવ તો પહેલે તમારા પોતાના પિતાને પિછાણો, તેની સેવા બજાવો. તમારા પોતાનાંઓને પિછાણો, તેઓની સેવા બજાવો."

આ અપોલોન્યસ હિંદુસ્તાંન પણ આવ્યો હતો. તેના સંબંધની અને હિંદુસ્તાનથી જવા પછીની કેટલીક વાર્તાઓ યા બાબતો કહેવાય છે. તેમાંથી નીચલી કોઇક જાણવા જોગ છે:—

આ એપોલોન્યસની કોઇક ડાહી ડાહી વાર્તાઓ.

(ક) કહે છે કે હિંદુસ્તાન તરફ આવતાં તેને માર્ગમાં પ્રાઓકટીસ (Praootes) નામનો રાજા મલ્યો. તે રાજાએ અપોલોન્યસને કહ્યું કે "તું મને તારે ત્યાં જમવા તેડ." અપોલોન્યસે કહ્યું કે "તું રાજા મને જમવા તેડે, કે હું તુંને જમવા તેડું?" તે રાજાએ કહ્યું કે "દરજ્જા કરતાં ડહાપણને હું પાદશાહી બક્ષેશ તરીકે વધારે પસંદ કરું છું (I regard wisdom as more kingly than rank); તે સબબે હું તારા ડહાપણને માટે માન ધરાવી તારે ત્યાં જમવા આવવાનું માન ભર્યું સમજું છું."

(ખ) તે રાજાએ અપોલોન્યસને હિંદુસ્તાનના ફીલસુફો માટે કહ્યું કે "તેઓ ઘણીક તપાસ પછી ફીલસુફો ગણાય છે, નહિ કે ફકત ફીલસુફીના અભ્યાસથી. પણ યુનાનમાં એવી તપાસ થતી નથી, તેથી ત્યાંના કેટલાક કહેવાતા ફીલસુફો ચોર સમાન હોય છે."

(ગ) શરાબ માટે વાત નિકલતાં રાજાએ કહ્યું કે "મધ્યમસર શરાબ પીનારા સારી ઉંઘ કહાડે." અપોલોન્યસે તે ના પાડ્યું કે "થોડો શરાબ પણ સ્વાનને જેહમત આપે."

(ઘ) અપોલોન્યસ "ડાહ્યા પુરૂષોના મિનારા" (Tower of sages) નામની જગ્યાએ આવ્યો. ત્યારે તેને હિંદી ફીલસુફ ઈયારકસ (Iarchus) સાથે નીચે પ્રમાણે વાત થઇ.

અપોલોન્યસ—"તમો ફીલસુફો બધું જાણો છો, પણ તમો પોતાને બરાબર પીછાંણો છો કે?"

હિંદી ફીલસુફ ઇયાર્કસ—અમો પોતાને જાણીએ છિએ, તોજ બધાંને જાણીએ છિએ.

એપોલોન્યસ—ત્યારે તમો પોતાને શું ધારો છો?

જવાબ—અમો પોતાને દેવતાઓ સમજયે છિએ.

સવાલ—પોતાને દેવતાઓ કાંએ સમજો છો?

જવાબ—કારણ અમો સારા આદમી છિએ.

આ વાતચીત દેખાડે છે કે ભલા નેક અશો માણસો ખુદા સમાન છે.

ત્યાર પછી બન્નેએ અવતાર બાબે વાત કીધી.

(હ) રાજાને ત્યાં એપોલોન્યસ જમવા ગયો. ત્યાં કહે છે કે એવી સાંચાની યુક્તિ કીધેલી કે ખાણાની રકાબીની મેજો પોતાની મેળે ચાલી આવે અને સાકીઓ શરાબ નાંખે, તેને બદલે પણ પોતાની મેલે શરાબ નમાય એવી કોઇ યુકતી કરેલી હતી.

(ચ) એપોલોન્યસે કહ્યું કે "ઇરાંની પાદશાહ ઝર્કસીસ યુનાનીઓ સાથની લડાઇમાં મારી ગયો હતે તો વધારે ભાગ્યશાળી ગણાતે, સબબકે ત્યારે યુનાનીઓ તેને નામે રમતનાં અખાડાઓ સ્થાપતે. તેનું કારણ આ કે જેઓ તેઓને હાથે ફતેહ થયા હોય તેઓની સ્તુતિ ગાવી, તે તેઓ (યુનાનીઓ) માં પોતાની સ્તુતિ ગાવા બરાબર છે."

(છ) યુનાંન પાછું ફરતાં આ એપોલોન્યસે એશીસીઅન લોકો આગળ ભાષણ કરતાં, હાલમાં આપણે જેને એક પ્રકારનું સોશીઅલીઝમ (socialism) કહે, તેને મલતા વિચારો જણાવ્યા કે, માણસોએ પોતાના માલની ખુશીથી માલ વગરનાઓ સાથે વાંટણી કરવી.

(જ) રોડસ (Rhodes) શેહેર આગળ તેને એક નવો પૈસાવાળો, જે બાન-દેળવાયલો હતો તે મલ્યો. તેણે પોતાના ઘરને પોતાના નવા પૈસાના જોરથી ઘણા રાચરચીલાંથી સિંગારેલું હતું, તે જોઇ એપોલોન્યસ બોલ્યો કે "એ ઘરનો માલેક દિસતો નથી, પણ ઘર એનો માલેક છે એમ દિસે છે."

**ખુદા જેવા થતાં ગરૂરી દુર રાખવી.**

આપણે ઉપર કહ્યું, કે અહુરમજદ ખુદાનાં જેવા ભલાં કામ કરનાર (હુ કેરદાર બેદ ચુન અહુરમજદ ખુદાએ) થવાની સર્વએ કોશેશ કરવી જોઇએ. તેવી કોશેષ કરી ફતેહમંદ થઇ ખુદાના આભારી થવું જોઇએ. સર્વ ફતેહ દાદારની મેહરના પ્રતાપ છે, એમ કમીનાંપણાં સાથે માનવું જોઇએ, અને તેમ માનીને આજુબાજુનાંઓ તરફ નમ્ર અને ભલમનસાઇ ભરેલા રહેવું જોઇએ. એવી કોઇ ફતેહથી મનનું સમતોળપણું ખોહવું નહિ જોઇએ. એમ સમતોલપણું ખોહોવાનો ઇરાંનની પુરાણી તવારીખમાં દાખલો શાહ જમશેદનો મલે છે, કે જેને માટે કહે છે કે તે પોતાની હકુમતમાં ફતેહમંદ થતાં તુંદ અને મગરૂર બન્યો, જે તુંદી અને મગરૂરી તેનો નાશ લાવી.

હાલનાં જમાનામાં તેવા એક દાખલા તરીકે કેટલીક હદ સુધી નેપોલ્યન બોનાપાર્ટ તરફ આંગળી દેખાડવામાં આવે છે. એક સેપાહની પંક્તિ ઉપરથી તે

આરતે આસ્તે વધ્યો અને ચહડયો અને ફ્રાંનસનો શાહનશાહ થયો. તે યુરોપના મોટા ભાગની ઉપર સત્તા ચલાવનાર થયો, અને કોઇક લખનાર કહે છે તેમ, જાણે તેના જમાનાનો અર્ધો સિકંદર થયો. તેવી ચહડતી સાથે કહે છે કે, તે જરા ગરૂર અને નભરવશ બન્યો. તેના જોર, કૌવત, હિમ્મત, બહાદુરી, લડાયક કુનેહ, સેપાહસાલારી વિગેરે ઉપર લોકોને, અને તેમાં તેનાં સેપાહીઓને, એટલો તો વિશ્વાસ બેઠલો, કે જેમ આપણે શાહનામામાં રૂસ્તમ માટે વાંચ્યે છિએ કે રૂસ્તમ જંગનાં મેદાનમાં હાજર થાય કે સેપાહીઓને તેનાં નામથી અને હાજરીથીજ જાણે હજારો યા લખ્ખો માણુસોનું નવું લશ્કર કુમેકે આવ્યું હોય તેમ હિમ્મત આવે, તેમ એની હાજરીથી એનાં લશ્કરને હિમ્મત આવતી, તે એટલી બધી હદ સુધી, કે લોકો તેની અદભુત શક્તિ યા હિમ્મત વિગેરેના સબબે તેને ખુદાઇ શક્તિ ધરાવતો માનતા, બલકે તે જાણે કોઇ દેવતા હોય તેમ માનતા. લોકોના આવા ભક્તિભાવથી, આવી પુંજાથી, કહે છે કે તેના મનમાં પણ એવા ફાંતા ભર્યા વિચાર આવ્યા કે તેનામાં જાણે ખુદાઇ શક્તિ છે. જાણે તે પોતે એક દેવતા યા ખુદાઇ પુરૂષ છે, એવા ખ્યાલે તેને ખોટા માર્ગપર મેલી ગરૂર બનાવ્યો અને તેથી તે કેટલોક નભરવશ બન્યો અને ખ્યાલ રાખવા લાગ્યો કે "મને શું થનાર છે? મને કોણ માહાત આપનાર છે?" કહે છે કે ૧૮૨૪ માં તેની સામેવાળા મિત્ર રાજ્યો (Allies) પેરીસમાં દાખલ થયા તેની આગમચની લડાઇ સુધી તે ઉપલા ખ્યાલથી નભરવશ રહ્યો. તેની જીંદગીના થોડાક ભાગની હકીકત એક પુસ્તક, નામે "એલબા ખાતે નેપોલીઅન"[1] એવે નામના પુસ્તકમાં આપી છે. તેની તપાસ લેતાં એક લખનાર એનાં એ અજબ નભરવશપણાં માટે કહે છે, કે લોકોના એને માટેના ઉપલા ખ્યાલે એના મનમાં એ બાબે અજબ ઘર ઘાલ્યું હતું, જેના પરીણામમાં તેની પડતી આવી.

સિકંદર માટે પણ કહે છે કે તેની ફતેહમંદ લડાયક કારકીર્દીએ તેના મનમાં પણ પોતે કોઇ દેવતા છે એવો ખ્યાલ દાખલ કીધો હતો. લોકો તેમ માનતા અને તેમ માની જાણે તેને પુંજતા, તે ઉપરથી તેના મનમાં એ ખ્યાલ આવતો. કોઇક યુનાની પાછલા લખનારાઓ એની ચહડતી વંશાવળી કોઇ યુનાની દેવતાઓ ઉપરથી ખેંચે છે, તેને આ બાબત સાથે સંબંધ છે.

એવા ફતેહમંદ પુરૂષો પોતા માટે દેવતાઇ ખ્યાલ બાંધે તેનો વિચાર બાજુ મેલી સાધારણ બાબતનો વિચાર કરતાં આપણને દિસે છે કે આજુબાજુનાંઓ તરફની હદ બહાર સ્તુતિ, જે ઘણીકવાર ખરાં જીગરની પણ હોય, તેથી માણુસે મગરૂર બનવું નહિ જોઇએ અને તેહેંકરાઇ અખત્યાર કરવી નહિ જોઇએ, પણ તે સર્વ ફતેહનો સાહેબ ખુદાતાલા છે, એમ ધારી અને માની કમિના રહેવું જોઇએ. "અહુરાઇ મજદાઇ વીસ્પા વોહુ ચિનહ્મી" એટલે "સર્વ નેઆંમત અહુરમજદ તરફથી છે એમ હું માનું છું," એવો આપણી "જસ મે અવંઘહે મજદ" ની નામીચી એકરારનામાની બંદગીની સેવટનો એકરાર આપણે હમેશાં કરતા રહેવું જોઇએ.

---

1 Napoleon at Elba, by M. N. young (1914).

એક લખનાર કહે છે કે "ખુદા એક ગરીબ ભીખારી છે." આ શબ્દો ભાવાર્થથી ભરપુર છે, અને આપણને ઘણાક વિચારો સુચવે છે.

**ખુદા એક ગરીબ ભીખારી છે.**

તે સાહેબનું નથી કંઈ ઘર કે બાર, કે જે માટે તે કહે કે "આ મારૂં અને મારૂંજ ઘર છે. એમાં કોઇને આવવાનો હક નથી." એક ગરીબમાં ગરીબ મજુર યા ફકીર પણ કદાચ પાંચ સાત ચોરસ વારની પોતાની ઝાવલીનાં ઝુપડાંની જગ્યા તમોને દેખાડી કહે કે "આ મારૂં પોતાનું ઘર છે. એમાં મને પુછવા વગર કોઇને આવવાનો હક નથી." પણ આ અર્થે ખુદાનું પોતાનું કંઈ ઘર નથી, પાંચ સાત વાર જગ્યા નથી. નથી તેના પાસે કાંઇ પૈસા કે દોલત, કે જે માટે તે કહે કે "આ પાંચ પૈસા મારા છે. એ ગમે તેમ ખરચવાનો મને હક છે." કોઇ કદાચ એક ભીખારી પણ કહે કે "મારા હાથમાં આજે પાંચ પૈસા ભિક્ષા મેળવી એકઠા કરેલા છે તે મારા છે." પણ ખુદા એક દોડીઉં દેખાડી પણ તમોને કહેતો નથી કે "આ દોડીઉં મારૂં અને મારૂં છે." આ વિચારે જોતાં તે ગરીબમાં ગરીબ છે. તે છતાં તે હૈયાત છે તે જીવે છે. તે શાથી જીવે છે? તે શાથી હૈયાત છે? તેને પણ હૈયાતી માટે કાંઇ જોઇયે છે. તેને જે જોઇએ છે તે આપણ માણસજાત તરફની સ્તુતિ, નેમાજ, બંદગી. તે મળવાથી તે ખુદા તરીકે છે. તે જાણે આપણા તરફથી મળતી સેતાયશથી ખુદા છે. તે છતાં તે તવંગર, શક્તિવાળો, સર્વ ડહાપણનો ભંડાર છે. ગરીબોને આ વિચાર ઉપરથી દિલાસો લેવાનો છે કે ખુદાતાલા પોતે પણ મોહોતાજ છે. તેની પાસે નથી એક વાર જમીન કે નથી એક પૈસો કે જેને તે પોતાના કરી કહે. તે આપણી સેતાયશ, સ્તુતિ, બંદગીનો મોહોતાજ છે. તે છતાં તે તવંગર છે, શકિતવાન છે, આપણ કરોડોને કાંઇ આપવાને શકિતવાન છે. ત્યારે તવંગરી કોઇ ચીજ (matter) માંજ નથી પણ કોઇ અનદીઠ ગુણોમાં કોઇ સદગુણોમાં છે.

**ખુદાને જાહેરાત આપનાર આહરેમન છે.**

કહે છે કે રેહમવંત ખુદા માટે જાહેર ખબર આપનાર સેતાન યા આહરેમન છે. (The Devil has been the most efficient advertising agent of the *Bon Dieu*). આ કહેવાની મતલબ આપણા વંદીદાદ (પર્ગદ ૧) નાં શીક્ષણ મુજબ થોડીક ધ્યાનમાં ઉતરે છે. ખુદાતાલાએ એક પછી એક માણસ જાતની વસ્તી માટે સુંદર શહેરો પેદા કર્યાં. ત્યારે આહરેમને તેની સામે તે શહેરોમાં કોઇ બલા પેદા કરી, કોઇ શ્રાપ ઉત્પન્ન કર્યો. આ અને બીજાં શિક્ષણ મુજબ આપણે આહરેમન તરફ બુરાઇના, બદીના, જીઆન યા નુકશાનના, દુઃખ દરદ વિગેરેના ઉત્પન્ન કરનાર તરીકે જોઇએ છિએ. એવાં દુઃખ દરદો, મુશકેલીઓ, આફતો વચ્ચે, માણસ ખુદાને વધારે યાદ કરે છે. સાધારણ શાંતીના વખતમાં ખુદાની સેતાયશ થાય તેના કરતાં અશાંતી અને વિપ્તીના વખતમાં વધારે થાય છે અને તેવી સેતાયશ વળી શાંતી, સુખ, રાહત આણે છે. આ મુજબ જાણે આહરેમનની આહરેમંદી ખુદાની ખુદાવંદીને વધારે જાહેરમાં લાવે છે. આ દુન્યામાં

આહરેમનની આહરેમંદીના આવા અ–શાંત કલાકો યા દીવસો કરતાં, દુઃખ અને વીલાપનાં દિવસો કરતાં, શાંતીના કલાકો અને દિવસો, સુખના કલાકો અને દિવસો આપણુ સર્વએ વધારે જોયા છે. આપણામાંથી કોઇ એવું નહિ હશે, કે જેણે કોઇ એક યા બીજા પ્રકારની આહરેમન તરફથી આવતી ગણાતી બીમારી જોઇ નહિ હશે. પણ આપણે વિચાર કર્યે છીએ, ત્યારે દાદારના શુકરાનાં કર્યે છિએ કે આપણી જીંદગીમાં બીમારીનાં બીછાણા ઉપર આપણે દિવસો પસાર કર્યા હશે, તેના કરતાં તંદરોસ્તીનાં બીછાણા ઉપર વધારે દિવસો પસાર કર્યાં હશે. આપણામાં ઘણાંકો એવા હશે, કે જેઓએ પોતાની જીંદગીમાં કોઇ એક યા અનેક વખતે દલગીરીનાં આંસુ આંખમાંથી પાડયાં હશે. પણ આપણે ગુજર પામેલી આપણી જીંદગી ઉપર નજર ફેંકયે છિએ, તો યાદ કર્યે છિએ કે દલગીરીના આંસુ જેટલાં રેડયાં હશે, તે કરતાં હરખનાં આંસુ વધારે રેડયાં હશે, યાને હરખના યા ખુશીના ઘણા અવસરો પસાર કર્યા હશે.

આ વિચારે ત્યારે આપણને હમેશાં દુઃખમાં દીલાસો દેવો જોઇએ કે, તે દાદારે આ જગત ભલાં માટે પેદા કરી છે, આપણને જાન અને જીંદગી ભલાં માટે આપ્યાં છે. તે સાહેબ આપણી ખુશીમાં ખુશી છે, આપણી દલગીરીમાં દલગીર છે. અલબત્તે જીંદગીમાં કોઇ કોઇવાર વાદળ ઘેરાઇ આવશે, પણ તે સાહેબની મેહરથી તે થોડા વખતમાં વિખરાઇ જશે. જો વિખરાઇ નહિ જશે તો રાહત અને સુખ આપનારો વર્સાદ આવશે. આ સુંદર શિખામણ સમાન શબ્દો છે, કે The clouds pass, the Heaven remains, એટલે "વાદળાંઓ પસાર થઇ જાય છે, અને આકાશ ચાલુ રહે છે." દાદારે હમેશ માટે સારૂં અને સારૂંજ સરજેલું છે. દુઃખ પળવારનું હોય છે. ત્યારે આપણે આહરેમન તરફથી આવતાં ગણાતાં કોઇ દુઃખ દરદો, મુશકેલીઓ યા આફતોથી હારી ખાવાનું નથી, પણ દાદાર તરફ જોઇ તેને હિમ્મતથી સહન કરવાનાં છે, કે થોડા વખતમાં સર્વ સારૂં થશે. આ દુન્યામાં દુઃખ દરદો મુશકેલીઓ અને સંકટો, જેમ આપણા પોતાના વાંકથી, તેમ આપણાં કોઇપણ વાંક વગર, આવવાનાં અને આવવાનાં. ત્યારે તેવાં દુઃખ દરદો, તેવી મુશકેલીઓ નહિ આવી પડે, તે માટે તે દાદાર હજુર દુઆ ગુજરવી એ બરહક છે, એ એક પ્રકારે આપણો આપણા તે પિતા તરફ હક છે. પણ તે કરતાં વધારે બરહક આ છે કે તે સાહેબ પાસે એવી દુઆ ગુજારવી કે તે આપણને દુઃખ દરદો મુશકેલીઓ અને સંકટો ખમવાને હિમ્મત, જોર, કૌવત, અને સબુરી આપે.

જેમ ઉપર પ્રમાણે આહરેમનની આહરેમંદી, સામી દાદારની દાદારીને, ખુદાની ખુદાવંદીને વધારે જાહેરમાં આણે છે, તેમ આપણાં દુશ્મનોની દુશ્મનીના સંબંધમાં પણ કેટલીક હદે બને છે. તમો સુદ્ધા અને સફી હશો, તમો સાચ્ચા અને રાસ્ત હશો, તો તમારા દુશ્મનની દુશ્મનાઇ સેવટે તમોને નુકસાંન કરવાને બદલે તમારૂં સારૂં કરશે, જો જાહેરમાં નહિ તો તમારા બાતેનમાં તમોને સુખ અને સંતોષ આપશે. એક દાનાવના આ શબ્દો છે કે "હરેક માણસનો એક દુશ્મન હોય તો ભલો". કાંઇ નહિ તો એક દુશ્મનની

દુશ્મની એક ભલા આદમીને ખબરદાર કરે છે, કે રખેને તેમાં કાંઇ ખામી હોય કેજે ખામીને પકડી દુશ્મન કાગનો વાઘ કરે.

**ખુદા અને જર્વાને અકરેન.**

કોઇક લખનારાઓ અસલી ઇરાનીઓ ઉપર આળ મેલે છે, કે તેઓ ખુદ ખુદાની ઉપર, દાદાર અહુરમજદની ઉપર "જર્વાને અકરેન" એટલે "હદ વિનાના વખત" (Boundless Time) ને મેલતા હતા. અસલી ઇરાનીઓ તો ફકત ખુદાને સર્વોપરી ગણતા. કદાચ કોઈ નાનો પંથ એમ માનતો પણ હોય, પણ તે ચોકસ દિસતું નથી. પણ જે દિસે છે તે આ કે ઇરાનીઓએ ખુદ ખુદાને વખતના સંબંધમાં અનંત. જર્વાને અકરેન (Timeless God) ગણ્યો છે, એટલે કે તે દાદાર કયારે પહેલે હસ્તીમાં આવ્યો, તેનો વખત જણાવ્યો નથી. તે સાહેબ બીકીનારે જમાનામાં હસ્તીમાં આવ્યો. સર રીચર્ડ બર્ટન આ બાબત બરાબર સમજેલો દિસે છે. તેણે ઇરાનમાં એક હાજીના રૂપમાં ઘણી સફરો કીધી હતી. તેને પોતાનું નામ કોઇ લખાણોમાં હાજી અબદુલ યજદી એમ રાખ્યું છે. એ નામે એણે એક કસીદો પ્રગટ કર્યો છે.[1] તેમાં તે આ વિચાર દર્શાવતો દિસે છે.[2]

**ખુદા અને બદઓની.**

મુનતખબ અલ તવારીખના કર્તા બદઓની માટે કહે છે કે જયારે પણ બાંગી (મોએજ્જીન) ખુદાનું નામ પોકારતો, ત્યારે તે ઉભો રહી જઇ શાંત વિચાર કરતો.

**ખુદાની હમેશગી બાબે આરબ વિચાર.**

કુદરતમાં ચાલુ ફેરફાર થશે, તે છતાં કુદરત, સાંમતી કુદરત તરીકે કાયમ રહેશે અને તે કુદરતનો ખાવીંદ પણ કાયમ રહેશે. કહે છે કે આરબોમાં સેલેડ (Salad) જેવી તાજી તરકારી વેચનારાઓ તે વેચવા નિકળે છે ત્યારે એમ બુમ મારે છે કે "ખુદા તે છે કે જે ગુજર પામતો નથી" (God is that which does not pass away)[3]. આ પોકારની મતલબ આ, કે "હું જે તરકારી વેચવા નિકળ્યો છું, તે તો થોડા વખતમાં કરમાઇ જશે, સુકાઇ જશે; એવી સર્વ દુન્યાઇ ચીજો ના પાયદાર છે, ખુદાજ એક છે જે હમેશ રહેશે." આ દુન્યાઇ પેદાયશની ના-પાયદારીનો ખ્યાલ આપવા આરબો કબરની ઉપર એક કબુતરનું ચીત્ર પાડે છે, એવું દેખાડવા કે માણસનું રવાન એક પક્ષી માફક એકાએક ઉડી જાય છે.

આપણામાં લગનના આર્શીવાદમાં પરણતાં જોડા ઉપર ચોખા છાંટી ખુદાતાલાને નામે જે દુઆ દેવામાં આવે છે, તે ખુદાના તરીકાના સંબંધમાં ઘણા વિચારોના સમાવેશ સાથની દુઆ છે. અહુરના તરીકા પ્રમાણે ચાલવાના તેમાં ઘણાક વિચારો જોડાયલા છે. બીજી પ્રજાઓમાં પણ એમ ચોખા છાંટે છે. તેમાં મતલબ આ છે, કે ચોખા

---

૧ "The Kasideh of Haji Abdul Yazdi" by Sir Richard Burton.

૨ On Guebre steppes the Timeless God, who governs by his dual peers (IV Canto 20; p. 32 of the edition of 1914.)

૩ "The Diwan of Abu L. Ala", by Henry Baalaim (1908), Introduction p. 19.

આબાદીની નિશાણી છે, તેથી જે પરણુતા જોડાં ઉપર અથવા જે બીજાંઓ ઉપર શગન તરીકે તે છાંટવામાં આવે, તેઓ માટે આબાદી યા ફળદ્રુપપણાની દુઆઓ થાય. સેલીબીસ (Southern Celebes) ના મુલક માટે કહે છે કે ત્યાં પણુ આરબોની માફક આત્માને પક્ષીના રૂપે ગણે છે, અને તેમ ગણી લગ્ન વખતે વરરાજા ઉપર રંગીત ચોખા છાંટે છે, તે એવી મતલબથી કે પક્ષી રૂપનો તેનો આત્મા ઉડી નહિ જાય, પણુ પેલા ચોખા ખાવા ત્યાંજ રહે અને તેથી વરરાજા લાંબી જીંદગી ગુજારે. એમ ચોખા છાંટવાની ખાસ નેમ આ મનાય છે કે આવા સારા અપરમાં અવસરે દેવો ખાસ કરી તત્પર રહી તે અવસરવાળા ધણીઓને આત્માને ખેંચી લઇ જવા તલપે છે તેમ નહિ બને અને ખુદા તેઓને પોતાના તરીકા ઉપર ચલાવવાને હંમેશાં રેહબર રહે.



# અર્દીબેહેશ્ત અમેશાસ્પંદનાં હાથમાં બેહેશ્તની ચાવી.[1]



**અવસ્તા**—અષેમ વહિસ્તેમ સ્રએષ્ટેમ અમેષેમ સ્પેન્તેમ યજમઇદે (સીરોઝા. અર્દીબેહેશ્ત યસ્ત).

**અર્થ**—સર્વથી સરસ અર્દીબેહેશ્ત અમેશાસ્પંદને અમો આરાધ્યે છિએ.

**અવસ્તા**—નિજબયેમિ વહિસ્તેમ અહુમ અષઓનામ રઓચંઘ્રહએમ વીસ્પો ખાથ્રેમ. નિજબયેમિ ગરોન્માનેમ મએથનેમ અહુરહે મજદાઓ, મએથનેમ અમેષનાંમ સ્પેન્તનાંમ, મએથનેમ અન્યએષામ અષઓનામ.

(વંદીદાદ ફર્ગર્દ ૧૯ ફ. ૩૬)

**અર્થ**—અશો લોકોની રોશન. તમામ સુખવાળી સર્વથી સરસ જીંદગી (અથવા દુનિયા) ને હું વખાણું છુ. ગરોન્માન (ગરોથમાંન બેહેશ્ત), જે અહુરમજદનું મકાન, જે અમેશાસ્પંદોનું મકાન, જે બીજા અશો લોકોનું મકાન, તેને હું વખાણું છું.

**અવસ્તા**—વીસ્પ હુમત, વીસ્પ હુખ્ત, વીસ્પ હવર્શત, વહિશ્તેમ અંઘ્રહુઇમ અશએત. વીસ્પ દુશ્મત, વીસ્પ દુઝુખ્ત, વીસ્પ દુજ્વર્શત અચિશ્તેમ અંઘ્રહુઇમ અશએત. (વીસ્પ હુમ્ત).

**અર્થ**—તમામ ભલા વિચારો, તમામ ભલાં વચનો, તમામ ભલાં કામો બેહેશ્ત તરફ લઇ જાય છે. તમામ ભુંડાં વિચારો, તમામ ભુંડાં વચનો, તમામ ભુંડાં કામો દોજખ તરફ લઇ જાય છે.

આપણાં સીરોઝાના અથવા અર્દીબેહેશ્ત યસ્તના, વંદીદાદના અને વીસ્પ હુમ્તની નામીચી બંદગીના ઉપલા ફકરાઓ આપણે આપણા આજના વિષયના આધારના ફકરા તરીકે લેઇ શકયે. આ ફકરાઓમાં ભણનાર ત્રણ વિચારો જાહેર કરે છે.

૧ તે અષ વહિશ્ત એટલે અર્દીબેહેશ્ત અમેષાસ્પંદ, જેના નામના એક ભાગ, વહિશ્ત (બેહેશ્ત)માં બેહેશ્તનો ખ્યાલ સમાયલો છે તેને યાદ કરે છે.

૨ તે બેહેશ્તની સર્વથી સરસ (વહિશ્ત) હાલત યા જીંદગી (અહુ)ને યાદ કરે છે.

૩ તે બેહસ્તમા કેમ જવાઇ શકાય, તે જણાવે છે, અને કહે છે કે ભલા વિચાર વચન અને કામોથી ત્યાં જવાઇ શકાય છે, અને એથી ઉલટું, ભુંડા વિચાર વચન અને કામ દોજખ તરફ લેઇ જાય છે.

આપણને આ દુન્યાના કોઇ સુંદર મકાનના સંબંધમાં ખાહેશ થાય છે કે આપણે ત્યાં જઇએ. ત્યારે આપણે તેનાં સંબંધમાં નીચલી બાબતો જાણવા માગ્યે છિયે :

---

૧. આ વિષય ઉપર જશન મંડળી મારફતે, રોજ ૩ મા. ૩ સને ૧૨૮૪ યજદજર્દી તા૦ ૧૪ આકટોબર ૧૯૧૪ ને દીને, અર્દીબેહેશ્ત અમેશાસ્પંદના જશન બાદ, ૬ કલાકને અમલે, જરથોસ્તી અનજુમનનાં આતશબેહરામમાં એક જાહેર વાએજ આપી હતી.

તે મકાનનો માલેક કોણ છે? તેનો અખત્યાર કોણ પાસે છે યા તેની ચાવી કોણ પાસે રહે છે? ત્યાં કેમ જવાઇ શકાય છે? તે જાણવાથી આપણે તે માટે સર્વ ગોઠવણ કર્યે છિએ. બેહેસ્ત, જે આપણા આજના વિષયતી બાબત છે, અને જેના મકાનમાં જવા માટે આપણે આપણી બંદગીઓમાં ખાહેશ દેખાડયે છિએ, તેનાં સંબંધમાં પણ આપણે એવાજ વિચારો કરવાના છે.

**બેહેસ્તની ખાહેશ.**

પેહેલું તો, આપણુ સર્વને બેહેસ્તમાં જવાની ખાહેશ થાય છે, યા, વધારે બરાબર બોલ્યે તો, ખાહેશ થવી જોઇએ. જે કોઇને એવી ખાહેશ નહિ થતી હોય તે માણુસાઇ સદગુણ નહિ ધરાવતો ગણાય. આપણા અવસ્તા પાજંદના ભણતરો પ્રમાણે એક જરથોસ્તી દરરોજ, જે દુઆઓ પોતાના દાદાર પાસે માગે છે, તેમાં એક દુઆ બેહેસ્ત માટે છે. (ક) પોતાની સવાર તે સરોસબાજની બંદગીથી શરૂ કરે છે તેમાં પણ તે "અહ્માઇ રએશ્ચ" ની બંદગી ભણતાં તે "અશોનું રોશન તમામ સુખવાળું બેહેસ્ત" (વહિસ્તેમ અહુમ અષઓનામ રઓચંઘ્રહેમ વીસ્પો ખાથ્રેમ) માગે છે.

(ખ) દુઆ નામ સેતાયશ્નેની સુંદર બંદગી ભણતાં તે જે ઘણીક નેઆમતો માટે અહુરમજદનો ઉપકાર માને છે, તે નેઆમતોમાં એક નેઆમત "રોશન બેહેસ્ત ગરોથમાન" છે.

(ગ) આતશ નીઆએશમાં તે જે કેટલીક મોરાદો માગે છે, તેમાં એક મોરાદ બેહેસ્ત માટેના રેહેબરની છે, કે જે "હાલ તેમજ હમેશ સુધી અશોનાં રોશન આસાંનીવાળાં બેહેસ્ત (નુરેમ્ચ યવએચતાઇને વહિસ્તેમ અહુમ અષઓનાંમ રઓ-ચંઘ્રહેમ વીસ્પો ખાથ્રેમ)નો શીખવનાર (અક્સાઓંઘ્રહાઓ) હોય. ત્યાં તે બેહેસ્ત કેવા બદલામાં મલે, તે માટે કહે છે કે" ભલાઇના ભલા બદલામાં, ભલી દુઆના બદલામાં, તથા રવાનને લાંબો વખત સુધી અષોઇના માર્ગમાં રાખેલું તેનાં બદલામાં તે મલે. (જજે-બુયે વંઘહાઉચ મીજદે વંગ્હુહાઊચ સ્રવહિ ઉરનએચ દરેઘે હવંઘહે.)

(ઘ) હોમ યશ્તમાં જે કેટલીક બખ્શેશો જણાવી છે, તેમાં પણ બેહેસ્તની બખ્શેશને એક ઉત્તમ બખ્શેશ જણાવી છે.

આ દુઆઓ મુજબ સર્વ માણુસો બેહેસ્તની ખાહેશ ધરાવે છે. બેહેસ્ત શબ્દને તેના બરાબર ભાવાર્થમાં સમજ્યે તો સર્વ જ્ઞાની પ્રાણીઓ વટીક પોતાને માટે પોતાને લાયકનું બેહેસ્ત શોધે છે.

**બેહેસ્ત એટલે શું?**

બેહેસ્ત માટે માણુસ જાત ખાહેશ ધરાવે છે એ દરૂસ્ત છે. આપણામાં બેહેસ્તની નેઆમત માટે એમ વારંવાર દુઆ ગુજારવામાં આવે છે. તે બરાબર સમજવા માટે બેહેસ્ત શું છે તે બરાબર સમજવું જોઇએ. એક વખત આગળ "મારૂં બેહેસ્ત" એ નામના વિષયમાં મેં જે કહ્યું છે તે કેટલુંક આજે હું ફરીથી બોલીશ.

"બેહેસ્ત મથાળે મેલેલા અવસ્તાના ફકરામાં જે 'વહીસ્ત' શબ્દ આવે છે તેનું ફારસી રૂપ છે. અવસ્તામાં બેહેસ્ત માટે "વહિસ્ત અહૂ" એટલે "સર્વથી સરસ જીંદગી અથવા દુનિયા," એવા શબ્દો આવે છે. તેમાંના "વહિસ્ત" શબ્દ ઉપરથી "બેહેસ્ત"

શબ્દ બન્યો છે. અવસ્તાનો એ "વહિશ્ત" તે સંસ્કૃત वसिष्ठ ફા. 'બેહેશ્ત' અંગ્રેજી 'બેસ્ટ' (best) છે. 'વહિશ્ત' શબ્દ અવસ્તાના 'વંધહુ' એટલે "સારૂં" શબ્દનો ઉત્કર્ષવાચક (superlative degree) શબ્દ છે. એ 'વંધહુ' શબ્દને મલતો સંસ્કૃત વસુ છે અને પેહેલવીમાં 'વહે' અને ફારસી 'બેહ' છે. જેમ વહિશ્ત, "વંધહુ" નો ઉત્કર્ષવાચક શબ્દ છે તેમ બેહેશ્ત શબ્દ ફા. 'બેહ'નો ઉત્કર્ષવાચક શબ્દ છે.

"ત્યારે બેહેશ્ત શબ્દનો અર્થ "જે સર્વથી સરસ અથવા ભલું." બેહેશ્ત ત્યારે માણુસ માટે તે હાલત કે જે સર્વથી સરસ ગણાય. આપણે કોઇ માટે બોલ્યે કે તે બેહેસ્તમાં ગયો. એટલે કે-જો બેહેસ્તને કોઇ જગ્યા ધાર્યે તો-સર્વથી સરસ જગ્યામાં ગયો; અથવા-જો બેહેસ્તને કોઇ હાલત ધાર્યે તો-સર્વથી સરસ હાલતમાં ગયો. ત્યારે મારી જે સર્વથી સરસ હાલત તે મારૂં બેહેશ્ત, સામાન્ય રીતે અંગ્રેજી શબ્દ 'બેસ્ટ' (best) જે અર્થે વપરાય છે, તે અર્થે પણ વિચાર કરતાં આપણે કહીયે, કે જે આપણું 'બેહેશ્ત' (best) એટલે 'સર્વથી સારૂં,' તે આપણું બેહેશ્ત. પણ એમ કહેતાં એક ચીજ યાદ રાખવી જોઇએ. એમ વિચાર કરતાં આપણે ફકત શારીરીક ભલાં તરફ, શારીરીક રીતે આપણું જે સારૂં થતું હોય તે તરફજ, જોવાનું નથી, પણ નીતિમાન બાબત તરફ પણ જોવાનું છે. જ્ઞાન સંબંધી, નીતિમાન સદગુણો સંબંધી આપણું જે પણ સારૂં, તે આપણું બેહેશ્ત. આપણે વધુ અને વધુ જ્ઞાન મેળવતા જઇએ, આપણે આપણા નીતિમાન સદગુણો વધુ અને વધુ ખિળવતા જઇએ, તો આપણુ બેહેસ્ત તરફ, આપણી સર્વથી સરસ (best) હાલત તરફ, જતા ગણાઇએ. એ વિચારજ દેખાડે છે કે બેહેશ્ત "પએ દર પએ" એટલે પગથીએ પગથીએ, કદમે કદમ, પગલે પગલે, એક પછી એક ચહડવાની હાલત છે. એના જૂદા જૂદા દરજ્જા છે; આજે જ્ઞાન અથવા નીતિમાન સદગુણોના સંબંધમાં જે હોઇએ તેનાં કરતાં કાલે બેહેતર થઇએ, પરમ દાહાડે વધુ બેહેતર થઈએ, ચોથે દિવસે વધુ બેહેતર થઇએ. તે મુજબ વધારો ચાલુજ છે. તે ફકત આ જીંદગીમાંજ ચાલુ છે, એમ નથી, પણ બીજી જીંદગીમાં પણ ચાલુ રહેશે. બેહેશ્ત મેળવવું અથવા સરસમાં સરસ હાલતમાં આવવું, એ કાંઇ ફકત આવતી જીંદગીનુંજ કામ નથી પણ આ જીંદગીનું પણ કામ છે. તેમ વળી તે ફકત આ જીંદગીનુંજ કામ નથી પણ આવતી જીંદગીનું પણ ચાલુ અને ચાલુ કામ છે. એ મુજબ જ્યારે દરેક આદમીએ, દરેક રવાને, દરેક આત્માએ વધવાનું છે, ત્યારે તે આદમીનું યા રવાનનું યા આત્માનું કોઇ એક ચોકસજ બેહેસ્ત હમેશ માટે નથી. પણ તે દરજ્જા મુજબ એક પછી એક વધતું છે. ત્યારે જો બેહેસ્ત એક માણુસ માટે એકસરખું નથી, તો અલબતે જૂદા જૂદા આદમીઓ માટે પણ એકસરખું નહિ પણ જૂદું જૂદું ચહડ ઉતર હોવું જોઇએ....

**બેહેશ્તનું મકાન ક્યાં છે?**

"હવે ત્યારે એ બેહેશ્તની જગ્યા અથવા બેહેશ્તનુ મકાન ક્યાં છે? આપણે સાધારણ રીતે જેમ ખોદાતાલાનાં મકાન માટે અથવા ખોદાતાલાની જગા માટે બોલતાં ઉપર આકાશ તરફ હાથ કર્યે છીએ કે 'ખોદાતાલા ઉપર છે,' તેમ બેહેશ્ત માટે પણ આપણે સાધારણ રીતે બોલ્યે છિએ કે તે આકાશ ઉપર છે. આપણે

આ શેહેર યા દેશમાંથી આપણી ઉપર આકાશમાં તે માટે હાથ દેખાડીએ છિએ, તેમ આપણી ગોળ પૃથ્વીની આપણા પગ નીચેના જમીનની પેલી બાજુ (antepodes) નાં લોકો પણ પોતાની ઉપર આકાશમાં હાથ દેખાડે. એ બેઉ તરફનાં લોકોનાં હાથની નિશાણી અથવા એ બેઉ તરફનાં લોકોના ખ્યાલો બેહેસ્તને પોતાને માથે મેલે છે. હવે આપણે જાણ્યે છિએ કે એ બેઉએ બતાવેલી જગ્યા ગોળાકાર પૃથ્વીના સંબંધમાં વિચાર કરતાં એકએકની સામે છે. એટલે ત્યારે દરેક ખંડ માટે અથવા દરેક દેશ માટે જાણે સામાન્ય રીતે બોલતાં બેહેશ્ત એક જગ્યાએ નથી, પણ તરેહવાર જગ્યાએ છે. હવે ગમે તેમ હોય, પણ માણસ જાત સામાન્ય રીતે બેહેસ્તને આ દુનિયાથી પેલે પાર ધારે છે.

**બેહેશ્ત સર્વ જગ્યાએ છે.**

"માણસ જાત—પછી શું ભણેલાં કે નહી ભણેલાં–બેહેસ્તનાં મકાન માટે જે સાધારણ ખ્યાલ ધરાવે છે, તે ખ્યાલજ ત્યારે આપણને દેખાડે છે કે બેહેશ્ત માટે કાંઈ એકજ ચોકસ જગ્યા નથી. આ પૃથ્વીનાં ગોળા ઉપરનાં જૂદાં જૂદાં શેહેરોનાં માણસો પોતાનાં માથાં ઉપરનાં આકાશ તરફ આંગળી કરી જે બેહેસ્ત દેખાડે તો તે હકીકતજ દેખાડે છે કે બેહેસ્ત આકાશના આખા ચકરાવામાં કેથે છે તે તેના કોઈ ચોકસ ભાગમાં નથી.

**બેહેશ્ત કયાં છે?**

"ત્યારે મને કોઇ પુછે, કે "સર્વથી સરસ બેહેશ્ત કયાં છે?" તો તેને હું મારો જવાબ એક સવાલના રૂપમાંજ દેઉં કે "ખોદા કયાં છે?" જ્યાં ખોદા હોય ત્યાં બેહેસ્ત પણ હોય. કોઇ કહેશે કે "ખોદા તો સર્વ વ્યાપક છે. તે તો સર્વ જગ્યાએ હાજર છે." તો હું જવાબ દઇશ કે "બેહેશ્ત પણ સર્વ વ્યાપક છે. તે પણ સર્વ જગ્યાએ છે." જ્યાં પણ ખોદાનું મકાન છે ત્યાં બેહેસ્ત છે. જો ખોદાતાલાનો ખ્યાલ બાંધવા તમોને એક ચોકસ જગ્યાની જરૂર નહિ હોય તો બેહેસ્તનો ખ્યાલ બાંધવા પણ ચોકસ જગ્યાની જરૂર નથી. હવે ખોદાતાલા આ પૃથ્વી ઉપર પણ છે અને પૃથ્વીની બાહાર આકાશમાં પણ છે. તેમ એક રીતે જોતાં બેહેશ્ત આ પૃથ્વી ઉપર પણ છે અને પૃથ્વીની બાહાર આકાશમાં પણ છે.

**બેહેશ્ત એક હાલત.**

ડા૦ ઇન્જ બેહેસ્તને એમ એક હાલત ગણી નીચે પ્રમાણે કહે છે: "તે હૈયાતીની એક જાથુકની રૂહાની હાલત છે કે જે હાલતમાં નેકી, ડહાપણ અને સુંદરતાના ઇશ્વરી સદગુણો પુરતા ખીલેલા હોય છે અને વધુ કામ કરે છે. હૈયાતીની એવી હાલતને આપણે બેહેસ્ત કહયે.[1]" આપણે વારેઘડીએ આ બોલાતું સાંભળ્યે છિએ કે "ધર્મની મુખ્ય નેમ એક માણસને બેહેસ્તમાં પોંહોચાડવાની છે." પણ વધારે બરાબર

---

**(1) There is an eternal and spiritual state of existence in which the Divine attributes of goodness, wisdom and beauty are fully realized and fully operative. This state of Existence we call Heaven (The Church and the Age, by Dr. W. R. Inge, Introduction p. XIII).**

રીતે બોલતાં એક લખનાર વાજબી રીતે કહે છે તેમ, તે નેમ બેહેસ્તને માણસની અંદર લાવવાની હોવી જોઇએ.[૧] બેહેસ્ત એક હાલત હોવાને લીધે તે સર્વ માટે એક સરખી હાલત હોતી નથી, પણ જુદી જુદી હોય છે, બીજી રીતે બોલ્યે તો બેહેસ્ત એક નથી, સર્વ માટે એક નથી; તે સર્વ માટે એક પ્રકારે જુદું જુદું છે. આપણે સાધારણ રીતે કોઇને કહયે છિએ કે "તારે હાથે તારૂં બેહેસ્ત ઉઘાડ". એ કહેવું એકથી વધારે પ્રકારે ખરૂં છે. એ સાધારણ કેહેતી શિખાડે છે, કે દરેકના પોતાના હાથમાં બેહેસ્તની ચાવી છે, એટલુંજ નહિ પણ દરેકનું પોતપોતાનું બેહેસ્ત જુદું છે. એટલે કે દરેક આદમી માટે બેહેસ્તની હાલત જુદી છે. આપણા પુસ્તકોમાં બેહસ્તના દરજ્જા માટે બોલવામાં આવે છે તે બરહક છે. તે દેખાડે છે કે દરેક આદમી જુદી જુદી બેહસ્તની ચહડ ઉતર હાલતમાં પસાર થાય છે, એટલુંજ નહિ, પણ એકના એક આદમી માટે જુદી જુદી બેહેસ્તી હાલતો છે. તે એક બેહેસ્તી ચહડતી હાલતમાંથી વધારે ચહડતી હાલતમાં પસાર થાય છે.

**બેહેસ્ત અહુરમજદનું મકાન.**

આપણે જાણ્યે છિએ કે અહુરમજદ સર્વવ્યાપક (Omnipresent) છે. તે તેની બોહોલી પોહોલી અને ચોહોલી કુદરતમાં સર્વ જગ્યાએ હાજર છે. તે છતાં ધર્મ પુસ્તકોમાં તેનું એક ખાસ મકાન જણાવ્યું છે. આપણા વંદીદાદ (પર્ગર્દ ૧૯ ફ. ૩૨, ૩૬) માં કહે છે કે "ગરો-માનેમ મએથનેમ અહુરહેમજદાઓ મએથનેમ અમેષનાંમ સ્પેન્તનાંમ મએથનેમ અન્યએશામ અષઓનાંમ" એટલે કે "ગરોથમાન (બેહેસ્ત) અહુરમજદનું મકાન છે, અમેશાસ્પંદોનું મકાન છે, બીજા અશો (હરિત તત્વો)નું મકાન છે." અહીં ફ્રેરોશની આફ્રીન (ફ. ૧૫) માં વંદીદાદના આ શબ્દોનો હવાલો આપી આ ગરોથમાનને અહુરમજદ અને અમેશાસ્પંદોનું સંપુર્ણ મકાન (બુન્દે માને અહુરમજદ વ અમેશાસ્પંદાન) ગણ્યું છે. આ મકાનને ગરોન્માન (ગરોથમાન) કહ્યું છે. એટલે કે "એક મકાન જ્યાં (અહુરમજદની સ્તુતીના) ભજનો અથવા કિર્તનો ગવાતાં હોય તે". એટલે કે જ્યારે અહુરમજદ એક હાથ ઉપર સર્વવ્યાપક છે, અને બીજા હાથ ઉપર તેના મકાન તરીકે એવું મકાન જણાવ્યું છે કે જ્યાં તે સાહેબની કિર્તિ ગવાતી હોય, ત્યારે સમજવું, કે જ્યાં પણ તે દાદારની સ્તુતી થતી હોય, જ્યાં પણ તેનાં નામે ભલાં કામો થતાં હોય જે તેનાં ખન્નનામાં (૫ ગંજે દાદાર અહુરમજદ) પોહાચનાં હોય, જ્યાં પણ પરહેજગારી, ભલાઇ, સચ્ચાઇ, સુંદરતા, સંપુર્ણતા, સદગુણોની સરસાઇ, વ્યાપી રહી હોય, ત્યાં અહુરમજદનું મકાન હોય. તમો ચાહો તો તમારાં ઘરને તમો અહુરમજદનું મકાન, અહુરમજદનું ગરોથમાન બેહેસ્ત બનાવો, કે જ્યાં અહુરમજદ ખુશી સાથે આવે, જ્યાં તેની સાથે તેના અમેશાસ્પંદો ખુશી સાથે આવે, જ્યાં તેનાં અશો ફ્રેરોહરો ખુશી સાથે આવે. એક મુસાફર લખનાર કહે છે કે "પારસીઓના ઘરો અને બેતરો તેઓનાં બેહેસ્ત છે", એટલે કે, તેઓના ધર્મનાં

---

(૧) "The main object of religion is not to get a man *into Heaven* but to get Heaven *into him*" (How to be Happy, by Rev. Hardy, p. 63).

શિક્ષણ મુજબ ચાલી, તેઓ ચાહે તો પોતાનાં ઘરોને પોતાની ભલી જીંદગીથી બેહેસ્ત સમાન બનાવી શકે છે; પોતાના પ્રમાણીક ઉદ્યોગથી પોતાનાં કામકાજનાં મકાનોને બેહેસ્ત સમાન બનાવી શકે છે.

અહુરમજદ સર્વવ્યાપક છે, તે છતાં તેનાં મથક તરીકે એક ગરોન્માન (ગરોથમાન) બેહશ્ત જણાવ્યું છે. એ બાબતનો ઉપલો વિચાર ખ્રિસ્તિ વિચારને મલતો છે, જે એડીસને ખુદાની સર્વવ્યાપકતા (Omnipresence of the Divine Being) નાં પોતાનાં એક વિષયમાં જણાવ્યો છે.[1]

**બેહેશ્તનાં મકાનના માલેક કોણ?**

આપણે જોયું, કે આપણા પુસ્તકો મુજબ સર્વ માણસોની કુદરતી ખાહેશ હોવી જોઇએ કે બેહેસ્તમાં જવું. હવે આપણે કોઇ મકાનમાં જવા માંગ્યે ત્યારે પેહેલે તે મકાન કોણનું છે તે જાણવા માંગ્યે છિએ કે તેથી જરૂર પડે તો તેની રજા મેળવ્યે. આ મુજબ જોતાં બેહશ્તનુ મકાન કોણનું છે, તેનો કોણ માલેક છે તે વિગેરે જાણવા માંગતાં યા વિચાર કરતાં આપણને વિષયને મથાલે મેલેલા અને ઉપર જણાવેલા વહીદાદના શબ્દોમાં તેનો ખુલાસો મલે છે. ત્યાં કહે છે કે બેહેશ્ત અશો લોકોનું (અષઓનાંમ) રોશન મકાન છે. તે અશોમાં અહુરમજદ અને અમેશાસ્પંદો સમાયલા છે. તેથી તે અહુરમજદનું મકાન છે, અમેશાસ્પંદોનું મકાન છે, અને તે સાથે બીજા સર્વે અશો (અન્યએષામ અષઓનામ) નું મકાન છે. ત્યારે તેની માલેકી સર્વની છે, ખુદ અહુરમજદની છે, તેનાં અમેશાસ્પંદોની છે. અને, જો આપણે અશો હોઇયે તો, તે આપણી પોતાની પણ છે.

**બેહેશ્તના મકાનની ચાવી કોણ પાસે?**

જ્યારે બેહેશ્તનું મકાન સર્વ અશો લોકોનુ મકાન છે, ત્યારે તેની ચાવી કોણ પાસે છે? આપણે પણ જો અશો હોઇયે તો, ખુદ અહુરમજદ અને તેનાં અમેશાસ્પંદોની માફક, આપણે પણ તેનાં માલેક છિએ અને આપણને પણ ત્યાં જવાનો હક છે; માટે ત્યાં જવા માટે આપણે કોણની પાસે ચાવી માગ્યે? યા કોણને તેનો દરવાજો ઉઘાડવા કહયે? એ અશો લોકોનું મકાન છે, માટે અશોમાં જે વડો હોય, જે ઘણો અશો હોય, તેનાં હાથમાં તેની કુંચી હોવી જોઇએ. અર્દીબેહસ્ત (અશ વહિશ્ત) તેનાં નામના અર્થ પ્રમાણે સર્વથી સરસ અશોઇ ઉપર મવક્કલ છે. એ સબબે, આપણાં ખ્યાલ પ્રમાણે તેનાં હાથમાં બેહેસ્તનો જાણે અખત્યાર છે. તેત્રીસે ફરેસ્તાઓની આપણી મોનાજાતમાં, મોનાજાત ભણનાર આ મતલબે દુઆ ગુજારે છે કે:—

---

(1) Though the Deity be thus essentially present through all the Immensity of Space, there is one Part of it in which he discovers himself in a most transcendent and visible Glory. This is that place which is marked out in Scripture under the different appellations of Paradise, the third Heaven, the Throne of God and the Habitation of His Glory. (Paper No. 580).

"નગેહબાને મન કુન તો અર્દીબેહેસ્ત
કે બેદેહદ મરા જાએ રોશન બેહેશ્ત
બ ગેતી મરા શાદ કામી દેહદ
બ મીનો બ મન મેહેરબાની નેહદ."

અર્થ—(ઓ ખુદા!) અર્દીબેહેસ્તને મારો નગેહબાન કર, કે તે મને રોશન બેહેશ્તની જગ્યા આપે. તે મને આ ગેતીમાં ખુશાલી આપે અને મીનોમાં મારાપર મેહરબાની રાખે.

આ વિચાર મુજબ આપણી ખાહેશ કુદરતી રીતે બેહશ્તમાં જવાની થાય છે, કે જે બેહસ્ત જેમ અહુરમજદનું અને તેનાં અમેશાસ્પંદોનું, તેમ આપણું પણ, જો આપણે અશો થઈએ તો, મકાન છે. હવે જ્યારે તે બેહસ્તનાં મકાનની ચાવી, અર્દીબેહસ્ત અમેશાસ્પંદ, જે સર્વ અશો (અશ)માં સર્વેથી સરસ (વહિસ્ત) યા વડો છે, તેની પાસે છે, ત્યારે તે અશો અર્દીબેહસ્ત પાસે ચાવી માગવા આપણે કયાં જઇએ? તેને કયાં શોધ્યે? તે કયાં છે કે તેને જઇને આપણે મળ્યે?

અર્દીબેહેશ્ત અમેશાસ્પંદને કયાં શોધયે?

અર્દીબેહેશ્ત અમેશાસ્પંદ પાસે બેહેશ્તની ચાવી માગવા જવા કાજે તેને કયાં ખોળ્યે? એ સવાલનો જવાબ આપણાં શાયસ્ત લા શાયસ્ત નામનાં પેહલવી પુસ્તક સાથનાં લખાણમાં સુંદર રીતે મલે છે. ત્યાં આપણને પેગામ્બર જરથોસ્ત અને અહુરમજદ વચ્ચેની એક વાતચિતનું સુંદર ચિત્ર મલે છે. પેગામ્બર જરથોસ્ત અહુરમજદને કહે છે કે "હાથ, પગ, માથાં, જીભ વિગેરે ભાગો સાથનાં તારાં શરીરને હું મારી આંખમાં ચિતારૂ છું. તું મને તારો હાથ આપ કે હું તે પકડું." અહુરમજદ જવાબ દે છે કે "હું તો હાથ નહિ લગાડી શકાય તેવો વિદેહ આત્મિક રૂહ (Intangible Spirit) છું. તેથી મારો હાથ આપી યા પકડી શકાય એવું નથી." ત્યારે જરથોસ્તે પુછયું કે "તું અસ્પર્શ યાને હાથ નહિ લગાડી શકાય એવો છે, અને તારા અમેશાસ્પંદો અસ્પર્શ છે; તેથી જ્યારે હું તારી હજુરમાં આવું અને તુંને જોઉં નહિ, ત્યારે મારે તારી સેતાયશ કરવી કે નહિ? અને તેમજ તારા અમેશાસ્પંદોની સેતાયશ મારે કરવી કે નહિ?" અહુરમજદે કહ્યું કે "ઓ સ્પીતમાંન જરથોસ્ત! અલબતે કરવી. મેં મારા અમેશાસ્પંદો સાથે, દુન્યા માટે એકેક પેદાયશ પેદા કરી છે કે તેથી વિદેહ આત્મિક હયાતી (Spiritual Existence) માં અમો જે ચપળતા બતાવ્યે તે ચપળતા શારીરિક દુન્યામાં પણ બતાવી શકયે". અહુરમજદ તેવી પેદાયશોનાં નામ દે છે. દાખલા તરીકે બહમનનાં ગોસ્પંદ, અર્દીબેહસ્તનો આતશ, શેહરેવરની ધાતુ, વિગેરે. પછી કહે છે કે જેણે આ શારીરિક પેદાયશોની તપાસ રાખી, તેણે જાણે તેઓની ઉપરનાં મવક્કલ અમેશાસ્પંદોને ખુશનુદ કર્યા. એમ કરવાથી માણસો ગુનાહથી દૂર રેહશે, ધાટકી નહિ બનશે, અને બેહસ્તમાં અહુરમજદનું નુર પાંમશે.

આ સુંદર ભાવાર્થથી ભરપુર લખાણની મતલબ આ, કે માણસે સર્વ અમેશાસ્પંદોનાં સંબંધમાં બે ચીજપર ધ્યાંન આપવું.

(ક) તે અમેશાસ્પંદ જે નીતિમાંન સદ્દગુણ ઉપર મવક્કલ હોય, તે નીતિમાન સદ્દગુણ પોતામાં ખીલવવો.

(ખ) તે અમેશાસ્પંદ જે શારીરિક પેદાયશ ઉપર મવક્કલ હોય, તે શારીરિક પેદાયશની વૃદ્ધિ કરવી.

**અર્દીબેહસ્ત એ બાબતમાં મવક્કલ છે. તે એની વૃધ્ધિ.**

(ક) આ મુજબ, જ્યારે અર્દીબેહસ્ત અમેશાસ્પંદ આપણાં પુસ્તકો પ્રમાણે 'અશ' ઉપર મવક્કલ છે ત્યારે આપણે 'અશ'ની અશોઇની વૃદ્ધિ કરવી.

(ખ) અર્દીબેહસ્ત આતશ ઉપર મવક્કલ છે માટે આતશની વૃદ્ધિ શોધવી.

આ બાબત સમજવા આપણે પેહેલે અર્દીબેહસ્ત શબ્દનો અર્થ, જેમ મેં મારા અર્દીબેહસ્ત અમેશાસ્પંદના વિષયમાં તપાસ્યો છે તેમ, તપાસ્યે.

**અર્દીબેહસ્ત 'અશ' ઉપર મવક્કલ.**

"ધાતુ પ્રમાણે અશ વહિસ્તનો અર્થ 'સર્વથી સરસ પવિત્રાઇ અથવા સચાઇ' થાય છે. સામટી રીતે અવસ્તામાં "અશ વહિસ્ત" "સચાઇ, પવિત્રાઇ પ્રમાણિકપણું, વ્યવસ્થા"ના બોહોળા અર્થે આવે છે. પ્રોફેસર દાર્મસ્ટેટે જે કહે છે કે "અવસ્તાના 'અશ' શબ્દનો તરજુમો, જે તરેહવાર વિચારો તે દર્શાવે છે તેને લીધે, થઇ શકે એવો નથી." તે ખરૂં છે, કારણ અશવહિસ્ત શબ્દ જે બોહળે અર્થે અવસ્તામાં આવે છે તે અર્થને લીધે એક શબ્દથી આપણે તેનો તરજુમો કરી શકયે નહિ. ટુંકમાં કહયે તો જેમ શારીરિક દુનિયામાં તેમ નીતિમાંન દુનિયામાં જેબી કાંઇ વ્યવસ્થા અથવા નિયમ અથવા નિયમિત રીતી આપણે જોઇએ છિએ તે અશ વહિસ્તને લીધે છે. પલુતાર્ક પોતાનાં "આઇસીસ અને ઓસીરીસ" નામનાં પુસ્તકમાં ઇરાંની ધર્મનું જે ચિત્ર આપે છે, તેમાં અર્દીબેહેસ્તને સચ્ચાઇનો યજદ ગણે છે, તે સામટી રીતે જોતાં ખરૂં છે. અશ વહિસ્ત અથવા અર્દીબેહેસ્ત અમેશાસ્પંદ, તનની તેમ મનની પવિત્રાઇ, એ બેઉ ઉપર મવક્કલ છે. તેનાં એ કામમાં બે મદદગાર છે. એક અર્યમન નામનો યજદ, જે ખાસ કરી તનદરૂસ્તી ઉપર મવક્કલ છે. માણુસજાતને તનદરૂસ્તી આપવી, એ તેનું ખાસ કાંમ છે. બીજો સઓક નામનો યજદ, જેનું કામ તેનાં અર્થ પ્રમાણે માણુસજાતને ફાયદો કરવાનું છે. ખાસ કરી તે માણુસની મનની શકિતઓને ચાલાક રાખી તેઓને ખિળવે છે અને યારી દે છે. ત્યારે તનની પવિત્રાઇ અથવા તનદરૂસ્તી ઉપરના મવક્કલ તરીકે અઇર્યમન ફરેસ્તો અર્દીબેહેસ્ત અમેશાસ્પંદનો હમશરીક અથવા મદદગાર છે, અને મનની પવિત્રાઇ અથવા મનદરૂસ્તી યાને મનના સદગુણો ઉપરના મવક્કલ તરીકે સઓક નામનો ફરેસ્તો તેનો મદદગાર છે.

"ત્યારે સર્વથી સરસ અશોઇના સદગુણ ઉપરના મવક્કલ તરીકે અર્દીબેહેસ્ત અમેશાસ્પંદને ખુશનુદ કરવા માટે અને તેમ કરી તે અશોઆન અશો અહુરમજદને ખુશનુદ કરવા માટે માણુસજાતે પોતે તે અમેશાસ્પંદનો સદગુણ, જે "અશોઇ" અથવા પવિત્રાઇ, તેની સ્તુતિ કરવી જોઇએ, સીફત ગાવી જોઇએ, અને તે

અખત્યાર કરવી જોઈએ. જેમ એક માણુસની સ્તુતિ ગાવી હોય તો તે તેના ચોકસ સદગુણોની સ્તુતિ ગાવાથી અને તે સદગુણોની નકલ કરવાથી ગવાય છે, તેમ અરદીબેહેસ્ત અમેશાસ્પંદની સ્તુતી ગાવા માટે તેના સદગુણ "અશોઇ"ની સ્તુતિ ગાવી જોઇએ અને તે "અશોઇ"ની નકલ કરવી જોઇએ. વંદીદાદ (ફરગરદ ૫ ફ. ૨૧) માં અહુરમજ્દ જરથોસ્તને કહે છે કે "યઓજ્દાઓ મશ્યાઇ અઇપી ઝાંથેમ વહિશ્તા" એટલે "પવિત્રાઇ માણુસને માટે જન્મથીજ ઘણી સારી છે." આગળ ચાલતાં કહે છે કે "હા યઓજ્દાઓ જરથુશત્ર યા દએન માજ્દયસ્નીશ" એટલે "ઓ જરથોશ્ત! જે માજ્દયસ્ની દીન છે તે પવિત્રાઇજ છે." અંહી માજદયસ્ની દીનનું જાણે એક ટુંક ગુણ નિરૂપણ આપ્યું છે કે "માજદયસ્ની દીન એટલે પવિત્રાઇ." માજ્દયસ્ની દીન પાળવી હોય તો પવિત્રાઇ જાળવો.

"હવે અશોઇ અથવા પવિત્રાઇ, જે ઉપર અશ વહિશ્ત અથવા અર્દીબેહેસ્ત મવકુફ છે, તે બે પ્રકારની છે. અવસ્તામાં જાબજા એ બેઉ પ્રકારની અશોઇ માટે બોલવામાં આવે છે. ૧) તનની પવિત્રાઇ અને ૨) મનની પવિત્રાઇ. પેહેલાં આપણે તનની પવિત્રાઇ માટે બોલીશું.

"તનની સફાઇ અથવા પવિત્રાઇને મનની પવિત્રાઇ સાથે જાણે અતલગનો સંબંધ છે. એટલા માટે જરથોસ્તી દીનમાં તનની સફાઇને ઘણું વજન આપ્યું છે. તનને જરાક પણ ગલીચી લાગે નહિ, અને લાગે તો તે તુરત દૂર કરવી, એમ ફરમાંન છે. થોમસન કહે છે તેમ

"Even from the body's purity, the mind
Receives a secret sympathetic aid."

એટલે "તનની સ્વચ્છતા ઉપરથી પણ મન એક જાતની છુપી દીલસોજ મદદ મેલવે છે." તનની સ્વચ્છતા જાળવવાનો રીવાજ ગોયા માણુસને મનની સ્વચ્છતા અથવા નીતિ જાળવવાનાં માર્ગ ઉપર મેલે છે એક લખનાર કહે છે તેમ, "So great is the effect of cleanliness upon man that it extends even to his moral character" એટલે "સ્વચ્છતાની માણુસ ઉપર એટલી બધી અસર થાય છે કે તે અસર તેની નીતિમાંન વર્તણુક ઉપર પણ લંબાય છે." એડીસન તનની સ્વચ્છતાને મનની સ્વચ્છતાની એક નિશાની (emblem of purity of mind) ગણે છે. ત્યારે અવસ્તામાં ખુદ તનદરૂસ્તીને ખાતર તેમ મનદરૂસ્તીને ખાતર શરીરની પવિત્રાઇ અને સફાઇ સુઘડાઇને ઘણું વજન આપ્યું છે."

**અશ વહિશ્ત અને આતશ.**

આતશનાં સંબંધમાં ઉપલાં પેહેલવી લખાણુમાં કહે છે, કે નીતીમાન સદગુણી વર્તણુંક અરદીબેહેસ્ત અમેશાસ્પંદને ખુશ કરવા માટે જરૂરની છે. એ માટે શાયસ્ત લા શાયસ્તને લગતા ઉપલાં લખાણુમાં ભાર મુકી કહે છે, કે તમોએ આતશ ઉપર સુખડ લોબાન જેવી સુગંધી ચીજો મેળવી, તે ખબરદાર! એવી નહિ હોય કે જે બીજાઓ પાસેથી ચોરેલી હોય અથવા જુલમથી કમાર્ગે બીજાઓ પાસે લીધી હોય.

"આતશ ઉપર સાફ અને સ્વચ્છ કીધેલાં લાકડાં યા ખુશબો તમો મુકો અને તેને રોશન રાખો અને તે ઉપરથી તમારા ભીતરનાં આતશને શુભ વર્તણુકથી રોશન રાખવાનો તમો ખ્યાલ બાંધો. પણ જો તમારા આતશ માટેની ખુશબો હરામ માર્ગે મેળવેલા પૈસાથી ખરીદેલી હોય તો તેવી ખુશબોથી ઝળતો આતશ તમોને ભલી દુઆ કેમ દીએ ? તેવી રીતે બળતા આતશથી તમારા ભીતરનો આતશ તમોને સમાર્ગે કેમ દોરવે ! બીગડેલાં ઇમાનથી શરૂ થયલુ તમારૂં કામ સરનજામ કેમ ઉતરે ? ઉત્તમ પ્રકારની પવિત્રાઇ અને નીતિ ઉપરનો મવક્કલ અમેશાસ્પંદ અરદીબેહેસ્ત તેની શારીરિક પેદાયશ, આતશને મળેલી આવી અપ્રમાણીક ભેટથી રાજી કેમ થાય ? અપ્રમાણીક રીતે મેળવેલા પૈસાથી ખરીદેલું સો મણ સુખડ યા સો શેર લોબાન યા અગરથી અરદીબેહેસ્ત અમેશાસ્પંદ મુદલ રાજી થશે નહિ, પણ પ્રમાણીક હલાલ મેહનતથી મેળવેલા પૈસામાંથી ખરીદેલું એક શેર સુખડ યા તોલો અગર યા લોબાન, તમારા ઇમાનની કસોટી તરીકે, તમારી રૂડી વર્તણુકની કબુલાત તરીકે અરદીબેહેસ્ત અમેશાસ્પંદને ઘણો ખુશી કરશે.

જેમ સુખડ અને લોબાન માટે તેમ ઉપલાં પેહેલવી લખાણમાં આતશની જોર સાથેની ક્રિયા માટે કહે છે. આતશ હજુર જે ઇજશનેની ક્રિયા કરવામાં આવે છે તેમાં જોરનાં પવિત્ર પાણીથી હોમ કુટીને તે હોમનું પાણી આતશ હજુર રજુ કરી રાથવી જોતીને પીવાને આપે છે. તે ક્રિયાનો પ્રસારો કરી એ લખાણમાં કહે છે કે અરદીબેહેસ્ત અમેશાસ્પંદને ખુશનુદ કરવો હોય તો તેના આતશ હજુર ઉપર પ્રમાણે ધરેલું પવિત્ર પાણી પણ હલાલ મહેનતે પેદા કરેલા પૈસા ખરચીને તૈયાર કરાવેલું હોવું જોઇએ. એ ફરમાનની પણ ઉપર પ્રમાણેજ નીતિજનક મતલબ છે કે આતશની સનમુખ તમો ગમે તેવી અને ગમે તેટલી ક્રિયાઓ કરાવો, પણ તે જો અપ્રમાણીકપણે મેળવેલા પૈસાથી કરાવી હશે તો તે વ્યર્થ જશે. અરદીબેહેસ્ત અમેશાસ્પંદ તેથી ખુશનુદ થશે નહિ. માટે ધર્મની જે કાંઇ ક્રિયાઓ કરાવો તે થોડી કરાવો પણ હલાલ મેહેનતે પેદા કીધેલા પૈસાથી કરાવો.

વળી તેની શારીરિક પેદાયશ, આતશ, મારફતે અર્દીબેહેસ્ત અમેશાસ્પંદને ખુશનુદ કરવાની બાબતમાં ઉપલાં પેહેલવી લખાણમાં બીજું એમ કહે છે કે જો અર્દીબેહેસ્ત અમેશાસ્પંદને ખુશનુદ કરવો હોય અને તેનાં આશિષ મેળવવા હોય તો હર્ગેજ થઇ તમારા આતશ ઉપર બીજાઓ પાસેથી છીનવી લીધેલો ખોરાક રાંધશો ના, એટલે તમારા ઘરના આતશ ઉપર જો તમારા પેટ માટે તમો એવો ખોરાક પકાવવા મુકશો, કે જે તમોએ અપ્રમાણીકપણે મેળવેલા પૈસામાંથી ખરીદેલો હોય, તો તેથી તે આતશ ઉપરનો મવક્કલ અર્દીબેહેસ્ત અમેશાસ્પંદ નાખુશ થશે. કેવો નીતિજનક વિચાર ! ત્યારે આતશને ફકત ખુશબો બાળવાથીજ ખુશી કરી શકાતો નથી પણ તેની ઉપર જે ખાણું પકાવવામાં આવે તે પ્રમાણીકપણે મેળવેલા પૈસાથી ખરીદાયલું હોય તો તેથી પણ તે ખુશી થાય છે. એથી ઉલટું જો તે હરામ રીતે મેળવેલા પૈસાનું હોય તો તે દલગીર થાય છે.

ત્યારે આં તપાસની મતલબ આ કે અર્દીબેહેસ્તને આપણે કેથે બાહાર શોધવા જવાનો નથી. આપણે પોતે આપણી નિયમીત રીતીથી, વ્યવસ્થા, નિયમ પાળી ભલી ભલાઇના માર્ગમાં ચાલવું, તે અશ વહિસ્તને પામવાનો માર્ગ છે. ત્યારે બીજા શબ્દોમાં બેહેસ્તની ચાવી આપણા પોતાનાં ખીસામાં છે. જો આપણે ચાહિએ તો આપણુને અર્દીબેહેસ્ત આગળ જવાનું નથી પણ અર્દીબેહેસ્તને આપણા તરફ લાવવાનો છે. તેને આપણાંમાંજ આપણા પોતાનામાંજ ઉત્પન્ન કરવાનો છે.

**ત્યારે અર્દીબેહેસ્તને આપણા પોતામાં શોધવો.**

હવે આપણે આપણાં મથાલે મેલેલા ફકરાઓમાનાં ત્રીજા ભાગ ઉપર આવ્યે છિએ, કે જે ભાગનો વિચાર પોતાની મેલે ઉપર જણાવેલી બાબતોથી સુતરો થયો છે. આપણી વીસ્પ હુમતની બંદગી કહે છે, કે "ભલા વિચારો, વચનો અને કામો આપણને બેહસ્તમાં લઇ જાય છે, અને તેથી ઉલતું ભુંડા વિચારો, વચનો અને કામો દોજખમાં લઇ જાય છે." આ સર્વની સમજણ ખોલ્લી છે. વળી સારા વિચાર, વચન અને કામોનું પરિણામ ચાલુ અને ચાલુજ છે. બેહસ્તમાં વધવું એ ચાલુ અને ચાલુ છે. બેહસ્તના જુદા જુદા તબકા છે, જે શીખાડે છે કે આપણે ચાલુ અને ચાલુ આપણી હાલત સુધારીને વૃદ્ધિ શોધવાની છે. આપણે વારેઘડીએ બોલ્યે છિએ કે "ખુદાને આપણી મદદે બોલાવવો." એમાં તે સાહેબનાં "આવવા" કરતાં આપણા પોતાનાં "જવા"માં ખરો ફાયદો સમાયલો છે. ઉદ્યોગ, ઇનસાફ, રાસ્તી એ તે સાહેબનાં નામ સાથે જોડાયલા સદગુણો છે. એ સદગુણો અખત્યાર કરી આપણે તે સાહેબ તરફ "જઇયે" તેમાં તેનો આપણી મદદે "આવવા"નો ખરો ભાવાર્થ સમાયલો છે. તે સાહેબની મદદ, તે આપણી સનમુખ "આવે", તેનાં કરતાં આપણે પોતે મેહેનત લઇ રંજ ખેંચી, તસદી લેઇ, ઉદ્યોગ અને ભલાઇનો માર્ગ કાપી, તેની સનમુખ "જઇએ", તેમાં વધારે ખુબી સમાયલી છે. ખુદા અને તેના અમેશાસ્પંદો અને યજદો ભુંડાઇ સાંમે, બુરાઇ સાંમે, ગેરવ્યવસ્થા સામે હમેશાં લડે છે. આપણે તે લડાઇમાં લડવાનું છે, અને તે અહુરમજદની બાજુએ રહી તેનાં તરફથી લડવાનું છે. એક રીતે બોલ્યે તો આપણે તે સાહેબની "મદદે જવાનું" છે. તેમ તેની "મદદે જવા"થી તે તેનાં પરિણાંમમાં આપણી "મદદે આવે છે". આવીજ રીતે આપણે બેહેસ્ત માટે વિચાર કરવાનો છે, જો કે તે વિચાર જાણે બીજા પ્રકારનો છે. આપણે બેહસ્તમાં જવા માટે બોલ્યે, તો તેમાં ચોકસ જગ્યાએજ ખરેખર "જવાનું" નથી, પણ બેહેસ્તને આપણી તરફ ખેંચવાનું છે, આપણા તરફ લાવવાનું છે, આપણાં પોતામાં કોઇ હાલત ઉત્પન્ન કરવાની છે કે જે બેહેસ્તની હાલત ગણાય. બેહેસ્તનો ખરો ખ્યાલ બાંધવા કાજે ત્યારે આપણે સમજવાનું છે કે આપણે કેઠે બેહેસ્તમાં જવાનું નથી પણ બેહેસ્ત (best)ને આપણામાં લાવવાનું છે. ઉપર જણાવવા પ્રમાણે એક લખનાર કહે છે તેમ "ધર્મની મૂળ નેમ એક માણસને બેહેસ્તમાં મેળવાની નથી પણ બેહેસ્તને તેનામાં મેળવાની છે."

**અર્દીબેહેસ્ત મારફતે બેહસ્તમાં કેમ જવાય? બેહસ્તમાં જવાનું નથી પણ બેહસ્તને લાવવાનું છે.**

આપણાં એક હાકેમે વિદ્યાર્થીઓનાં ઇનામના એક મેળાવડામાં કહેલા શબ્દો જાણે બેહેસ્ત માટેના લાયક શબ્દો છે. તેને કહયું હતું કે, "મારૂં માનજો કે આપણા દરેક માટે આપણું સર્વથી ઉત્તમ, તેજ લાયક છે"[1] એટલે બીજી રીતે સમજો તો જો આપણામાં જે સર્વથી ઉત્તમ (best) હોય તે માટેની કોશેશ તે જાણે બેહેસ્તની કોશેશ છે.

**બેહેસ્ત માગવાનું નથી પણ બેહેસ્ત બનાવવાનું છે.**

બેહેસ્ત દોજખ જેવું કાંઇ છે, એમ આપણને બચપણથી કેહવામાં આવે છે. દીની અને દુન્યાઇ ડહાપણ ધરાવનારાઓનાં પુસ્તકો પણ આપણને એમ કહે છે. એવાં કેહેણ યા વાંચણથી આપણે બેહેસ્તી જીંદગીની કોઇ હાલત માટે એકીન ધરાવતા ઉછર્યા છિએ. હવે કોઇ કેહેણ યા શિક્ષણ કોઇ વાર કોઇ તર્ક-વિચાર (speculation) નું પણ પરિણામ હોય છે. તેવું કેહેણ યા શિક્ષણ પણ આપણું આકીન ખેંચે છે, એટલે આપણે તે એક પ્રકારની તજેહથી માનતા આવ્યા હોઇએ છિએ. એવી રીતે મનાયલાં આકીન કરતાં જે આકીન આપણા પોતાના વ્યવહાર (practice) થી, આપણાં રાત દીનનાં કાર્યથી, બરપા થયું હોય, તે વધારે મજબુત હોય છે. વિદ્વાન એડીસન કહે છે કે "આકીન કોઇ તર્ક-વિચાર કરતાં વ્યવહારથી વધારે જોર પકડે છે."[2] એટલે ત્યારે આપણે ભલી નીતિમાન જીંદગી જાતે અખત્યાર કરવી, અને તેવી જીંદગીએ જીવવું. તેવી જીંદગી આપણાં મનને સંતોષ અને સુખ આપશે. તે સુખ પએ દર પએ વધશે. એવી જીંદગી ત્યારે બેહેસ્ત માટેનાં આપણાં આકીનને વધારે મજબુત કરે છે. બાપદાદાથી સાંભળતા આવ્યા છિએ અને માનતા આવ્યા છિએ કે બેહેસ્ત દોજખ જેવું કાંઇ છે. એ માન્યતાને, એ આકીનને આપણે વ્યવહારૂ રીતે ભલી જીંદગી ગુજરીને, તેથી પ્રાપ્ત થતા સંતોશ, મનની શાંતી, મનનાં સુખ, એ સર્વથી વધારે મજબુત કર્યે છિએ. તે આપણી રગે રગનો જાણે અંશ થઇ પડે છે.

**બેહેસ્તના વિચાર સાથ સુખનો વિચાર.**

બેહેસ્તનાં વિચાર સાથે હમેશાં સુખનો વિચાર જોડાયલો છે. સુખ માટે આપણે આપણાં પોતા ઉપર, આપણાં પોતાનાં મન ઉપર આધાર રાખવો જોઇએ. આપણા પોતાનાં મન ઉપર કાબુ રાખી મેળવાતું સુખ હમેશાં મળવાનો સંભવ છે. બીજા બાહારનાં ઉપર આધાર રાખેલું સુખ મળે કે નહિ પણ મળે. દાખલા તરીકે, સુંદર કુદરતને નેહાળવી, કુદરતનો સમગ્ર દેખાવ (scenery) જોવો, એમાં મોજ છે, સુખ છે પણ તેની ઉપરજ સુખ માટે આધાર રાખવો નહિ, તે માટે તજેહ પાડવી નહિ; સબબ કે તેવો દેખાવ જોવા જવાને નહિ બને તો દુ:ખ લાગે. સારો મિત્ર સુખ આપે છે, એ ખરૂં, પણ તેઓમાં અને તેઓમાંજ

(૧) "Believe me that for each of us only our *best* is worthy."

(૨) Faith is kept alive in us and gathers strength from practice more than from speculation (Spectator. No. 465).

સુખ નહિ શોધવું, એટલી હદ સુધી કે, સારા મિત્રો નહિ મલે અને એકલા પડયે તો દુ:ખ થાય. કુદરતની નેઆમતોની સારી ખાણી પીણી અલબતે સુખ આણે છે, પણ મનને તેવી ખાણી પીણી ઉપર એટલું બધું નહિ બાંધવું, કે તેવી ખાણી પીણી નહિ મલે તો જીવ દુ:ખી થાય. ત્યારે ખરાં સુખ માટે આપણે બનતાં સુધી આપણાં પોતા ઉપર, પોતામાંજ જોવાનું છે, બાહાર નહિ. મન ઉપર કાબુ રાખતા રહી મનનાં સારા વિચાર અને જ્ઞાનથી મોજ મેળવતા રેહવું. એવી રીતે સુખ જ્યારે માગ્યે ત્યારે મળી શકે.

ખુદાતાલાએ આપણુને જે શકતી આપી હોય તે શકિતને ખિલવવામાં સુખ સમાયલું છે. આપણામાં દયાના સદગુણનો જે કોઇ અંશ હોય તે અંશને ખિળવવો. તે સદગુણને ખિળવવો. સચ્ચાઇની પીછાણનો જે સદગુણ હોય તેને ખિળવવો. ઈનસાફની ખાસ્યત હોય તો તેને ખિળવવી એ સર્વ ખિળવણી આપણુને ભલા, ઘણા વધારે ભલા, અને તેથી વધારે ભલા,—બેહ, બેહેતર અને બેહેસ્ત યા બેહસ્તી,—કરે છે. અલબતે તેમ કરવામાં થોડીક મેહેનત પડે છે, થોડોક રંજ ખેંચવો પડે છે, પણ 'રંજ' એક પ્રકારનો 'ગંજ' છે. ફીરદોસી પ્રમાણે નોશીરવાન આદેલના આ શબ્દો હતા, કે

તન આસાન શવદ હરકે રંજ આવોરદ
ઙે રંજ તન બાઝ ગંજ આવોરદ.

(મેકનની કલકતાની આવૃત્તિ, વાલમ ૪, પાનું ૧૬૯૧)

અર્થ—જે રંજ ખેંચે છે તે તનને આસાન કરે છે. રંજથી તન ગંજ મેળવે છે.

**બેહેસ્ત માટે કોઇ વાહલાંના મરણ બાદ વિચાર કરવા કરતાં પોતા માટે પોતાની જીંદગીમાં વિચાર કરવો.**

આપણામાં ઘણાકો બેહેસ્તને માટે પોતાનાં કોઇ વાહલાંના મરણ વેળા વિચાર કરે છે. તેઓ તે મરનાર માટે 'બેહેસ્તી' કરી બોલે છે, કે "મારા બેહેસ્તી બાવા, મારા બેહેસ્તી માએ" વિગેરે. એ અલબતે રૂડા શબ્દો છે. વળી તેઓ તે વાહલાંના મરણ બાદ ભણતર ભણી યા ભણાવી, ધાર્મિક ક્રિયા કરી યા કરાવી, તે મરનારને બેહસ્તમાં પોંહોચાડવાનો ખ્યાલ ધરાવે છે. એવો ખ્યાલ તેઓને કદાચ એવા વિચારના માર્ગ ઉપર મેળે કે જે વિચાર તેઓને નભરવશ કરે, કે તેઓ પછી પણ તેઓના કોઇ વારેસ તેઓ માટે બેહેસ્ત મેળવવા કાજે કોઇ એવો માર્ગ શોધશે. પણ એવો વિચાર, એવું નભરવશપણું, ભુલભર્યા માર્ગ ઉપર દોરવે છે. બેહેસ્તને મરણ કરતાં જન્મ સાથે, ખુદ ચાલુ જીંદગી સાથે વધારે સંબંધ છે. ધર્મનુ કામ, ધર્મગુરૂનું કામ, ધર્મક્રિયાઓનુ કામ, કોઇ મરનારો બેહેસ્તથી ઉલટી જગ્યાએ યા હાલતે ગયાં હોય, તેઓને છોડવવાનું નથી. પણ જીવતાંઓ તે હાલતમાં, તેવી બદતર હાલતમાંનહિ જાય તેમ કરવાનું છે. એ સર્વનું કામ ઉપાય કરવાનું (curative) નથી, તેટલુ અટકાવ કરવાનુ ( preventive ) છે. ધર્મને, ધર્મક્રિયાને આપણે આપણી દરરોજની જીંદગીમાં એક કાર્યસાધક બળ ( constructive force ) અથવા બંધારણ કરનાર શક્તિ

( building force ) બનાવવાં. આપણી આખી જીંદગી, આપણે બેહેસ્તી જીંદગીથી ગુજારવાની છે. તે ખરેખરી જીંદગી જીવવા ( to live a life ) સમાન છે. એમ નહિ હોય તો જીંદગીમાં મરવા જેવું છે. જોન બ્રાઇટ માટે કહે છે, કે એવી રીતે સુખી ભલી જીંદગી કાજે, તે બે બાબત જરૂરી ધારતો. ૧, મન પસંદ કામ (congenial occupation), ૨, અને આગળ વધવાનો ખ્યાલ ( a sense of progress ).

**એક ગુનાહમાં ફસેલો સુધરે અને બેહેશ્તી થવાનો વિચાર કરે તો એક સુધરેલી જીંદગી-વાળાની માફક ભલો ગણાય.**

એક ગુનેહગારે ગુનાહની જીંદગીમાં દાહાડા ગુજાર્યા હોય, તો ભલા બદલાની આશા મેલી દેઇ તેમાંજ સબરવાનું નથી. તે પણ એક મોટી કોશેશ કરી જો સુધરે તો તે ખુદાની હજુરમાં બદલો પામે.

(ક) એવુ ધારો, કે બે ૨૦) વીસ વીસ વર્ષના જવાનો છે. એક ભલી સાદી જીંદગી ગુજારે છે. બીજો ખરાબ, છાકટ, જુગારી જીંદગી ગુજારે છે. બન્ને એમ કરતાં ૪૦) વર્ષના થયા. ૪૦) વર્ષ બાદ જો પેલો ભુંડો, જે રાત દાહાડો ભુંડાઇમાં હતો, તે જો સુધરવાને માટે એકદમ કોશેશ કરે, તો તેને ઘણું ભારી પડે, કારણ તેને ભુંડાઇની ટેવ પડેલી. ટેવ એક જાતી ખવાશ સમાન છે, (Habit is second nature), તે છતાં તે પોતે ૪૦) વર્ષે ઘણી મોટી યત્ન કરી સુધરે, તો તેને શાબાસી ઘટે છે, કે ભુંડાઇની તબેહ પડેલી હોવા છતાં, તેણે એક મોટી કોશેશ, મોટો યત્ન કરી પોતાને સુધાર્યો. લાલચો અને ભુંડા ખેંચાણો વચ્ચે ઉછરેલો છતાં, તે સર્વને તેણે ઠોકર મારી. એ સબબે એક ચાલું ભલા આદમીની માફક ખુદાની હજુર પ્રસન્તા પામવાનો તેને માટે સંભવ છે.

(ક) એક જંગલમાં વસનાર યોગી, જોગી, યા સન્યાસી ભલી જીંદગી ગુજારે, તેનાં કરતાં જો એક શેહરી, શેહેરની લાલચો અને લોભો વચ્ચે, બચ્ચાં છોકરાંઓનાં ખેંચાણની વચ્ચે, તેટલી સારી જીંદગી ગુજારે, તો તે ખુદાની નજરમાં પેલા જંગલના સાધુ સન્યાસી કરતાં વધારે પ્રસન્તા પામે. (ખ) કહે છે તેમ એક ભરવાડનાં ગોવાળાંમાં જો એક જંગલનો રખડતો બકરો ભેલાય અને ભરવાડનાં બીજાં પાળેલાં પ્રાણીઓ માફક ગોવાળાંમાં રહે, તો ભરવાડ તેનાથી વધારે ખુશી થાય અને તેને વધારે ચાહે. તેનો સબબ આ, કે, તેનાં ગોવાળાંનાં બીજાં ગોસ્પંદો તો રાત દાહાડો તેની કવાયદ હેઠળ ઉછરી નર્માશથી તેનાં હોકમ તળે રહેતાં, પણ આએ જંગલી બકરો, જેને કાંઇ કવાયદ નહિ મલેલી અને બીન આંકોશે ઉછરેલો, તે આવીને એકદમ બીજાં ગોસ્પંદો માફક કવાયદમાં રહે, તો તે ભરવાડનું વધારે ધ્યાન ખેંચે અને પ્રસન્તા પામે. તેજ પ્રમાણે એક લાંબી જીંદગી બીઅદબીમાં ગુજારેલો પુરૂષ જો એક કોશેશથી અદબીમાં આવે, તો તે ખુદાની પ્રસન્તા મેળવી શકે. એ બાબે એક ભણેલો યાહુદી વાઝમી કહે છે કે: "એક અશો માણસ, જેણે કદી ગુનાહ કર્યો નહિ હોય, તેના કરતાં એક ગુનેહગાર, જે પોતાના ગુનાહનો પસ્તાવો કરે, તેને વધારે ચહડતા પ્રકારના આશીર્વાદ (યાને ખુદાની મેહેરબાની) મેળવેલી ગણાય, સબબ કે તેઓ, કે જેઓએ એક ગુનેહગાર જીંદગીની મોજો ચાખેલી નહિ, તેઓને ગુનાહથી દૂર રહેવા માટે

તેટલીજ (એટલે ગુનેહગારના જેટલીજ) મુશકેલી પડતી નથી."[1] આ બાબતના સંબંધમાં સાએર થોમસ મુરે પોતાની લાજવાબમાં "ફરેસ્તાઓની મોહોબત" (The Loves of the Angels) નામની કવિતામાં જણાવેલી સુંદર વાત ધ્યાન લેવા જોગ છે કે મક્કમ સારી વર્ત્તણુક અખત્યાર કરી એક રામશગર જેવી ઉતરતી પંક્તિની સ્ત્રી એક ફરેસ્તાની હાલતે ચહડી શકે છે, જ્યારે ફરેસ્તાઓ પોતાના દરજ્જા ઉપર મગરૂર રહી, જે ઉતરતી રાહરીતિ અખત્યાર કરે તો નામોશીમાં ગગડે છે.

ત્યારે બેહેસ્ત કોઇ મરનારોનાં મરણ બાદજ મલે છે, યા આપણ પોતાને મરણ બાદજ મલશે, એવા વિચારથી આપણે પરહેજ રેહવાનું છે.

**બેહેશ્ત આ દુન્યામાં પણ મલે છે.** વળી બેહેસ્ત માટે બુઢ્ઢાપામાંજ માળા લઇ જપ કરવાની છે યા દુઆ માગવાની છે, એમ નથી. બેહેસ્ત આ દુન્યામાં પણ છે અને તે જવાનીથીજ પ્રાપ્ત થાય છે. બેહેશ્ત માટે નથી કોઇ ખાસ બીજી દુન્યાની જરૂર, યા નથી કોઇ આવતા કાળની જરૂર. બેહેસ્ત ચાહો તો અહીંજ છે અને આજે છે. આ બાબે એક લખનાર બરહક રીતે કહે છે, કે "ખુદાની મરજી આ દુન્યામાજ આપણે પાર પાડવાની છે. બેહેસ્તનું રાજ્ય તે હાલનાં વખતનુંજ રાજ્ય છે, તે અહીંનું અને હાલનું રાજ્ય છે, તેને કોઇ ભવિષય ઉપર રાખવાનું નથી. તે જેમ કોઇ ભુત કાળનું નહિ, તેમ ભવિષ્ય કાળનું નથી. હમેશગી ભુતકાળ તરફ અને ભવિષ્ય તરફ બન્ને બાજુએ હદ વિના લંબાય છે, એ ખરૂં; પણ હાલનો વખત, હાલનો કાળ, જેમાં આપણે જીવ્યે છિએ. તે (એક પ્રકારની) હમેશગી છે. કામ કરવાની ટક ફકત હાલમાં અને હાલમાંજ છે. સૌથી ચહડતામાં ચહડતી હાલતનો ખ્યાલ આપણે અહીંજ બાધવાનો છે. તે ખ્યાલ જે અહીંની હાલતમાં નહિ બાંધ્યે તો બીજે કેઇ, કોઇ બીજી હાલતમાં, કેમ બાંધ્યે? સબબ કે જ્યાં પણ આપણે હોયે, ત્યાં તે 'અહીં' તરીક ગણાશે અને વખત હમેશાં 'હાલનો' ગણાશે."[2] આપણે જે હમેશગીની દુન્યા બાબે બોલ્યે છિએ, તે હમેશગી કોઇ હવે પછીના કાળમાંજ સમાઇ નથી; તે હમેશગી જેમ ગઇ કાળમાં તેમ આજમાં પણ સમાયલી છે.

**ગરીબને મદદ તે જાણે ખુદાને મદદ.** રાબી આબીન (Rabbi Abin) નામના એક યાહુદી ધર્મગુરૂના આ શબ્દો છે કે "જ્યારે કાંઇ ખરો લાયક ગરીબ તમારે બારણે કાંઇ માગવા ઉભો રહે, ત્યારે સમજજે,

---

(૧) The degree of blessedness of the sinner who repents is much higher than that of the righteous man who has never sinned, because those who have never tasted the sweets of a sinful life have not the same difficulty in abstaining from sins" ("Ancient Jewish proverbs" by Rev. Cohen (1911) p. 84).

(૨) "What we have to learn is that the Will of God is to be done on earth, that the Kingdom of Heaven is to be a present Kingdom, here and now, not relegated always to the future. Eternity is not something in the future any more than it is someting in the past; it extends into the future and it extends into the past without limit both ways, but this eternity, this moment we are alive. The present is the only opportunity for a deed. We are to realize the highest here. If not here in this condition, why anywhere in any condition? For wherever we are will always be "here", and the time will always b "now."

કે તેની બાજુએ અનદીઠ જાણે ખુદા ઉભો છે. તેને તમો જે મદદ આપશો અને તેથી તે ખુશી થશે તેથા જાણે તે અનદીઠ ગેબી સાહેબ ખુશી થશે." [૧] બેહેસ્ત ખુદાનું મકાન છે, બેહેસ્ત અશો લોકોનું મકાન છે. જ્યાં પણ ભલું કામ થાય છે, ત્યાં, આ વિચાર પ્રમાણે, ખુદા હાજર હોય છે યા થાય છે. ત્યારે ત્યાં બેહેસ્ત બને છે. આ વિચાર મુજબ એક ખરા હાજતમંદ પુરૂષનું જ્યાં પણ તમો સંકટ તાળો, તમારા ઘરને ખુદ બારણે તે તાળો, ત્યાં ખુદાતાલા હાજર થાય છે અને ત્યાં બેહેસ્ત બને છે. ત્યારે ત્યાં, તમારાં ઘરમાં, ભલાં કામો કરી તમો તમારા ઘરને બેહેસ્ત બનાવી શકો.

**ભલા જવાનો જલદી કાંય મરણ પામે છે?**

બેહેસ્તનાં કામ માટે જવાનીથીજ કોશેશ કરવી જોઇએ. તે માટે રંજ ખેંચતાં, સંભાળ રાખવા છતાં, જો મરણને આધીન થઇયે, તો ફીકર નહિ. ઇસ્રાએલનું ડાહાપણ (The Wisdom of Israel) નામનું પુસ્તક, જેમાં યાહુદીઓના પુસ્તકોમાંની કોઇ ડાહી ડાહી વાતો એકઠી કરી છે, તેમાં આપણે જાણે આ સવાલના જવાબમાં બે વાતો (parable) જોઇએ છિએ.

(ક) એક રાબી પોતાના ચેલાઓ સાથે એક અંજીરનાં ઝાડ હેઠળ સવારના પોહોરમાં ઉઠીને બેસતો અને ચેલાઓને શિખવતો. અંજીરનાં ઝાડનો માલેક પણ સકારે ઉઠી પાકેલાં અંજીરો ઉતારી લેવા ત્યાં જતો અને અંજીર ઉતારતો. પેલા રાબીએ ધાર્યું કે આપણે સવારના પોહોરમાં બેસ્યે છિએ ત્યારેજ એ અંજીર તોડવા આવે છે, તે કદાચ આપણા ઉપર વેહેમ લાવીને હોય, કે રખેને આપણે કોઇ પાકાં અંજીર ખાયે. તેથી તેને જગ્યા બદલી. ત્યારે અંજીરનાં ઝાડના માલેકે ત્યાં જઇ સબબ પુછ્યો. રાબીએ તેને ઉપલા શકનો સબબ જણાવ્યો. ત્યારે તેણે ખાતરી આપી કે એવો શક તેને મુદલ નહિ હતો, પણ જો સવારનાં પોહરમાં અંજીર તોડી નહિ લે તો સુરજનો તાપ લાગવાથી જીવ પડી આવે. તે ઉપરથી તે રાબી બીજે દાહાડે પાછો તે ઝાડ હેઠળ ચેલાઓને લેઇ જઇને બેઠો. પેહલે દાહાડે પેલો ઝાડનો માલેક તે સવારે સકારે અંજીર તોડવા નહિ ગયો. થોડો વખત રહીને તોડયાં તો અંદર જીવ પડી આવેલા. આ જોઇ તે રાબી બોલ્યો કે "અંજીરના ઝાડનો માલેક દરેક અંજીરને કયારે તોડી લેવું તેનો ખરો વખત જાણે છે. તેજ મુજબ ખુદાતાલા જાણે છે કે ખરાં પાકત અશો માણસને કયારે બોલાવી લેવું." [૨]

(ખ) એક દરાક્ષના ખેતરમાં કેટલાક મજુરો કામ કરતા હતા, તેઓમાં એક ધણી ઘણો ઉદ્યોગી, મેહેનતુ અને હુશિયાર હતો. તે વધારે સારૂં કામ કરતો હતો,

(૧) "When a poor man stands at your door, the Holy one stands at his right hand (Ancient Jewish proverbs, by Rev. Cohen).

(૨) "The master of the fig tree knows the season of each fig, and when it ought to be gathered, and gathers it. Thus the Holy One, blessed be He, knows the season of the Righteous, and when it is best to remove them from this world" (The Wisdom of Israel, by Edwin Collins (1910) pp. 19-20).

ઝડપથી કામ કરતો હતો, અને વધારે કામ કરતો હતો. તે દરાક્ષનાં ખેતરનો માલેક એક રાજા હતો. જ્યારે તેણે સર્વ મજુરોમાં પેલાને આ પ્રમાણે કામ કરતો જોયો, ત્યારે તેનો હાથ પકડી તેની સાથે વાત કરવા લાગ્યો અને તેને સાથે લેઇ અંહી તંહી ફરવા લાગ્યો. સાંજે જ્યારે સર્વ મજુરો રોજના પૈસા લેવા આવ્યા, ત્યારે પેલો મજુર પણ આવ્યો અને રાજાએ સર્વને સરખો રોજ આપ્યો. ત્યારે બીજાઓ ફર્યાદ કરવા લાગ્યા કે "એણે કાંઇ બીજાઓ માફક આખો વખત કામ કીધું નથી પણ ફર્યાં કીધો છે, તે છતાં એને સર્વ માફક સરખો રોજ મલે છે!" ત્યારે રાજાએ જવાબ આપ્યો કે એણે આખા દિવસમાં બે કલાક કામ કર્યું પણ સર્વના કરતાં વધુ કર્યું. [1]

આ વાર્તાઓ શિખવે છે કે કોઇ ભલા જવાનનાં આપણને કવખતનાં તરીકે દીસતાં મરણ માટે હમેશાં વિલાપ કરતાં બેસવાનું નથી. તે ભલા જવાને ટુંકી જીંદગીમાં જે સારાં કામો કર્યાં હોય તો તે દાદારનો આભાર માનવાનો છે કે તેણે લાંબી ફોકટ જીંદગી ગુજારવાને બદલે ટુંકી પણ ઉપયોગી બેહેસ્તી જીંદગી ગુજારી છે.

ઉપલા રાબ્બીની ઉપલી વાર્તાઓ "ભલા જવાનો જલદી કાંય મરણ પામે છે?" એવા સવાલનો ખુલાસો આ પ્રમાણે કરે છે, કે "તેઓ જો વધારે વખત જીવતે, તો કદાચ અતરે કોઈ ગુનાહમાં ફસી પડતે. માટે ખુદાએ તેઓને તેઓની ભલાઇનાં બદલામાં જલદીથી કામકાજના કોઇ બીજા ખેતરમાં ભલાં કાર્યો ચાલુ રાખવા ખેંચી લીધા."



(1) "This one did more in his two hours of proper work than you did, who toiled all day" (Ibid p. 21).

# જરથોશ્તી ધર્મનાં સુલક્ષણો.[1]

અવસ્તા—અત તત મોઇ દક્ષ્તેમ દાતા અન્ના અંઘ્રહેઉશ વીસ્પા મઐથા
યથા વાઐ યજેમ્નસ્ચા ઉર્વાઇધ્યાઐ સ્તવસ અયેની પઇતી.

( અહુનવદ ગાથા, હા. ૩૪, પ. ૬. )

અર્થ—(ઓ મજદ!) આએ દુન્યામાં તમામ મકાંન કરવા કાજે ( એટલે ભલી રીતે જીંદગી ગુજારવા કાજે ) તું મને કોઇ નિશાણી આપ કે જે ( નિશાણી ) મારફતે ભક્તિભાવથી તારી આરાધનાં કરનાર, તારી સ્તુતિ કરનાર તરીકે હું તારી નજદીક આવું.

અહુનવદ ગાથાનાં આ હાને આપણા આજનાં વિષયના આધાર તરીકે આપણે લેઇશું. એ ફકરામાં 'દક્ષ્ત' શબ્દનો સાધારણ અર્થ 'નિશાંણી' થાય છે, પણ અહીં નિશાંણી શબ્દને બોહોલે અર્થે, 'ખાસ્યત, ગુણ'ને અર્થે લેવો બરહક દિસે છે. એ ફકરાની પેહેલવી સરેહમાં કહે છે કે "આઇગમ દક્ષક ઇ બરા યમઋતુનીદ ઇ અવિગુમાંન્તર યેહવુનાની" એટલે "તું એવી કોઈ નિશાણી કહે કે જેથી ગુમાન યા શક વિનાનું થવાય."

કોઇ આ ફકરાનો અર્થ એમ લે કે "તું અમોને કોઇ અદભુત દેખાવ યા બનાવ યા કરામત ( miracle ) થી બોશારત આપ, કે જેથી અમારો ભક્તિભાવ તું તરફ શક વિનાનો થઇ વધે. એનાં ફારસી તરજુમા યા સરેહમાં "દક્ષ્તક" શબ્દને 'ખસલત' શબ્દથી સમજાવવામાં આવે છે. એટલે કે ત્યારે ભણનાર પુરૂષ ખુદા પાસે કોઇ દીની ખસલતો, ખાસીએતો, સુલક્ષણોના, ખાસ ગુણો જાણવા માગે છે, કે જે અખત્યાર કરી ફાયદા મેલવી તે આ દુન્યાના નીતિમાન કારોબાર માટે બીગુમાન યાને શક વિનાનો બને. વધારે બોહલો વિચાર લેઇ આ ફકરાને આપણે એમ સમજી શકયે.

આ ફકરાનો તરજુમો જુદા જુદા તરજુમો કરનારાઓ જુદી જુદી રીતે કરે છે. પણ, તે સર્વની તળેટીએ, હું જે જોઉં છું તે આ, કે કોઈ ખાસ ચીજનું શિક્ષણ માગવામાં આવે છે કે જે શિક્ષણથી શક સુબેહ દૂર થાય અને જે અખત્યાર કરવાથી તે દાદારની બરહક રીતે આરાધના અને સ્તુતિ થાય, અને તેવી આરાધના અને સ્તુતિથી તે દાદારને પોહોંચી શકાય. આજે આપણો વિષય જરથોસ્તી ધર્મનાં કોઈ ખાસ લક્ષણો ( characteristics) નાં શિક્ષણોનો વિચાર કરવા માટેનો છે, કે જે લક્ષણો ઘણે ભાગે, જે મિતીની યાદ માટે આપણે ભેગા મળ્યા છિએ, તેવણ ધરાવતા હતા અને જે અખત્યાર કરવાથી આપણે ખરા જરથોસ્તી ગણાઈ તે દાદારની દરગાહે પોહોચવાને લાયકના થઇએ.

---

(૧). આ વિષય ઉપર રોજ ૨૫, મા. ૧૨ સને ૧૨૮૫ યજદજરદી તા૦ ૩૧ મી ઓગસ્ટ ૧૯૧૬ ને વાર ભરેશાપતને દીને, મરહુમ એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચાની પેહેલાં વર્ષની બાજનાં જશન બાદ, શેઠ માનેકજી શેઠની વાડીમાં એક જાહેર વાએજ આપી હતી.

**ખરૂં જરથોશ્તીપણું.**

હાલમાં ખરા જરથોસ્તીપણાં બાબે ઘણું બોલાય છે. કોઇકવાર હદ બહાર નાકે નાકે જઇ એક વિચારવાળાઓ બીજા વિચારવાળાઓને કહે છે કે, તેઓ જે એક અંતનાં વિચારો ધરાવે છે, તેથી તેઓ ખરા જરથોસ્તી નહિ ગણાય. બીજા વિચારવાળાઓ સાંમી બાજુવાળાઓને નહિ-જરથોસ્તી તરીકે ગણવા તૈયાર થાય છે. વળી કેટલાકો જીભથી, જબાંનથી "હું જરથોસ્તી છું, હું શુદ્ધ અને સાચ્ચો જરથોસ્તી છું," બોલે છે, પણ "હું ખાસ્યતે, લક્ષણે, વર્ત્તણુકે જરથોસ્તી (Zoroastrian in character) છું," એમ કહેવાની હાલતમાં પોતાને મેલવા ઉપર થોડું ધ્યાન આપે છે. અલબતે આપણુ સર્વ જરથોસ્તી હોવા માટે મગરૂર છિએ, પણ આપણી મગરૂરી પોષાકે, રાહ રસમે, રેવાજે જરથોસ્તી હોવા કરતાં વર્ત્તણુકમાં જરથોસ્તી હોવા માટે વધારે જોઇએ.. જેમ એક રાજાની રૈયતમાંનું કોઇ વફાદારી (allegiance)ના જાહેર રીતે સોગંદ લિએ, પણ તે રાજાના કાયદા કાનુનોને માન આપે નહિ, તો તેની વફાદારી ફક્ત "જીભની વફાદારી" (lip loyalty) ગણાય, તેમ આપણે સુદરેહ કુસ્તી પેહેરી "મજ્દ યસ્નો અહ્મો, મજ્દ યસ્નો જરથુસ્ત્રિશ" એ શબ્દોથી જરથોસ્તી હોવાનો એકરાર કર્યે, પણ આપણી જીંદગીની વર્ત્તણુકમાં ખરા જરથોસ્તી હોઇયે નહિ તો આપણો એકરાર ફક્ત જીભનો એકરાર ગણાય.

પેહેલવી ઝાદસ્પરમ પ્રમાણે પૈગામ્બર જરથોસ્ત એક સવાલ અહુરમજ્દને નીચે પ્રમાણે કરે છે:[1]

**એક બેહ, બેહેતર અને બેહેશ્તી કામ.**

**પેહેલવી**—કતાર અએત વેહ? કતાર શપીરતર? વ કતાર મિન હર્વેસ્પીન પાહલુમ?

**અર્થ**—સારૂં શું છે? વધારે સારૂં યા બેહેતર શું છે? સર્વમાં સરસ શું છે?

ત્યારે અહુરમજ્દ નીચે પ્રમાણે જવાબ દે છે.

**પેહેલવી**—શમે અમહુરપન્દાન વેહ, અવૂશાન વીનશ્ને શપીરતર, અવૂશાન ફ્ર્માન બોર્દારીઅ મિન હર્વેસપીન પાહલુમ.

**અર્થ**—અમેશાસ્પંદાનો નામ સારાં છે; તેઓને જોવા એ તે કરતાં વધારે સારૂં યાને બેહેતર છે; તેઓનાં ફ્ર્માન બજાવવાં એ સર્વથી સરસ છે.

આ એક સુંદર પુર્સેસ પાસોખ છે. અમેશાસ્પંદોનું મુબારક નામ લેવું, એ ભલું છે. તેઓને જોવા, એ તે કરતાં ભલું છે. હવે અમેશાસ્પંદો કાંઇ દેખાઇ શકાતા નથી. માટે આપણે અહીં 'જોવું' શબ્દને બોહોલે અર્થે "મનની નજરે જોવા"ને અર્થે લેવો. અમેશાસ્પંદોનાં ફ્ર્માનો પ્રમાણે ચાલવું, એ સર્વથી ભલું કામ છે. અહીં

---

(૧) તેહ્ટ માટે જુઓ મી૦ બેહેરામગોર તે. અંકલેસરીઆની કલમથી તૈયાર થતી આવૃત્તી "વિચીતકીહા એ જાદસ્પરમ" બાબ ૨૨. ફ. ૩-૪ પા. ૮૧-૮૨. S. B. E. વોલમ ૪૭ પેહેલવી તેહ્ટ, ભાગ ૫, બાબ ૨૧, ફ. ૧૭-૧૮ પા. ૧૫૭.

"ફર્માનો" શબ્દને પણ ઓહોલે અર્થે સમજવો, સબબ કે આપણા ધર્મ પુસ્તકોમાં ખુદ અમેશાસ્પંદોને નામે ફર્માનો અપાયલાં નથી. માટે આપણે જે સમજવું છે તે આ, કે અમેશાસ્પંદો, જે નીતિમાન સદગુણો ઉપર મવકુલ હોય, તે સદગુણો અખત્યાર કરવા, અથવા જે શારીરીક પેદાયશો સાથે તેઓનો સંબંધ હોય તે શારીરીક પેદાયશોની વૃદ્ધિ કરવી.

હવે આપણાં અવસ્તાનાં ઇશ્વરી ધર્માધિકારી મંડળ (celestial hierarchy) માં અહુરમજ્દ પેહેલી જગ્યા લે છે, પછી તેનાં અમેશાસ્પંદો અને પછી યજદો લે છે, અને પછી અશોનાં ફ્રેોહરો લે છે. માટે ઉપલી પુર્સેસ પાસોખને આપણ એ મંડળવાળાં અશોનાં ફ્રેોહરોનાં સબંધમાં લેઇ જો બોલ્યે તો, "અશોનાં ફ્રેોહરોને નામ બનામ યાદ કરવાં, એ ભલું કામ છે. તે પછી તેઓને જોવાં, આપણાં મનની નજરે તેઓને જોવાં, તેઓને યાદ કરવાં, તેઓના સદગુણોનું સ્મર્ણ કરવું, એ તેથી વધારે ભલું કામ છે. તેઓને નામ બનામ યાદ કરી, તેઓના સદગુણોનું સ્મર્ણ કરી, તે સદગુણો પ્રમાણે વર્ત્તવું એ સર્વથી ભલું કામ છે". આપણે જીવતાંજીવન પણ કોઇ ભલાં આદમી માટે બોલ્યે છિએ કે, તેઓનું મુબારક નામ જબાનપર લેવાને આપણુને ખુશી ઉપજે છે, અને તેઓને જોવાં એ એક જાતની ઉંચા પ્રકારની કેળવણી (liberal education) લેવા સમાન હોય છે. જીવતાં ભલાં આદમીઓનાં બાબમાં જે ખરૂં, તે ગુજરેલાં ભલાં આદમીઓનાં બાબમાં વધારે ખરૂં હોય છે. મારી ઓફીસમાં જતાં, ત્યાં ભોંયતળે મરહુમ પેહલા સર જમશેદજીનું પુતળું મેલેલું છે. તેવણ, જેવણનું પનોતું નામ જબાન ઉપર લેવું આપણને ખુશીભર્યું, સગનવંતુ લાગે છે, તેવણનાં પુતળાંને ભલી લાગણીથી પગે લાગતાં તેવણની સ્કુલનાં ઘણાં છોકરા છોકરીઓને મેં જોયાં છે. કેટલીકવાર મેં જોયું છે કે કોઇ તેવણનાં પુતળાંનાં ગળાંમાં સુંદર ફુલનો હાર પેહેરાવી ગયલું હોય છે, તો કોઇ ફુલનો સુંદર તુરો ખોલામાં આપી ગયલુ હોય છે. કોઇ કહેશે, "એ તો બુતપરસ્તી યા મુર્ત્તિપુંજા થાઇ." નહિ, એતો જેમ તમે લેઓ તેમ લેવાઇ શકાય. જે સુંદર ઉમદા લાગણીથી તે કરવામાં આવે છે, તે લાગણી તરફ જોઈ, હું એનો અટકાવ કરવાનું દરૂસ્ત ધારૂં નહિ. આવી લાગણી સાથે છોકરાંઓ મરનારના સદગુણો અને કામોને યાદ કરી તે પ્રમાણે થોડાંઘણાં વર્ત્તવાને કોશેશ કરે એ આવકારદાયક છે.

જાદસ્પરમનો ઉપલો ફકરો આપણુને ગુજર પામેલાં ભલાંઓનાં ફ્રેોહરોને યાદ કરવાની આપણી ભલી રસમનો આપણને રૂડો ખ્યાલ આપે છે. એવા યાદ કરવા લાયક ભલા પુરૂષોમાંના એક આપણા મરહુમ મિત્ર એરવદ શેહેરીયારજી હતા. તેવણની આજ રોજે બાજ કરી આપણે તેવણને યાદ કરવાને ભેગા મળ્યા છિએ. તેવણ જેમ જીભથી, જબાનથી પોતાને જરથોસ્તી જાહેર કરતા, તેમ લક્ષણે, વર્ત્તણુકે પોતાને સાચ્ચા જરથોસ્તી તરીકે જાહેર કરતા.મરનાર વિચાર આચારે, લક્ષણે, વર્ત્તણુકે એક સાચ્ચા જરથોસ્તી હતા. ત્યારે તેવણની બાજના આજના પ્રસંગે જરથોસ્તી ધર્મનાં થોડાંક ખાસ સુલક્ષણો આપણ માટે, થોડોક વિચાર કરવા કાજે, એક લાયક બાબત ગણાય.

આજે એવણુની બાજનાં જશનમાં મેં આફ્રીનગાંન ભણુતાં એવણુને નામ બ નામ યાદ કર્યાં છે. મેં એવણુ સાથે એવણુ સાથના કોઇક "હમકારો," કોઇક "સાથે કામ કરનારાઓ," ધર્મ, સંસાર, કેળવણી વિગેરેનાં કોમી ખેતરોમાં એવણુ સાથે હમશરીક થનારાઓને નામ લઇ યાદ કર્યાં છે. ત્યારે એવા પ્રસંગે આપણાં મનમાં જે પેહેલો સવાલ ઉત્પન્ત થાય છે, યા વધારે બરાબર રીતે બોલ્યે તો ઉત્પન્ત થવો જોઇએ, તે આ છે, કે આપણાંમાં ભલા આદમીઓની બાજ કરવાનો જે રેવાજ છે. તે રેવાજ સાથે શું ભલો ખ્યાલ જોડાયલો છે, કે જે ભલા ખ્યાલને આપણે આપણા જરથોસ્તી ધર્મનું એક ખાસ શિક્ષણ, એક ખાસ સુલક્ષણ કહ્યે ?

**મરનારોનાં ફરોહરો અને જરથોશ્તી ધર્મનું માણસાઇ સહ્દયપણું (Humanism).**

બાજ કરવાની નેમ, તેથી નિપજતા, અથવા તો નિપજવવા જોઇતા ફાયદા વિગેરે માટે હું અવારનવાર બોલ્યો છું. આજે શરૂઆતમાં હું એ બાબત ઉપર બીજી રીતે થોડાક બોલો બોલવા માગું છું, કે જે બોલો આપણાં જરથોસ્તી ધર્મનું એક ખાસ સુલક્ષણ આપણુ હજુર રજુર કરે છે. તે સુલક્ષણ માણસાઇ સહ્દયપણું (humanism) છે, જેની ગવાહી અશોફરોહરોનાં આપણાં આફ્રીન ઉપરથી મળે છે. આ સુલક્ષણુ બાબે પ્રોફેસર સ્ટ્રાટોન નામનો એક ભણેલો લખનાર નીચે પ્રમાણે કહે છેઃ—

"અસલી ઇરાનીઓનાં ધર્મનું મજબુત સહ્દયપણું આપણુને આ બાબતમાં માલમ પડે છે. કે તેઓ માણુસજાતના ફરોહરોને પૃથ્વી ઉપર સેવટે આબાદી અને અશોઇ પાંથરનાર ગણે છે. તેઓ ખાસ કરી એક આદમી તરફ, જરથુસ્ત્રનાં એક બેટા તરફ જોતા, કે જે દૂરનાં ભવિષ્યમાં પેદા પડવાનો છે, અને પડતી પામેલી દુન્યાને પાછી બરપા કરનાર છે. તે મોટો સોસ્યન્ત, મોટો પરોપકારી પુરૂષ નિવડનાર છે. પણ ગુજર પામેલાંઓમાંથી સઘળા અશો, પોતપોતાની હદમાં, તેની માફક સોસ્યંતો, પેલા મોટા પરોપકારી પુરૂષના સાથીઓ કહેવાય છે. દુન્યાનું હાલનું પ્રતિપાદન યા નિભાવશ પણ માણુસાઇ ફરોહરોની સંભાળ યા ખબરદારીના સબબે છે. સર્વ પ્રજાઓનાં માણસોનાં અશો ફરોહરો આકાશને, પાણીને, પૃથ્વીને, ઢોરોને અને ગર્ભસ્થાનમાં બચ્ચાંને ટકવી રાખે છે. હીબ્રુ લોકોનાં ભજનમાં જે કાંમ ફરેસ્તાઓને સોંફયું છે, કે તેઓ માણુસજાતની પાસબાની કરે અને તેઓ રખેને પોતાનાં પગને કોઇ પત્થર સાથે અઠડાવે તેથી તેઓને બચાવે, તે કામ વગર શકે અંહી (એટલે અસલી ઇરાંનીઓના દીનમાં) ફરોહરો, કે જેઓ એક વખત આદમી હતાં, તેઓને સોંફયું છે. એ ફરોહરો જાનદાર અને નીર્જીવ પેદાયશ બન્નેને ટકવે છે, અને એમ કરી હમેશાં ગવાહી આપે છે, કે માણુસોને પજદોની જવાબદારીઓમાંની કોઇક સોંપવામાં આવેલી છે, તેને તેઓ લાયકનાં છે. માણુસ માણુસ વચ્ચેની મિત્રાચારીનો આતશ બીજી દુન્યા તરફથી આ દુન્યા તરફ પ્રકાશે છે અને પોતાની મેહેરબાનીભરી રોશની (આ તરફ) ઉમેરે છે........એક પારસી ધર્મ સંબંધી કદરશનાસી પોતાનાજ લોહીવાળાઓ તરફની યા પોતાનાજ રાજદ્વારી મિત્રો તરફની હદમાં રાખતો નથી. તે માને છે કે અશોઇ તેનાં દુશ્મનો વચ્ચેકમાં,

તુરાનીઅન કોમનાં તોળાઓ અને તાયફાઓમાં પણ જોવામાં આવતી. તેઓનાં તેમજ પોતાનાં લોકોનાં મરણ પામેલાં અશો તરફ તે માન સાથે જોતો. તેઓની ક્રિયાના ભજનમાં કહે છે કે 'અમો આર્યન દેશનાં અશો માણસોનાં ફરોહરોને આરાધ્યે છિએ. અમો તુરાંનીઅન મુલકોનાં અશો માણસોનાં ફરોહરોને આરાધ્યે છિએ.[1]

આ ફકરામાં આપણે જરથોશ્તી શિક્ષણની નીચલી જુદી જુદી બાબતો જોઇયે છિએ, જોકે તે એકમેક સાથે જોડાયલી છે.

૧ સદયપણું યા આજુબાજુનાં માટે સામાન્ય દિલસોજી.

૨ માણસ જાતની, ખુદ ખોદાતાલા જેવી, પોતાની શક્તિનાં પ્રમાણમાં જવાબદારી.

૩ બીજાઓનાં કામ તરફની કદરશનાસી, અને તેમાં મરનારોનાં અશો ફરોહરોની કદરશનાસી, પછી તે ફરોહર પોતાનાં ખેશ નજદીકનાં યા મિત્રોનાં હોય કે દુશ્મનો વટીકનાં હોય. આ ત્રણેનો આપણે સામતો વિચાર કર્યે.

ઉપલો ફકરો, જે આ લખનારે "દીલસોજીની ફરાખી અને સાંકડાપણું" (Breath and Narrowness of Sympathy) એવે નામનાં બાબમાં આપ્યો છે, તેની મતલબ આ છે, કે અસલી ઇરાંનીઓનાં શિક્ષણ મુજબ, માણસ-

---

૧ The strong humanism of the ancient Persians' faith is shown by their making the spirits of men the final restorers of plenty and righteousness on earth. They looked to one man in particular, a son of Zarathustra, to be born in the distant future and to upbuild the fallen world. He is to be the great Saoshyant, the Beneficent One: but all the faithful among the dead are, in their own degree, like him and are called Saoshyants, allies of the Benefactor. And even the present maintenance of the world is due to the watchfulness of these human spirits. The faithful souls of the men of all nations maintain the sky, the water, the earth, the cattle, the child in the womb. That charge which in the Hebrew hymn is committed to the angels to watch over men, and bear them up lest they dash their foot against a stone, (Psalm XCI, 11 ff.) is here assigned unambiguously to spirits who once were men. These sustain both animate and inanimate creation, thus bearing constant witness that men are worthy of having entrusted to them some of the responsibilitis of gods. The fire of human fellowship gleams from the other world to this, and adds its kindly light .. ....The Parsee was not limited in his religious appreciation to those of his own blood or to his political friends. Even among the foe, even among the kith and tribes of the Turanian, he believed that piety was to be found; and thither, as well as to the saints of his own people, the Aryan lookod with reverence. "We worship the Fravashis of the holy men in the Aryan countries. We worship the Fravashis of the holy men in the Turanian countries," declares the ritual song. [Zend-Avesta, Gatha, XLVI, 12 (XXXI, 141); Farvardin Yast, XXX, 143 (XXIII, 226) condensed.] ["Psychology of the Religious Life" by George Malcolm Stratton (1911) p. 51].

જાતની દીલસોજી ઘણાં બોહલા વીસ્તારમાં હોવી જોઇએ. ભલાં માણસો જીવતાંજીવત બીજાં આજુબાજુનાંઓ તરફ દીલસોજી ધરાવે છે, એટલુંજ નહિ, પણ મરણ બાદ પણ તે દીલસોજી ચાલુ રાખે છે. આ જગતની રચનામાં, તેના કારોબારમાં સર્વ અશોના ફરોહરોનો હાથ છે. દાદાર અહુરમજ્દ પોતે ફરોહરોને લગતી ફર્વર્દીન યશ્તની શરૂઆતમાંજ ( ફ. ૧ માં ) પેગામ્બર જરથોશ્તને કહે છે કે અશોનાં ફરોહરોએ તેને યારી દીધી, ટેકો આપ્યો. તેઓની મદદથી જાણે આસ્માન વટીક ટેકવી શકાયું છે. આગલ ચાલતાં ( ફ. ૨૨ માં ) અહુરમજ્દ કહે છે કે ફરોહરો આસ્માનને, પાણીને, જમીનને, ગાય ઢોરને અને પોતાની માતાનાં પેટમાં બચ્ચાંઓને ટેકવી રાખે છે. આ મુજબ જે અહુરમજ્દનું કામ તે કેટલેક દરજ્જે, અલબતે તેની સાંકડી હદમાં, માણસનું પણ કામ છે. ઉપલો લખનાર કહે છે તેમ, ખુદાતાલાની જવાબદારી તે કેટલેક દરજ્જે માણસજાતની પણ જવાબદારી છે. તેનો મુખ્ય સબબ આ, કે અહુરમજ્દ માણસને પોતાનાં કામનો વસીલો યા સાધન (medium) બનાવે છે. આ સબબે અને આ ખ્યાલથી અવસ્તામાં દુઆ દેતાં દાદાર અહુરમજ્દનાં જેવાં કામ કરનાર થવા માટે દુઆ ગુજારવામાં આવે છે ( કેર્દાર બેદ ચુન અહુરમજ્દ ખોદાએ પ દામાને બેશ). અહુરમજ્દના જેવા થવાની કોશેશ કરી માણસે આજુબાજુ ઉપયોગી થવાનું છે. તે ફકત પોતાની કોમનાંઓનેજ નહિ, પણ બીજી કોમનાંઓને પણ; ફકત જાતભાઇ ઇરાંનીઓનેજ નહિ, પણ પરજાત તુરાંનીઓ જેઓ દુશ્મન હતા તેઓ વટીકને. અહુરમજ્દની પોતાની મેહર ફકત ભલા ઇરાંનીઓ ઉપરજ નથી, પણ ભલા તુરાંનીઓ ઉપર પણ છે. ઉશ્તવદ ગાથા ( ફ. ૧૨ )માં કહે છે, કે તુરાંની ફ્યાનની ઓલાદવાળાઓમાં પણ જેઓ અશોઇથી ચાલી મુલકોને આબાદ કરે છે, તેઓને અહુરમજ્દ યારી દે છે. ત્યારે અહુરમજ્દની નકલ કરનાર આદમીઓએ પણ, મુલક કે પર મુલક (આદખ્યુનામ ઉજ્દખ્યુનામ, આદેહી ઉજ્દેહી) સર્વ માણસજાતને મદદ કરવાની છે.

આ મદદ ફકત માણજાતની ૫૦ યા ૬૦ વર્ષની જીંદગીની હદમાં નથી રાખી, પણ મરણ પછીના વખત માટે પણ સરજેલી છે. ભલાં ગુજર પામેલાઓને મરણ બાદ પણ, કામ કરવા માટે કાંઇ ખેતર છે, જ્યાંથી તેઓ કામ કરતાં રહે છે, અને તેઓ આ દુન્યા, જેમાં તેઓએ થોડો વખત પસાર કરેલો, તે ઉપર નજર રાખતાં રહે છે. ખાસ કરી જેઓનાં સંબંધમાં તેઓ વધુ આવેલાં અને જેઓ તેઓને યાદ કરે છે, તેઓનાં ભલાં માટે તેઓ ખાસ કાલજી રાખતાં રહે છે.

હવે એવી દુઆ યા કાળજી માટેના કોઇ અનદીઠ યા ગેબી યા મીનોઇ માર્ગો શું છે યા કેવા છે, તેની કોઇ મુશકેલ દેખાતી બાબતમાં દાખલ થવા વિના, આ સવાલ ઉપર વ્યવહારૂ નજરે જોઇને આપણે સાદી અને તુરત સમજ પડતી રીતે આટલું કહયે છિયે, કે મરનારોની ખાસ સવલતાના કોઇ ખેતરોની યા કોઇ સદગુણોની યા સુલક્ષણોની નકલ વ્યવહારૂ ફાયદા આપણુ માટે લાવે છે. કાંઇ નહિં તો, આ રીતે જોતાં આપણે કોઇ ભલાં મરનારોની બાજ જેવા દિવસે, તેઓની જીંદગી ઉપર ફાયદાભરી રીતે નજર કર્યે. જે મરનારની યાદ કરવા આજે આપણે ભેગા મલ્યા છિએ તેવણુની જીંદગી ઉપર આપણે એ મુજબ નજર કરી શકયે.

પણ જરથોસ્તી ધર્મનાં આ શિક્ષણ ઉપરથી, મરનારો અને જીવતાંઓ વચ્ચેના એક પ્રકારનાં સંબંધ ઉપરથી, આપણે જે ખાસ પાઠ લેવાનો છે, ખાસ ધડો લેવાનો છે, તે આપણી માણસજાત તરીકેની જવાબદારીનો છે, આપણી ફરજનો છે. ખુદાતાલાની જગતમાં તે સાહેબની માફક, આપણી ગમે તેવી નાની કમીની ગરીબ હદમાં, આપણે તે સાહેબનાં કામને, એક ઉત્તમ દાખલા ( Ideal ) તરીકે, મનની નજર સનમુખ રાખી કામ કરવાનું છે. તે કામ કરતી વેળા ધ્યાંન રાખવાનું છે, કે એવાં કામ કરવા માટે, તે સાહેબની દુન્યાનાં ભલાં કાજે કામ કરવા માટે, ફક્ત આ સેપંજી દુન્યાની આપણી હસ્તીનોજ વખત નથી, પણ તે પછીનો પણ, મરણ બાદનો પણ, બીજી જીંદગીમાં પણ વખત છે. એક કામ માટે ભલી તગે જેમ જલદીથી પાડી હોય તેમ સારૂં. તેમ જગતની સરજત વચ્ચેનાં આપણાં જાથુકનાં કામ માટે ભલાં કામની, ભલાઇની તગે આપણે આપણી જીંદગીમાં, જીંદગીની શરૂઆતમાંજ, જવાનીમાંજ પાડયે તો સારૂં.

આજે જે ભલા મરનારની બાજ માટે આપણે ભેગા મલ્યા છીએ તેવણની જીંદગી ઉપરથી જરથોસ્તી ધર્મનાં શિક્ષણનું આ સુલક્ષણ, કે આપણે આપણી જીંદગીમાં મજબુત પ્રકારનું સદયપણું ( humanism ) જાળવવું, તેનો ખાસ વિચાર કર્યે. એ સદયપણું, આજુબાજુનાંઓ માટેની એ દીલસોજી—પછી તે આજુબાજુનાંઓ આપણા પોતાનાં હોય કે પારકાં હોય, આપણી દીનનાં હોય કે પારકી દીનનાં હોય, આપણાં દેશનાં હોય કે પારકા દેશનાં હોય—બોહલા પ્રકારની છે. એક ભણેલો લખનાર પોતાનાં એક પુસ્તકમાં આપણાં પેગામબરને પોતાનું એવા પ્રકારનું શિક્ષણ બોલતાં જણાવે છે કે "માણસો ધર્મ ધર્મમાં જુદા હોવા છતાં જેઓ રોશનીને માર્ગે ચાલે તેઓ બેહસ્તમાં જાએ અને જેઓ તેથી ઉલટે માર્ગે ચાલે તે અંધકારની જગ્યા યા દોજખમાં જાએ.[1] આવાં શિક્ષણને એ વિદ્વાંન આપણાં પેગાંમબરનું "વખાણવા જોગ નીતિમાન શિક્ષણ" કહે છે.[2]

મરનાર એ૦ શેહરીઆરજીની જીંદગીનાં ચિત્ર ઉપર ઉડતી નજર ફેંકતાં આપણને કોઇ ખાસ રંગો એવા દીસે છે, કે જે આપણને એવા સદયપણા માટે, એવી દીલસોજી માટે વિચારો સુચવે.

**મરનાર માટે તેવણની જીંદગીમાં મેં બાંધેલો વિચાર.**

એરવદ શેહરીઆરજી હક થયા તેની પાંચ વર્ષ આગમચ, ઇ. સ. ૧૯૦૯ માં મેં તેવણ સાહેબને મારૂં "જરથોસ્તી ધર્મ સંબધી ભાષણો અને વાએજો, ભાગ ચોથો", નામનું પુસ્તક અર્પણ કર્યું હતું. તે અર્પણપત્રિકાને આજે હું ફરીથી યાદ કરૂં છું, સબબકે તેમાં મેં એવણ સાહેબની વર્ત્તણુકને યાદ કરી છે કે જે વર્ત્તણુકે મારી જવાન જીંદગીમાં મારા ઉપર છાપ માર્યો હતો. મારૂં તે અર્પણપત્રિકા નીચે પ્રમાણે છે:—

---

૧. Foundations of the Nineteenth Century, by Chamberlain, Vol I. p. 207. ૨. "Admirable ethical teachings of the Avesta and Zoroaster" (Ibid p. 417).

"મારા ભલા અને ભણેલા મીત્ર,

"ઘણાક સબબોને લીધે હું તમારો વખાંણનાર છું, અને તમારા માટે માન ધરાઉં છું. નજદીક ૩૫) વર્ષપર, જયારે અવસ્તા, પેહેલવી, ફારસી, સંસકૃત વિગેરે ભાષાઓનો અભ્યાસ કરવા પછી, નવા સાધારણ દાખલ થનારાઓ કરતાં મોટી ઉમ્મરે, તમો એલફીનસ્ટન કોલેજમાં દાખલ થયા, ત્યારે તમારી વર્ત્તણુંક અને તર્ણેએ મને ત્યાં તુરત દેખાડયું હતું કે, તમો અભ્યાસના ખરા આશેક છેઓ, સરસ્વતી માતાના ખરા પુજારી છેઓ, અને તેવા ખરા પુજારી તરીકે તમો તે કેળવણીનાં મંદીરમાં પુંજાએ આવ્યા હતા. એક ખરો પુંજારી પોતાનાં પેટ માટેની પુંજા કરતો નથી, પણ પોતાની પુંજામાં આજુબાજુનાં ઘણાંકો માટે દુઆ ગુજારી તેઓને પોતાની પુંજાનો લાભ આપે છે. તેમ તમોએ એ પુંજામાં પ્રાપ્ત કરેલાં જ્ઞાનનો ઘણાકોને લાભ આપ્યો છે.

"રાહનુંમાએ સભાનાં એક ભાષણમાં આપે આપણાં આતશકદેહોમાં ઉપદેસનાં આસન ( pulpit )ની ગેરહાજરી માટે ખેદ જાહેર કર્યો હતો. ત્યાર પછી એક યા બીજી રીતે તેવાં આસનો કેટલીક હદે આપણાં ધર્માળયોમાં દાખલ થયાં છે. એવાં આસન ઉપરથી ઉપદેશ દેનારો એક ઉપદેશક કેવો હોવો જોઇએ, તેનો તમારી ભલી વર્ત્તણુકથી અને અભ્યાસી જીંદગીથી તમોએ ઘણાકોને ભલો દાખલો આપ્યો છે:

"એક શીક્ષક તરીકે કે એક ઉપદેશક તરીકે, એક ધર્મગુરૂ તરીકે, કે એક ગ્રંથકર્તા તરીકે, તમોએ હિમ્મત અખત્યાર કરી છે. તમોને જે સાચ્ચું અને ભલું લાગું છે તે લોકોનાં ભલાં યા ભુંડાં વચનોની દરકાર કરવા વિના તમોએ જાહેર કર્યું છે, અને તમારા દાખલાથી એ બાબે ઘણાંકોને ઘણું ભલું શિખાડયું છે. તમારામાં ઘણું ભલું જોનાર એક ભાઇબંધ અભ્યાસી તરીકે, મારા અભ્યાસનુ આ નાનું પુસ્તક, તમારી ઉપયોગી, અને ઉદ્યોગી, અભ્યાસી, પ્રમાણીક જીંદગી માટેના મારા માનની એક નાની નિશાની તરીકે, તમોને અર્પણ કરવાની રજા લઉં છું."

આ અર્પણપત્રિકામાં એવણની નીચલી ખાસ્યતોને મેં યાદ કીધી છે:—

૧ ઉદ્યોગી અભ્યાસ, તેવા અભ્યાસપર ખરી મોહોબત.

૨ તે અભ્યાસનું પરિણાંમ આજુબાજુનાંઓને જાહેર કરવાની કાળજી.

૩ પેટની પુંજા કરતાં આજુબાજુનાંઓ માટે વધુ કાળજી.

૪ ઉપદેશક તરીકેની કાળજી.

૫ જાહેર હિમ્મત.

**જરથોશ્તી ધર્મનું એક શિક્ષણ, ઉદ્યોગ.**

જરથોશ્તી ધર્મનું એક ખાસ શિક્ષણ ઉદ્યોગ છે. વંદીદાદમાં ખેતીના ઉદ્યોગ માટે જે જાબજા તારીફ છે, તે માટે રોમની તવારીખ લખનાર ગીબન પણ સ્તુતિના બે શબ્દો બોલે છે. વર્જીલનાં આ શબ્દો કહેવાય છે કે "એક ખેડુત અર્ધો ધર્મગુરૂ છે" ( A husbandman is half a priest ). આ શબ્દો ઘણીક રીતે બરહક છે. એક ખેડુતનું કામ શરીરને માટે ખોરાક પુરો પાડવાનું છે; ધર્મગુરૂનું કામ મન માટે ખોરાક પુરૂ પાડવાનું છે. પણ પેલી કેહવત પ્રમાણે

"મન દરૂસ્ત તનમાંજ રહે છે." ત્યારે ખેડુત ધાન્ય ઉત્પન્ત કરી, તનને દરૂસ્ત રાખવાનાં સાંધનો ઉત્પન્ત કરી, મનની દરૂસ્તી, જે જાળવવાનું કામ ધર્મગુરૂનું છે, તે માટે પણ સાંધન પુરૂં પાડે છે. હવે જો કે એક દેશ માટે, એક પ્રજા માટે, ખેતી એ આબાદાનીનું મુખ્ય સાંધન છે, તોપણ કોઇ આખી પ્રજા ખેતી અને ખેતી ઉપરજ વળગેલી રહે નહિ. માટે ખેતીનાં ઉત્તેજન માટેનાં ધર્મ શિક્ષણનાં શબ્દો, આપણે ઓહોલી રીતે ઉધ્યોગ નામેને લાગુ પાડવા જોઈએ.

ઉધ્યોગને આપણામાં ખુદ ધર્મ સમાન બલ્કે વધુ કિમતી ગણ્યો છે. ઉપર નામ દીધેલો વિધ્વાંન એ ઉપરથી કહે છે કે "માજદયસ્ની ધર્મસામાન્ય રીતે ત્યાગની વિરૂદ્ધ છે. તેમાં જીંદગીને મોટામાં મોટી ભલાઇ, ખુદ પરહેજગારી કરતાં પણ વધારે સરસ ભલાઇ ગણી છે.[1] આ સબબે આ લખનાર એ ધર્મને ત્યાગની વિરૂધ (unascetic faith) કહે છે. એ લખનાર વધુ કહે છે કે આવા ખ્યાલને સબબે, એ ધર્મમાં ઘોડાની સરતની મનાઇ નથી. ઘોડાની સરત બાબે આપણાં પુસ્તકોમાં કાંઇ ખાસ લખાંણ નથી. પણ આપણે જાણીએ છિએ કે ઘોડાની સરતો મેહર યજદની સેતાયશ સાથે ઇરાંન ભણીથી યુરોપમાં દાખેલ થઇ હતી.

મરહુમ એરવદ શેહરીયારજી ઉધ્યોગના એક નમુના હતા. પોતાનાં અભ્યાસમાં, અભ્યાસ સાથ જોડાયલાં એક શિક્ષા-ગુરૂ યા ધર્મ-ઉપદેશક તરીકેનાં કામમાં, એવણ સદા મશગુલ રહેતા. આપણ એવણને એવણનાં કામનાં ખેતરથી જવલેજ બાહાર જોતા. એવણ દરેક ઇંચે ઇંચ એક અભ્યાસી હતા. સારા લાગ્યે એવણને પોતાનાં પેટ માટે, પોતાનાં અને પોતાનાઓનાં ગુજરાંન માટે, જે કામ કરવું પડયું હતું તે પણ એવા પ્રકારનું હતું, કે જે પણ એવણનું ધ્યાંન અભ્યાસ પરજ રોકી રાખે. એવણ એક ઉધ્યોગી અભ્યાસી તરીકે જનમ્યા, અભ્યાસી તરીકે જીવ્યા અને અભ્યાસી તરીકે મરણ પામ્યા.

**વંદીદાદ મુજબ ધર્મ-ગુરૂનાં સદગુણો. મરનારમાં તે સદગુણો.**

આપણાં વંદીદાદ ( ફર્ગર્દ ૧૩ ફ. ૪ ) માં અથોર્નાનો માટે નીચલા સદગુણો જરૂરના જણાવ્યા છે. ૧ અંદાજાસર ખાંણીપીણી. ૨ સંતોષ. ૩ દુઃખ યા મુસ્કેલી ખમવા માટે સબુરી. ૪ ભટકતી નહિ પણ સ્થિર નિયમીત જીંદગી. આ સર્વ સદગુણો આપણે મરનારમાં ઉત્તમ પ્રમાણમાં જોતા હતા. તેવણને ઘર બાહેર, કાંઇ મોજીલી મંડળીમાં યા મીજલસમાં આપણે જોતા હતા નહિ. ખાંણી-પાણીમાં તેવણ અંદાજાસર, મધ્યમસર રેહતા. પેહરવેશમાં તેવણ સાદા હતા. રેહણી કરણીમાં પણ તેવણ સાદા હતા.

સંતોષ એવણનો ઉત્તમ પ્રકારનો સદગુણ હતો. ખુદ ઇશ્વરે જાણે તેવણને એક શિક્ષકના પેશા માટે, એક ઉસ્તાદના પેશા માટે, એક ધર્મઉપદેશકનાં પેશા માટેજ સરજેલા હોય, તેમ એવાજ પ્રકારનાં પેશાને તેવણ સંતોષ સાથે વળગી રહ્યા હતા.

---

1. **Mazdaism is generally unrenouncing. Life is pronounced to be the greatest good, greater even than purity. (Psychology of the Religious life by G. Stratton p. 68).**

એવણુ એ પેશાની બાહાર પોતાની નજર દોડાવતે તો પાંચ પૈસા વધુ પેદા કરતે, પણ તેમ તેવણે નજર દોડાવી નહિ. અભ્યાસ અને અભ્યાસના ખાસ પુંજારી તરીકે, ખુદ અભ્યાસના શોખને ખાતર, એવણુ ભરૂચથી મુંબઇ આવ્યા. ભરૂચમાં ત્યાંની રાહરીતિ પ્રમાંણે, એક મોબેદ તરીકે એવણે જીંદગી શરૂ કરી હતી અને થોડુંક પેદા કરવા માંડયું હતું. પણ તે છોડી અભ્યાસને ખાતર એવણુ મુંબઇ આવ્યા. આપણે કહી શકયે કે મરહુમ શેઠ ખરશેદજી રૂશતમજી કામાની જીંદગી ઉપર તેવણે એક પ્રકારે અસર કીધી હતી, યા તેને વળાણ આપી હતી. શેઠ ખ. રૂ. કામાના માનમાં મારા અધીપતીપણાં હેઠળ તૈયાર થયલું યાદગારીનું પુસ્તક તેવણુને એનાયત કરવાનો એક મેલાવડો, બાઇ ભીખાઇજી શાપુરજી બંગાળીવાળી સ્કુલમાં, મરહુમ ચોથા સર જમશેદજીનાં પ્રમુખપણાં હેઠળ, તા. ૧૩ ફેબરવારી ૧૯૦૧, રોજ ૨ મા. ૬ સને ૧૨૭૦ યજદજર્દી ને વાર બુધને દીને થયો હતો. તે પ્રસંગે જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીએ પણ તેવણુને એક માન-પત્ર એનાયત કર્યું હતું. એ બન્ને મરહુમ સર જમશેદજીએ શેઠ ખ. રૂ. કામાને એનાયત કર્યાં, ત્યારે તેવણ પોતાના જવાબનાં ભાષણમાં, નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—

"સાહેબો, ૪૦ વર્ષની વાતપર આજે ફેબરવારી મહીનામાં એક જવાન મોબેદે મારે ઘરે આવી એક ચીઠી મારા હાથમાં મેલી. તે ચીઠી ઉપરનાં મારાં નામનાં સર-નામાના મોતીનાં દાણાં જેવા દસ્ખત જોઇ હું પામી ગયો કે તે ચીઠી મારા સાચા મીત્ર સોરાબજી બંગાળીનો લખેલી હતી. તે ચીઠી મારફતે, તેવણે, ભરૂચમાં કરેલા પોતાના દોસ્ત દાદાભાઇ પંથકીના દીકરા, તે એ ચીઠી લાવનાર મોબેદ, જેવણુ ખાસ એ કારણુ-સર મુંબઇ આવ્યા હતા અને જેનું નામ શેહેરીયારજી ભરૂચા હતું, તેને મારી સાથે જરથોસ્તી ધર્મના અભ્યાસમાં સામેલ કરવાની માગણી કરી હતી. તે વેળા મારા મગજમાં કોણુ જાણે શું આવી ગયું કે તુરતજ મેં તેમ કરવા હા કહી દીધું, તો જો કે તે વખ્તે મારો અભ્યાસ ફકત પહેલી ચોપડી જેટલો કમ ને સાધારણ હતો. પણ મેં તેવી રીતે તે ઘડીએ હા પાડી તે દાદાર અહુરમજદની છુપી બસારતજ હતી, કેમકે ૪૦ વર્ષે તેનાં પરીણામમાં આજનો મને સંતોષ આપનારો બનાવ નીપજ્યો છે. અગર જો શેહરીયારજી મારી પાસે અભ્યાસ કરવા આવતે નહી, તો મારી જીંદગીએ કેવા પ્રકારની વલાંણુ પકડી હતે તે હું કહી શકતો નથી. પણ એવણુના આવ્યાથી મને ચોકસ મુસાફરીની મંજલ પુરી કરવાનું સોંપ્યું હોય એવું ફરજભર્યું લાગ્યું. તેવણુને શીખવવા માટે તેવણુ મારી આગળ આવે તે આગમજ મને પોતાને આગમજથી અભ્યાસ કરી શીખીને તઇયાર થઇ રેહવું પડતું હતું; તેવણુ પછી એક પછે એક બીજા ઘણા સાહેબો મારા વર્ગમાં સામેલ થતા ચાલ્યા. થોડા વખતમાં નજદીક દજન ઉપર સાહેબોએ મારી સાથે અભ્યાસ કરવા માંડયો. તેઓએ હોંસથી પોતાનો અભ્યાસ એવી રીતે આગલ ચાલુ રાખ્યો કે, તેથી મને પણ વધારે કોશેશ કરવાની ચકુનમ લાગી અને ઉલટ છુટી."

ત્યારે શેઠ ખ. રૂ. કામાની અભ્યાસી જીંદગીને એક પ્રકારનો રાહ આપનાર એ. શેહરીયારજી હતા. તેવણુને એમ રાહ આપતાં એવણુ પોતે પણ એક પ્રકારનો અભ્યાસી

રાહ લેતા હતા. એમ અવસ્તા પેહલવી વિગેરે આપણી ભાષાઓનો અભ્યાસ શરૂ કરી તેમાં આગળ વધી મોટી ઉમ્મરે એવણ મેટ્રીક થયા અને પછી કાલેજમાં અંગ્રેજી વિગેરેનો વધુ અભ્યાસ કરવા જોડાયા. સર જમશેદજી મદ્રેસામાં તેવણ શિક્ષક તરીકે દરમાયો મેળવતા હતા, તે છોડી દઇ તેવણ કાલેજમાં જોડાયા. કાલેજનો અભ્યાસ કરી તેવણ નૌસારી સર કાવશજી જાંહગીર મદ્રેસામાં શિક્ષક તરીકે જોડાયા. ત્યાંથી તેવણને રાહનુમાય સભાએ પોતાનાં ઉપદેશક તરીકે બોલાવ્યા. તે કામ ચાલુ રાખવા માટે પુરતું ફંડ નહિ હોવાથી તેવણ સભાની સેવામાંથી ફારેગ થયા. તેવણ જો નૌશારી મદ્રેસામાંજ ચાલુ રહ્યા હતે તો વધારે સારે દરમાયે ચહડયા હતે, પણ અભ્યાસના આ પુંજારીએ પોતાનાં પેટની પુજા કરતાં પોતાનાં અભ્યાસ તરફ નજર કરી જે બન્યું તે સંતોષ સાથે જોયું. તેવાજ સંતોષ સાથે રાહનુમાય સભાની આસરે રૂ. ૧૫૦) નાં દરમાયાની જગ્યા ઉપરથી તેવણ મુલ્લાં ફીરોજ પુસ્તકખાનાના અધીકારી તરીકેની રૂ. ૩૫) યા ૪૦) ની જગ્યાથી સંતોષ પામી ત્યાં ગોથવાયા, કે જ્યાં તેવણને તેવણના અભ્યાસને લાયકનુંજ ખેતર મળ્યું.

આ સર્વ હકીકત હું એટલા માટે રજુ કરૂં છું, કે આપણે એ ઉપરથી જોઇએ છિએ કે તેવણ કેવા સંતોષી હતા. પૈસાનાં તેવણ પુંજારી નહિં હતા. પણ અભ્યાસના પુંજારી હતા. રાહનુમાય સભાનાં આસાન ઉપરથી, તેવણે આપણાં ધાર્મીક સુધારા બાબે કેટલાક વિચારો છુટથી અને હિમ્મતથી આપ્યા હતા. તે ઉપરથી કોઇ તરફથી તેવણના વિચારોને, તેવણની વર્ત્તણુકને ભાડુતી રૂપ આપવાની કોશેશ થઇ હતી, કે એવણ તો જે સભાનો દરમાયો ખાતા તે સભાનાં કોઇ માની લીધેલા વિચારઆચારને મળતું બોલતા. પણ એરવદ શેહરીઆરજી તેવા પ્રકારના પુરૂષ નહિ હતા, એમ હું મારી પોતાની જાંણ ઉપરથી કહું છુ. એવણ એ સભાની સેવામાં જોડાયા તે આગમચ, એક વખત હું જ્યારે નૌસારી ખાતે ગયો હતો, ત્યારે તેવણની મુલાકાતે ગયો હતો અને એવણ મારી વળતી મુલાકાતે આવ્યા હતા. એ બન્ને મુલાકાતો ઘણી લાંબી હતી તે વખતે, જ્યારે એવણ એ સભા સાથે હજુર જોડાયલા ન હતા, ત્યારે પણ વાતચીતમાં ધાર્મીક અને સંસારી બાબતોનાં સુધારા માટે એવણે ઉમંગ દેખાડયો હતો. આ દેખાડે છે કે એવણના વિચારો, એવણના પોતાનાં જાતી વિચારો અસલથી હતા, અને નહિ કે કોઇ સભા, જેવણ સાથે તેવણ પાછળથી જોડાયા હતા, તેના હતા અને તેવા કોઈ જોડાંણને સબબે અપાયા હતા.

પેગામ્બર જરથોશતને માટે એક ખ્રિસ્તી લખનાર[1] કહે છે, કે તેવણ પોતાનાં ધર્મ મંડળમાં નવા દાખલ થનાર (initiate) ને કહેતા કે તેણે પોતાની માલમીલકત સર્વ મેલી દેઇ દાખલ થવું. આ લખનાર શા આધારે એમ કહે છે, તે આપણુ જાંણુતા નથી. પણુ જર કરતાં અશોઈ અને રાસ્તીનાં જોરને જરથોશ્તી ધર્મમાં જે વજન આપવામાં આવે છે, તે ઉપરથી ધર્મમાં દાખલ થવાની કોઇ પુરાંણી છરાંની

---

૧. Hypolitus. Ante-Nicene Christian Library Vol. VI. "The Refutation of all Heresies", by Hypolitus pp. 34—35.

ધાર્મીક ક્રિયામાં એમ હોય તો તે માટે અજબ થવા જેવું કાંઇ નથી. હાલમાં પણ આપણે એક બાળકને જરથોસ્તી બનાવ્યે છિએ ત્યારે તેને ધર્મગુરૂ આગળ રજુ કરતાં જાંણે અર્ધ નાગું, થોડાક સાદા સફેદ લેબાશમાં દાખલ કર્યે છિએ. એ હાલનો રેવાજ ઉપર કહેલા કોઇ પુરાંણા રેવાજની યાદ આપે છે. હાલમાં ફ્રીમેસનરીમાં પેહલવેહલા નવા દાખલ થનારને એમજ કોઇપણ પ્રકારનાં પૈસા યા ઉમદા પોષાક તન ઉપર રાખવા વિના દાખલ કરવાનો રેવાજ છે, તે પણ એ રેવાજની યાદ આપે છે. આ રેવાજની અથવા આવા પ્રકારનાં શિક્ષણની નેમ આ શિખાડવાની છે કે એક ભલા ધાર્મીક માણસે જરનાં જોર કરતાં નીતિના સદગુણોનાં જોર તરફ જોવું જોઇએ. પૈસા તરફ ફક્ત પૈસાને ખાતર નહિ પણ ફક્ત પોતાનાં ગુજરાંણનાં એક સાંધન તરીકે જોવાનું છે, જીંદગી જોગવવાના એક માર્ગ તરીકે, નહિ કે સેવટની નેમ તરીકે જોવાનું છે. આપણાં એ ભલા મિત્ર ગરીબ હતા, તેથી અલબતે કેટલીક હદે પોતાના અને પોતાનાંઓનાં ગુજરાણ અર્થે પૈસાના મોહતાજ હતા. પણ તેવણ પૈસા ઉપર, પ્રમાણીકપણાંને, સચ્ચાઇને, રાસ્તીને હમેશાં વજણ આપતા. તેથી કોઇ મંડળીનાં આશાન ઉપરથી બોલતાં યા મંડળી તરફથી બોલતાં, એવણ પોતાનાં પ્રામાણીક વિચાર સીવાય બીજા કશા તરફ જોતા નહિ હતા. મને યાદ છે કે એક વખત મરહુમ શેઠ ખરશેદજી કામાંએ વાત કરતાં મરનાર માટે મને કહ્યું હતું, કે શેહરીઆરજીનો મેળાપ થતાં તેવણ એક પ્રકારની મગરૂરી સાથે બોલ્યા કે "હું કોઇનો ઓસીઆળો નથી," એટલે કે, તેવણની કેહવાની મતલબ આ કે "ખુદાની મેહરથી તેવણનાં બેટાઓ મોટા થાઇ પાંચ પૈસા પેદા કરતા થયા, તોપણ તેવણ પોતાનાં બેટાઓને આધારે નહિ પણ પોતે જે પેદા કર્યું અને પેદા કરતા, તેની ઉપર સાદી રીતે જીંદગી ગુજારી આધાર રાખતા". એવા પુરૂષ માટે કહેવું, કે તેવણ કોઇ મંડળનાં આસાન ઉપરથી યા મંડળ તરફથી મંડળના કોઇ સભાસદોના વિચાર આચારને મલતા વિચારો ધરાવી બોલતા, તો તે તેવણનાં પ્રમાંણીક વિચારો નહિ હતા પણ ભાડુતી વિચારો હતા, એ અનઘટતું હતું. એવણે પોતાના મનનાં બાજુબળથી જે થોડુંક પેદા કર્યું હતું, તેમાંથી ગરીબ ઘર સંસાર ચલાવી સામુ કાંઇ ફાજળ પાડીને રાહનુમાય યા ફસલ મંડળ જેવી કોઇ સભાઓને, મોટે મને, મોટે દિલે સખાવતમાં બક્ષેશ આપ્યુ હતું. એવણે શેઠ ખ. રૂ. કામાની અરજ ઉપરથી અવસ્તા પેહેલવીના શરૂઆતના અભ્યાસીઓ માટે ચાર ચાર ચોપડીની એક માળા તૈયાર કીધી હતી. તે માળા શેઠ ખરશેદજી કામાની સલાહ ઉપરથી પારસી પંચાએતના ટ્રસ્ટી સાહેબોએ પ્રગટ કરાવી હતી. તે માળા તૈયાર કરવાની મેહનતના બદલા તરીકે તેવણને કાંઇક ઓનરેરીઅમ આપવામાં આવ્યું હતું. તે લેતાં તેવણે ઉપકાર સાથે જણાવ્યું હતું, કે તેવણે એવા કોઇ લવાજમની આશા રાખ્યા વિનાં તે શુભ કામ કીધું હતું. તે લવાજમની રકમ તેવણે, ઉપર જણાવ્યું તેમ, ધર્મ ખાતે આપી હતી. આવા મોટા મનના પુરૂષ પોતાને જે સારૂં લાગતું તે બોલતા, તે માટે કહેવું કે તે પૈસા ખાતર ભાડુતી બોલતા, એ તેવણને નહિ, પણ પ્રમાણીકપણાનાં નામને ખોટું લગાડનારૂં હતું. એવણના થોડાક સમાગમમાં આવી હું એવણ માટે જે જાણતો હતો તે ઉપરથી હું આ સર્વ કહું છું.

**ઉપર જણાવેલો મી૦ એચ. એસ. ચેમબરલેન નામનો વિદ્વાન, પોતાના પુસ્તકમાં ધર્મ બાબેના એક બાબને મથાળે પેગામ્બર જરથોસ્તને નામે આ શબ્દો કહે છે કે "ધર્મને એક મજબુત કાર્ય કરતી શક્તિ તરીકે સમજો (અને તેમ સમજી) તેની વૃદ્ધી કરવા કાજે જે ઘટતું હોય તે તમો કરો અને એમ કરવામાં તમારી ફરજ બજા લાવો."[1]** પોતાના પેગામ્બરનાં મોહોમાં મેળાયલા આ શબ્દો આ મરનારે પોતાની વર્તણુકમાં પોતાના કર્યાં હતા.

અથોરનાનનો એક સદગુણ, આપણે ઉપર કહયું તેમ, વંદીદાદ પ્રમાણે દુ:ખ યા મુશ્કેલી ખમવા કાજેની સબુરી છે. એ સદગુણ એવણમાં ઉત્તમ પ્રકારે હતો. તેવણે પોતાની ખાનગી જીંદગીમાં કોઇને પણ પોતાનો દુશ્મન બનાવ્યો હતો નહિ. એવણ પોતાના વિચારો માટે બીજી બાજુથી બોલાતું તે ઘણી સબુરીથી ખમતા. અલબતે રાંક સ્વભાવના આ પુરૂષને તેવા કોઇ ટીકા માટે લાગતું હતું. પણ તેવણ તે ઘણી ધીરજથી ખમતા. એવી ધીરજ અને સબુરીને લીધે તેવણ કોઇને કદી બુરૂં બોલતા હતા નહિ. આપણા કેહેવત સમાન શબ્દો પ્રમાણે, એવણ "કોઇ મરતાને મર કહે નહિ," એવા ભલા પુરૂષ હતા.

**શ્રાપ દેનાર કરતાં શ્રાપ લેનાર થાઓ.**

યાહુદી ધર્મ પુસ્તકોની આ એક શિખામન છે. કે કોઇને શ્રાપ દેશો ના. કોઇ તમોને શ્રાપ દે તો ફીકર નહિ. (Be the cursed and not the cursor)[2] એને મલતી બીજી શિખામણ આ છે, કે "કોઇની પુઠે ના લાગો. કોઇ તમારી પુઠે લાગે તો લાગવા દેઓ, (A man should always be of the persued and not of the persuer). કોઇ તમારા ઉપર જુલમ જાસ્તી કરે તો ફીકર નહિ, તે સાંખી જાઓ, પણ તમો કોઇ ઉપર ના કરો.

મરહુમ એરવદ શેહરીયારજી એવા રાંક સ્વભાવના હતા, કે કદી કોઇને શ્રાપ દીએ નહિ, કોઇને ભુડું બોલે નહિ, કોઇની પુઠે લાગે નહિ. એથી ઉલટું, જો કોઇ એવણને શ્રાપ દે, યા ભુંડું બોલે યા એવણની પુંઠે લાગે, તો તે મોટે મનથી સાંખી જાએ.

બચપણમાં મારા માતાજીએ દીધેલી કોઇક શિખામણોમાંની એક એવા પ્રકારની શિખામણ મને હજુર યાદ છે અને તે અવારનવાર મારી વર્ત્તણુકને રૂપ આપે છે. કોલાબા ખાતે એક વખતે છોકરા છોકરાઓ સાથે રમતાં એક યુરોપીઅન છોકરાને મેં માર્યો. તેણે ગરબડ કરવાથી અને બુમ મારવાથી તેની માતા દોડી આવી અને બીજાઓ સાથે મારી પુઠે લાગી અને મારવા આવી. હું દોડી પડોશની દરેમેહરમાં ભરાઇ ગયો. તે વખતે મારા માતાજીએ, મામલો થંડો પડવા પછી,

---

૧. **Rightly understand the driving power of religion; do what it behoves you to further it and seek to fulfill your duty in this. ( Foundations of the Nineteenth Century, by Houston Steward Chamberlain. Translation from the German, by John Lees (1911) Vol. II P. 73.**

૨. **Ancient Jewish proverbs, by Rev. Cohen (1911) p. 84.**

મને નીચલી મતલબની શિખામણ દીધી, કે "દીકરા ! દાનાવોની શિખામણ છે કે કોઇને મારીને આવ્યે તો રાતનાં ઉંઘ નહિ આવે, પણ કોઇનો માર ખાઇને આવ્યે તો ઉંઘ આવે. ઉંઘમાં ખલલ થાય નહિ." મતલબ આ કે "માર ખાઇને આવ્યે, તો કદાચ, જો ઘણો માર પડયો હોય તો, તે મારનાં દરદથી થોડી હલાકી થાય, પણ મન શાંત રહે. પણ કોઇને મારીને આવ્યા હોઇએ તો ચિંતા રહે કે રખેને કોઇ દાહાડે જે ધણીને આપણે માર્યો છે તે આપણુને ઘેરીને યા તાલ મેલ જોઇને આપણુને વધારે હેરાન કરે યા શેરનો સવાશેર દેખાડે."

**બીજાઓને સુધારવા આગમચ આપણે સુધરવું.**

આપણે, સુધારો ફેળાવવાની અને બીજાઓને સુધારવાની વાત કર્યે તે આગમચ, આપણુને પોતાને સુધારવા જોઇએ. શારીરીક સુધારા કરતાં માનસીક સુધારો, નીતિમાન સુધારો વધારે અગતનો છે. યાહુદી ધર્મ પુસ્તકોના આ પણ કેહવત સમાન શબ્દો છે કે "(પેહેલે) પોતાને સુધારો પછી બીજાઓને સુધારો " ( Improve thyself and then improve others). નહિ તો પેલી કેહેવત સમાન મામલો ગણાય કે "ચારણી કરોણીને હીણે." ચારણીમાં પોતાનામાં સંખ્યાબંદ નાકાં તે છતાં તે કરોણી જેમાં બે ચાર નાકાં તેને હીણે. એર્વદ શેહરીયરજી એક ઉપદેશક તરીકે એવા સુધારક હતા. ધર્મગુરૂ તરીકે ઉપદેશ દેતાં તેવણ બીજાઓને સુધારવાના શબ્દો બોલવા આગમચ પોતે પોતાની વર્તણુકથી શુદ્ધ, અને રાસ્ત હતા. પોતે નિષ્કલંક, સ્વચ્છ, દોષ રહિત જીંદગી ગુજારતા.

**ધર્મગુરૂઓનું એક કામ.**

ધર્મગુરૂઓની ખાસ્યતો યા સદગુણો વિગેરે માટે આપણાં પુસ્તકોમાં કેટલુંક લખાણ છે, તેને મલતી ખાસ્યતો અને સદગુણો મરનાર ધરાવતા હતા. વળી ધર્મગુરૂઓનાં કામ માટે જે કેટલુંક બોલવામાં આવ્યું છે અને આવે છે, તેમાં એક આ છે, કે તેઓએ ફકત એમ સમજવાનું નથી, કે "ધર્મગુરૂઓનું કામ તેઓના બેહેદીનો માટે મુક્તિ મેળવવાનું છે, પણ તેઓ મુક્તિ શોધવાની જરૂર પડે એવી ઉતરતી હાલતમાં પેહેલેથીજ મુદ્દલ આવે નહિ તેમ કરવાનું છે". તેઓનું એ બાબતનું કામ રોગનિવારક (curative) જ નહિ, પણ રોગનો અટકાવ કરનારૂ (preventive) છે. સર્વ જન જીંદગીની સંપુર્ણતા યા સરસાઇનાં મધ્યબિંદુ તરફથી જીંદગી ગુજારવા ( to live life from its centre ) ની કોશેશ કરે, અને નહિ કે તેની પરિઘ ( circumference ) થી, તેની કોરેથી, તે માટે બોધ દેવાનું કામ ધર્મગુરૂનું છે. ધર્મ કોઇએ રચી રાખેલી જીંદગી (constructed life) નું ખોખું છે, માટે તેમાંથી ફક્ત કોઇ ચોકસ વિધી, યા સંસ્કાર યા વિધ્યુકત (form, rite or ritual) મારફતે આપણે પસાર થવાનું છે, એમ ધર્મગુરૂએ સમજવાનું યા સમજાવવાનું નથી. એ વિધિ યા સંસ્કાર વિગેરે અલબતે કેટલીક હદે ચોકસ નેમના માર્ગ ઉપર આપણુને મેલવા માટે જરૂરનાં છે, પણ તે કોઇ સેવટની નેમ નથી. ધર્મ તરફ હમેશાં, આપણી દરરોજની ચાલુ જીંદગીમાં, એક રચના આપતાં એક બાંધણી કરતાં બળ

( a constructive or building force ) તરીકે જોવાનું છે. એક ખરા રાહનુમાય ધર્મગુરૂએ ધર્મ બાબે આ પ્રકારની રાહનુમાઇ કરવાની છે. મરનાર શેહરીયારજીનાં ભાષણો અને વાએઝોમાં આપણે એવા પ્રકારની ઘણીક રાહનુમાઇ જોતા હતા.

**એવણનું વારેધડીનું એક શિક્ષણ.** એરવદ શેહરીયારજીનું વારેધડીનું એક શિક્ષણ આ હતું કે "કરણી તેવી પાર ઉતરણી" આ જરથોસ્તી ધર્મનાં શિક્ષણ ઉપર એવણ હમેશાં ભાર મુકતા હતા. બેહેસ્ત યા દોજખ કોઈ એક દીનવાળા માટે સરજેલું નથી. જરથોસ્તી કે નહિ-જરથોસ્તી, તે ભલો હશે તો રોશન બેહસ્તમાં જશે. જરથોસ્તી કે નહી-જરથોસ્તી, જો તે ભુંડો હશે તો અંધકારમાં જશે. એકજ દીનના એકજ તરીકાના પુરૂષો પણ, જેમ વિચાર, વચન, કામમાં, તેમ ખુદ દીનનાં આંકીનમાં સરખા હોતા નથી. સર્વમાં ફરક હોય છે. દીન ઉપર જબાનની કે જીગરની ફીદાગીરી દેખાડનારા, પછી તે જુના વિચારના કે નવા વિચારના હોય, તેઓ વિચાર વચન અને કામમાં યા આકીનમાં એકસરખા હોતા નથી. બે જન પોતાને એકસરખા દીનચુસ્ત કેહેતા યા ગણતા હોય, કેહવાડતા યા ગણાવતા હોય, તોપણ, કોઇ નહિં ને કોઇ બાબતનાં આકીનમાં તેઓ વચ્ચે ફરક હોય. માટે દરેકનું ભવિષ, આ જીંદગીનાં બાકીનાં વખતનું ભવીષ યા બીજી જીંદગીનું ભવિષ, દરેકના વિચાર, વચન, અને કામ ઉપર, તેની કરણી ઉપર, કેરદાર ઉપર આધાર રાખે છે. જાદસ્પરમ પ્રમાણે એ બાબે પેગામબર જરથોસ્ત નીચે પ્રમાણે કહે છે.

**પેહેલવી**—લા લેનમન મિનસ્તે, લા કામે, લા ગોબસ્ને, લા કુનસ્ને, લા દીન, લા આહુઆન...મુન રોશનીઅ જુશન્દ અશ જીનાક લેત્તમન રોશનાન મુન તારીકીઅ લેત્તમન તારાંન.[1]

**અર્થ**—નહિ આપણાં વિચાર, નહિ ખાહેશ, નહિ વચન, નહિ કામ, નહિ દીન, નાહ આત્મિક શકિતઓ ( એક સરખી હોતી ). જેઓ ( નીતિમાંન ) રોશની પસંદ કરે છે તેઓની જગ્યા રોશન હસ્તી તત્વો સાથે ( હોય છે ). જેઓ અંધકાર ( પસંદ કરે છે ) તેઓની ( જગ્યા ) અંધકારનાં હસ્તી તત્વો સાથે ( હોય છે. )

આ જરથોસ્તી શિક્ષણ મુજબનો એવણનો ઉપદેશ એવણનાં ભાષણોમાં ઉભાઇ જાય છે.

---

૧. મી૦ બેરાંમગોર તે. અંકલેસરીઆની આવૃતિ પાના ૮૨, બાબ ૨૨ ફ. ૬; S. B. E. વોલ્યુમ ૪૭, પા. ૧૫૮, બાબ ૨૧ ફ. ૨૦.

## માણસ ભાઇબંધોની સેવા બજાવવી, તે ખુદાની સેવા બજાવવાનો એક માર્ગ છે.[1]

પેહેલવી "મુન દયન ગેહાન ઓહરમજ્દ યજબ મુનેત શનાસીદન મનદવમી ઓહરમજ્દ કામેત અફ્‌જુન્તન મુન જક આવાયદ મુનશ ઓહરમજ્દ હમાએ પવન કોલા ગાસ લેવતમન યેહવુનેત ગબ્રાએ આહલોબન પવન કોલા મેમનીઆ મદ યકવીમુનેત વ હના કોલા મેમન અએત શનાસીનેત, અવશ પવન રામેને હના વાદુનેત, અવશ મિન વતતરાન (બદતરાંન) પાહાનાકીઆ વાદુનેત ( શાયસ્ત લા શાયસ્ત સાથે જોડાયલું પેહેલવી લખાંણ).[2]

અર્થ—જે ધણી આએ જેહાંનમાં ઓહરમજ્દને ખુશી કરવા ચાહે છે, તે ઓહરજ્દની પેદાયશની વૃદ્ધી કરવા ચાહે છે. તે ધણી, કે જેની સાથે ઓહરમજ્દ હંમેશાં (અથવા હર જગ્યાએ) હોય, તેને લાજેમ છે, કે તેણે ભલા આદમીઓ ઉપર જે કાંઇ વીત્યું હોય અથવા વીતે, તેમાં તેને ( મદદ કરી ) રાજી કરે, તેનાં સુખને માટે કામ કરે અને તેને બુરાઓથી રક્ષણ આપે.

સેવા સદનનાં આ ખાતાંમાં મારી ગરીબ સેવાઓ આપવાને હું આજે બીજી વાર ઉભો છું. આ ખાતાં તરફ, આ ખાતાંનાં ભલામાં ઘણો ભાગ અને લાભ લેનારા ગ્રહસ્થ મી૦ દયારામ ગીદુમલે મને પેહેલ વેહલો ખેંચ્યો હતો. તે ખેંચાણનાં પરિણામમાં મેં ગયે સાલ આ ખાતાં હજુર એક ભાષણ આપ્યું હતું. ત્યાર પછી હું બીજી વાર ઉભો રહેનાર હતો, પણ કોઇ સમજ ભુલથી, મને આવતાં મોડું થવાથી, ભેગાં મલેલાં બાનુઓ હું આવું તેટલાં વીખરાઇ ગયાં હતાં. આજ રોજે હું તમારાં એકટીંગ સેક્રેટરી બાઇ ભીખાઇજી એનજીનીઅરનાં આમંત્રણથી ઉભો છું. તેવણનું આમંત્રણ કબુલ રાખવાને મને ઘણી ખુશી ઉપજી છે. તેનો ખાસ સબબ આ છે, કે આ ખાતાં સાથે આ ભણેલાં ભલાં ઉપયોગી અને ચંચળ બાનુનો સંબંધ કરાવવામાં મારો થોડોક હાથ હતો. આ ખાતાં હજુર એક ભાષણ આપવા પછી મી૦ દયારામે મને લખ્યું હતું, કે આ ખાતાનાં ભલાંમાં ભાગ લે, એવાં કોઇ પરમાર્થી પારસી બાનુ મારે તેવણને મેળવી આપવાં. તેવણનો પત્ર મળતાં મારૂં ધ્યાંન તુરત બાઇ ભીખાઇજી ઉપર ગયું, કે જેવણ સાથ એક ઉમંગી અને ઉપયોગી અભ્યાસી બાનુ તરીકે મારી પેહેલી પિછાંણ થઇ હતી. યુનીવર્સીટીની એમ. એ. અને એલએલ. બી. ની ઉંચી પરિક્ષાઓ પસાર કરવા ઉપરાંત, એ બાઇએ પારસીઓની અવસ્તા પેહલવી જેવી અને હિંદુઓની સંસ્કૃત

---

૧ આ વિષય ઉપર મુંબઇનાં સેવા સદન હજુર ચોપાટી ખાતેનાં તેના મકાનમાં બરેસપતવાર તા૦ ૧ લી મેહ, ૧૯૧૩, રોજ ૨૨ મો માહ ૮ મો સને ૧૨૮૨ યજદજર્દીને દિને, સાંજના ૫–૫૦ ને અમલે એક ભાષણ આપ્યું હતું.

૨ જુઓ, સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ, વા. ૫, પાનું ૩૨૩.

જેવી પુરાણી ભાષાઓનો સર જમશેદજી મદ્રેસામાં સારો અભ્યાસ કર્યો છે. માટે એવણુ ઉપર મારૂં પેહેલું ધ્યાન ખેંચાતાંજ મેં એવણુને આ ખાતાંને પોતાની સેવા આપવાને અરજ કરી અને તેવણે મેહરબાંની કરી મારી અરજ તુરત કબુલ કરી. આ સબબે આ ખાતાં હજુર બીજી વાર ઉભો રહેવા કાજેનું તેવણુનું આમંત્રણુ મેં તુરત ખુશી સાથે કબુલ કર્યું છે. આ મંડળી આજુબાજુનાંઓની સેવા બજાવવા માટે ઉભી થઇ છે. એમાં કેટલાંક બાનુઓ પોતાની સેવા પોતાની બેહનપણીઓ માટે ખુશી સાથે આપે છે. તેવાં સેવા આપનારાં મંડળ હજુર મેં મારો આજનો વિષય 'સેવા'નો લીધો છે. હું આજે જે કહેવા માંગુ છું, તે આ કે આપણે ખુદાની જે સેવા બજાવવા માટે વારેઘડીએ બોલ્યે છિયે તે સેવા બજાવવાનો એક ચોકસ માર્ગ આપણાં મનુષ્ય ભાઇબંધોની સેવા બજાવવાનો છે.

મારા વિષયને માટે જો પારસી પુસ્તકોમાંથી કોઇ ફકરો લાયક આધાર તરીકે લેઉં, તો તે શાયસ્ત લા શાયસ્ત નામના એક પેહેલવી પુસ્તક સાથ જોડાયલાં લખાંણુનો મથાળે મેલેલો ફકરો છે જેમાં પરમેશ્વર અને પેગામ્બર જરથોસ્ત વચ્ચેની વાતચીતનાં રૂપમાં, સુંદર શબ્દોમાં, જણાવ્યું છે. કે પરમેશ્વરની સેતાયશ યા સ્તુતિ કરવી હોય, તો તેના માણુસ ભાઇબંધોની સેવા બજાવવી. પેગામ્બર જરથોસ્ત ખુદાને પુછે છે કે "તારી અને તારા અમેશાસ્પંદોની કેવી રીતે સેતાયશ યા સ્તુતિ કર્યે? તેનાં જવાબમાં મથાળે મેલેલા ફકરા મુજબ ખુદા જવાબ દે છે. આ ફકરો વિચારમાં ઘણો સુંદર છે. તેમાં જણાવવા પ્રમાણે જે માણુસ ખુદાને ખુશી કરવાને ચાહતો હોય, જે માણુસ જાણે ખુદાની સાથે રહેવા માંગતો હોય, અથવા જે જાણે ઇચ્છતો હોય, કે ખુદા તેની સાથે રહે, ખુદા તેનાં ઉપર પ્રસન્ન થાય યા મેહેરબાંન રહે, તે માણુસે પોતાની તેવી મોરાદ, ઇચ્છા, યા નેમ બર લાવવા માટે નીચલો માર્ગ અખત્યાર કરવો.

(૧) તેણે ખુદાની સર્વ પેદાયશનો વધારો કરવો. ખુદાની પેદાયશમાં ઝાડપાન, જાનવરો અને માણુસો જેવી જાનદાર પેદાયશ આવે છે. તે સર્વ પેદાયશની તેણે વૃદ્ધિ કરવી. ઝાડપાનો અને જાનવરોને એવી રીતે ઉગારવાં અને ઉછેરવાં કે તેઓ માણુસનાં ઉપયોગમાં વધારે આવે.

(૨) ભલાં આદમીઓને મદદ કરી તેઓને રાજી કરવાં, તેઓનું સુખ વધારવું, તેઓનું દુઃખ ટાલવું.

આ ફકરો ત્યારે આપણા વિષયને મળતા શબ્દો કે The service of man is the service of god, એટલે કે "માણુસની સેવા તે ખુદાની સેવા છે", તેને ટેકો આપે છે. અવસ્તાના ગાથાનો શબ્દો કે "ઉસ્તા અહ્માઇ યહ્માઇ ઉસ્તા કહ્માઇ ચિત," એટલે કે "સુખ તેને કે જેનાંથી બીજાંને સુખ", તે આ વિચાર માટે ઘણા લાયક શબ્દો છે. પારસીઓની અહુનવર નામની યથા અહુવઇર્યોની જાણીતી બંદગીના આ શબ્દો પણુ એજ મતલબે છે.

ક્ષથરેમચા અહુરાઇ આ યિમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ.

અર્થ—જે ધણી દર્વીશોને યા ગરીબોને વાસ્તાર એટલે આસરો આપનાર થાય છે, તે જાણે ખુદાને પાદશાહી આપે છે.

આ છેલ્લા ફકરામાં આપણે વાસ્તાર ( આસરો આપનાર ) શબ્દને બોહોળે અર્થે લેવો જોઇએ. આપણે આસરો સર્વ પ્રકારનો સમજવો જોઇએ,—ખુરાક, પોષાક, રેહઠાણુ જેવાં શારીરીક સાધનોનો, તેમ જ્ઞાનનાં સાધનોનો પણ. અંગ્રેજી શબ્દ 'પેસ્ટોર' (Pastor) આપણાં આ 'વાસ્તાર' શબ્દને મલતો છે. વાસ્તાર શબ્દનો ધાતુ વંડંહ (૭૪૭) સંસ્કૃત વસ છે, જેનો અર્થ (ક) મુકામ કરવો, વાસો કરવો, (ખ) કપડાં યા વસ્ત્ર પેહરવાં, (ગ) ચાહવું, થાય છે. એટલે કે સારે ધાતુ પ્રમાણે, એક 'વાસ્તાર' તે તે કે જે ગરીબ ઉપર ચાહ અથવા મોતી રાખે અને તેઓને વસ્ત્ર રેહેઠાણુ વીગેરે આપે.[1]

અંગ્રેજી પેસ્ટોર ( Pastor ) શબ્દનો ધાતુ pasco to feed ઉપરથી 'ખોરાક આપનાર' થાય છે. તે ઉપરથી એ શબ્દ શરૂઆતમાં ભર્વાડને અર્થે વપરાય છે. પણ તે નીતિમાન યા આત્મીક ખોરાક આપનાર તરીકે ધર્મગુરૂ માટે વપરાયો છે.

**જીંદગીની કુચ યા હજ. તે માટેનું આકીન.**

આપણુ દરેકની જીંદગી એક પ્રકારની કુચ, પવિત્ર કુચ યા હજ યા જાત્રા (pilgrimage) છે. તે કુચ કયાં જવા માટે છે ? તે હજ કયાં જવા માટે છે ? તે કુચ, તે હજ, આપણી હાલની હાલતથી ચહડતી હાલતે જવાની કુચ યા હજ છે. આપણી ચાલુ હાલતમાં, અવાર નવાર યા જાથુક, કોઇ કોઇ વાર યા અનેક વાર, મનમાં જે હલકા વિચારો આવતા હોય, તે વિચારો ઉપરથી ચહડતા વિચારો તરફ જવા માટે છે. એ કુચ, એ હજ, એક પ્રકારની કાંઇ ભેદી ચીજ (mystery) છે. એ ઉંચી હાલત, એ ભેદભરી હાલત ઉપર જવાનો માર્ગ ખોળવાની એક ચાવી છે. તે ચાવી શું છે ? તે ચાવી એક પ્રકારની મોહોબત સર્વવ્યાપક મોહબત (universal love ) છે.

સંસારનો આધાર સર્વવ્યાપક મોહોબત ( Universal love ) ઉપર છે. આપણે વારેઘડીએ દુન્યાના સંસાર માટે બોલ્યે છિએ. એ સંસાર ઘરથી શરૂ થાય છે. પણ ઘેરમાં અટકી રહેતો નથી. તે ઘર બાહર, પાડોશી, મોહલ્લતી, શેહરી, દેશી પરદેશી તરફ વધે છે. જેમ ઘરમાં ઘર માહેલાંઓ સાથે આપણે કોઇ સંસારી ગાંઠથી જોડાયલા હોઇયે છિયે, તેમ ઘર બાહાર આપણાં પાડોશી, મોહોલ્લતી, શેહરી વિગેરે સાથે આપણે હમેશાં થોડાં કે ઘણાં કોઇ ગાંઠથી જોડાયલાં હોઇયે છિએ, અથવા, વધારે બરાબર બોલ્યે તો, આપણે જોડાયલાં રહેવું જોઇએ. એ જોડાંણ સાથ ફરજનો ખ્યાલ જોડાયલો હોય છે. ફરજ ફરજીઆત બજાવ્યે તે કરતાં મોહોબતથી ખુશીથી બજાવ્યે, તો તેમાં આપણ પોતાને મોજ મળે છે, અને જેઓ તરફ આપણે તે બજાવ્યે તેઓને આપણે મોજ આપ્યે છિયે. ત્યારે ખરૂં જોતાં સર્વવ્યાપક મોહબત જાણે સંસારનો આધાર છે. જુદા જુદા ધર્મનાં સામાન્ય શીક્ષણો વચ્ચે જે દરેક ધર્મનું કોઇ ખાસ શીક્ષણ ( characteristic ) હોય છે, તેમાં ખ્રિસ્તિ ધર્મનું જાણે ખાસ શીક્ષણ 'મોહોબત' છે, પણ સામાન્ય રીતે તે સર્વ ધર્મોમાં આપણે થોડું ઘણું જોઇએ છિએ.

---

(૧) સરખાવો "નોઇત મોઇ વાસ્તાર ક્ષ્મત અન્યો" (યઝશ્ને હા. ૨૯ ફ. ૧.) "તારા સીવાય મારો કોઇ બચાવનાર નથી."

ગઓતમ બુધની ભલી જીંદગી માટે જે ઓસડવિધિ છે તે ઘણી બરહક છે. તેમાં આવી મોહોબત એક અગત્યનું વસાણું ( drug ) છે. તે ઓસડવિધિ નીચલી છે.

**ગઓતમ બુધની ઓસડવિધિ (prescription.)**

૧ બીજી બેહેતર દુનિયાની હસ્તી માટેનું આકીન. ૧ દાણા ભાર.
૧ આપણાં ભાઇબંધો માટેની મોહોબત. ... ૧ દાણા ભાર.
૧ આપણી દોલતને તેનો રૂડો ઉપયોગ કરવા વિનાં રેહવા દેવી, એ ન છાજતું છે, એવી લાગણી ધરાવનાર ઉમદા ખ્યાલ. ... ... ૧ દાણા ભાર.
૧ કમાંનને જો વધારે ખેંચવામાં આવે તો તે ભાગી જાશે એમ બરાબર સમજવાનું ડાહાપણ. ... ... ... ૧ દાણા ભાર.

આ ઓષડવિધિ આપણુને જે બોધ આપે છે, તે આ, કે આપણ સર્વને એક વખત મરવું છે અને કોઇ બીજી દુન્યા યા હાલતમાં જવાનું છે, તેમ જવા કાજેનો માર્ગ સુતરો અને સેહલો કરવા કાજેનો ઉપાય આ છે, કે ખુદાએ આપણને જેબી કાંઇ દોલત યા તન મન અને ધનનું કૌવત આપ્યું હોય તેને નકામું પડી રહેવા દેવું નહિ. પણ તેનો રૂડો ઉપયોગ કરી આપણી આજુબાજુનાં આપણાં મનુષ્ય ભાઇબંધોનું ભલું કરવું. સર્વ વેહવારમાં સંજોગો તપાસી મધ્યમપણું જાળવવું. એવો ઓષડવિધિમાં જણાવેલી સર્વ તરફની મોહોબત યા સખાવતને ગુરૂ નાનક એક પ્રકારની બંદગી ગણે છે.

શીખ ધર્મનો સ્થાપક ગુરૂ નાનક બંદગી માટે કહે છે કે તે પાંચ પ્રકારની હોય છે, એટલે કે બંદગી પાંચ રીતે થઇ શકે છે.

**ગુરૂ નાનકની બંદગીનાં ૫) પ્રકારો.**

૧. પહેલા પ્રકારની બંદગી સચ્ચાઇ છે, એટલે સચ્ચાઇ અખત્યાર કરવી એ ખુદાતાલાની બંદગી કરવા સમાન છે.
૨. બીજા પ્રકારની બંદગી જેબી કાંઇ વાજબી હોય તે કરવામાં સમાયલી છે.
૩. ત્રીજા પ્રકારની બંદગી ખુદાનાં નામ ઉપર સખાવત કરવામાં સમાયલી છે.
૪. ચોથા પ્રકારની બંદગી સાફ નૈયત જાળવવામાં છે.
૫. પાંચમાં પ્રકારની બંદગી ખુદાની સ્તુતિ ગાવામાં છે.

એ પાંચમાં, છેલ્લા પ્રકારની બંદગી, જે મોંહડેની સ્તુતિ, યા બંદગી ( word-service ) છે, તેને ત્રીજી, જે કામની સેવા (work-service)થી ઉતરતી ગણી છે.

મોહોબત ત્રણ પ્રકારની હોય છે. ૧ ખુદ ખુદા માટેની. ૨ આપણી આજુ-બાજુનાંઓ માટેની અને ૩ આપણા પોતા માટેની.

ગુરૂ નાનકની બંદગીના પાંચ પ્રકારોમાં મોહોબતના આ ત્રણ પ્રકારો સમાઇ જાય છે. પાંચમાં પ્રકારની બંદગી, જે ખુદાની સ્તુતિ ગાવાની છે, તેમા ખુદા માટેની મોહોબત સમાય છે. ત્રીજા પ્રકારની બંદગીમાં આપણી આજુબાજુનાંઓ તરફની મોહો-બત સમાયલી છે. પેહેલા, બીજા અને ચોથા પ્રકારની બંદગીમાં આપણાં પોતા માટેની

મોહોબત સમાયલી છે. આપણાં પોતા માટેની મોહોબત, એટલે કે સ્વાર્થ નહિ, પણ આ કે સચ્ચાઇ અખત્યાર કરી, જે સાચ્ચું હકદાર હોય તે કરીને અને સાફ નેયત રાખીને પોતાનાં આત્માને ચહડતો કરવો.

**માણસની સેવા તે ખુદાની સેવા યા બંદગી.**

હવે ખુદા તરફ મોહોબત દેખાડવી તે કેમ? આપણે એક માણસ તરફ મોહોબત દેખાડયે, તેમાં સેવાનો ખ્યાલ સમાયલો છે. શબ્દોની મોહોબત, મીઠા શબ્દોની શીરીની, ચોક્કસ હદેજ કાર્યસાધક થઇ પડે છે. પણ મોહોબત સાથે એક અગત્યનાં સાધન તરીકે "સેવા" સમાયલી હોય છે. જેઓ તરફ આપણે મોહોબત ધરાબ્યે, તેઓ તરફ જો આપણે સેવા બજાબ્યે તો તે ખરી મોહોબત ગણાય. ત્યારે ખોદાતાલા તરફની મોહોબત યા તે સાહેબ તરફની સેવા શામાં સમાયલી છે? તે મોહોબત તે સેવા મુખ્ય આ બાબતમાં સમાયલી છે કે આપણે તે ખુદાતાલાનાં આપણા ભાઇબંધ બંદાંઓ, આપણી આજુબાજુનાંઓ તરફ મોહોબત દેખાડયે અને તેઓની સેવા બજાવ્યે. આ બાબે પારસીઓનાં એક પેહેલવી પુસ્તકમાં મથાળે મેલેલા ફકરા પ્રમાણેનું શિક્ષણ છે.

**મંડળીનાં સંબંધમાં મોહોબતનાં ત્રણ પ્રકારો.**

મંડળીના દરજ્જાનાં સંબંધમાં મોહબતનાં ત્રણ પ્રકારો નીચે પ્રમાણે છે.

૧ ઉતરતે વર્ગનાઓની ચહડતા વર્ગ તરફની મોહોબત.

૨ એકસરખી પંકતીનાઓની એકમેક તરફની.

૩ ચહડતી પંકતીનાઓની ગરીબો તરફની.

પેહેલી બેમાં જરાપણ સ્વાર્થ (self-interest) હોય, પણ ત્રીજીમાં મુદલ નહિ. તે મોહોબત તે ખરી મોહોબત છે. પારસીઓનાં એક ભણુતર સીરોઝામાં "મરીજદકેમ થાયો દ્રેગુમ યજમઇદે" એટલે "ગરીબોને રક્ષણ આપનાર મોહોબતને અમો યાદ કર્યે છિયે", એવા શબ્દોથી આ ખરી મોહોબતને યાદ કરવામાં આવે છે.

પારસીઓ પોતાની ભુલો યા તકસીરો માટેનાં પરતાવાના ભણુતર તરીકે જે પતેત નામનું પસ્તાવાનું ભણુતર ભણે છે, તેમાં માત પિતા, બાયડી છોકરાં, ભાઇ બેહેન વિગેરે સાથે થાયલી તકસીરો સાથે પોતાના હાથ તળેનાંઓ (ધર્માનીઆંન) સાથે થયલી તકસીરો યા ભુલો માટે પણ પરતાવો કરવામાં આવે છે. એ ભણુતરમાં[1] "અજ હમોઇન હર આઇન ગુનાહ" નામનો જે કરદો યા ભાગ ભણાય છે, તેમાં પણ આપણા વિષયને મલતોજ ખ્યાલ છે, કે ખુદાની સેવા બજાવવી યા તેની બંદગી કરવી, તેનો એક માર્ગ અને મુખ્ય માર્ગ, ખુદાએ પેદા કરેલાં આપણાં માણસ ભાઇબંધોની સેવા બજાવવાનો માર્ગ છે. ત્યાં એક પ્રાર્થના કરનાર કહે છે કે "દરેક જાતનો ગુનાહ... જે મારીથી ખુદા સાથે યા માણસ અને માણસોની જાત સાથે થયો હોય તે માટે પશ્ચાતાપ કરી હું પરતાવો કરૂં છું."

---

(૧) "અજ હમોઇન હરઆઇન ગુનાહ,...ઓઓમ અંદર અહુરમજદ મર્દુમ મર્દુમ સરદગાન જરત, પ પતેત હોય (પતેમ કરદાં ૮).

એ ફકરામાં ખુદા તરફની તકસીરમાં તેનાં પેદા કરેલા માણસ ભાઇબંધો તરફની, –ફકત પોતાની દીનનાંજ નહિ, પણ સર્વ કોમ યા ધર્મનાં માણસ ભાઇબંધો તરફની, –તકસીર પણ સાથે ગણી છે.

વળી એક પેહલવી પુસ્તક નામે મીનોખેરદ(૧)માં એક સવાલ છે કે

**પેહેલવી**—આઇગ અનશુતાઆન પવન ચન્દ રાસ્ત વ બહાને એ કેર્ફે વલ બેહેસ્ત વીશ યામ્તુનન્દ?

**અર્થ**—માણસો પુણ્યનાં કેટલા માર્ગે અને સબબે સ્વર્ગમાં વધારે જાય છે? તેના જવાબમાં કહે છે કેઃ—

**પેહેલવી**—આઇગ ફર્દુમ કેર્ફે રાદીઅ, વ દેદીગર રાસ્તીઅ વ સેદીગર સેપાસદારીઅ, ચેહારૂમ ખુર્સનદીઅ, પન્જુમ નીઓકીઅ કર્દન આવાયસ્તન પવન શપીરાન વાદુસ્ત યેહવુન્તન વલ કોલા આઇશ.

**અર્થ**—પેહેલો સખાવતનો સવાબ, બીજો રાસ્તી, ત્રીજો ઉપકાર, ચોથો સંતોષ, પાંચમો ભલાં સાથે નેકી કરવાની જરૂર અને સર્વ સાથે દોસ્ત થવું.

આ તપાસ મુજબ ત્યારે જ્યારે ખુદાની સેવાનો માર્ગ માણુસજાતની સેવા છે, ત્યારે આપણે પેહેલે જોવું જોઇએ કે ખુદાતાલાની સેવા તે શું? તેમાં શું શું સમાયલું છે? ખુદાતાલાની સેવા માટે આપણે પરસ્તેશ, પ્રાર્થના, સ્તુતિ, બંદગી, નેમાજ, વિગેરે શબ્દો વાપર્યે છિયે. એ શબ્દો એકમેકનો અર્થ દેખાડે છે, એટલુંજ નહિ, પણ જાણે એકમેકનાં અર્થમાં કોઇ ચીજ ઘટતી યા ઓછી હોય, તો તેની પુરવણી પણ કરે છે. ખુદાની પરસ્તેશ, પ્રાર્થના યા બંદગીમાં કેટલાક પ્રકારો સમાયલા છે.

**ખુદા તાલાની ખરી સ્તુતિ. તેનાં તરીકા પ્રમાણે ચાલવું.**

ખુદાતાલાની ખરી સ્તુતિ, ખરી બંદગી, ખરી નેમાજનો મુખ્ય માર્ગ તેના તરીકા પ્રમાણે તેની રાહરીતિ પ્રમાણે ચાલવાનો છે, તેનાં કામો મુજબનાં કામો આપણી યથાશક્તિ પ્રમાણે કરવાનો છે. આ સબબે પારસી લગ્નમાં ધર્મગુરૂઓ પરણુતાં જોડાંને દુઆ દે છે કે "જેમ ખુદા પોતાની પેદાયશમાં કામ કરનારો છે તેમ તમો કામ કરનારાં થજો.[૨] યુનાની ફીલસુફ પ્લેટો ધર્મનું વર્ણન આ પ્રમાણે આપે છે." ધર્મ એટલે તમારી યથાશક્તિ પ્રમાણે ખુદાને મળતા થવુ"[૩] માર્કસ ઓરેલીઅસ (Marcus Auralius) નામનો એક રોમન શાહાનશાહ કહેતો કે "દેવતાઓની નકલ કરવી એ મારી નેમ હતી." આ સર્વ ડહાપણભર્યા શબ્દો આપણુને શિખાડે છે કે અ.પણુ માણુસજાતે, આપણી ગમે તેવી નાની શક્તિ પ્રમાણે, ઇશ્વરની તેનાં કામોમાં નકલ કરવી.

---

(૧) બાબ ૩૭ ફ. ૧ થી ૬.

(૨) "જોર્થર બેદ ચુન અહુરમજ્દ ખુદાએ પ દામાને બેશ"

( આશિર્વાદ. બુજર્ગોની આફ્રીન.)

(૩) Religion is a likeness to God, according to your ability.

હવે ઇશ્વરનાં કામોની નકલ કરવા આપણે તે કામો કયાં જોઇએ? ઇશ્વર પોતાનાં કાંમોથી આપણુ માણુસ જાતને કેટલીક રીતે જાહેર પડતો (manifest) થાય છે. તેને, તેનાં કામોને આપણે મુખ્ય કરી તેની બોહોળી કુદરતમાં જોઇએ છિયે. સૂર્ય, ચંદ્ર, તારાઓ, પૃથ્વી, પૃથ્વીપરના દર્યાઓ અને નદીઓ, નાલાંઓ અને ઝરાઓ, પાહડો અને ખીનો, આ સર્વમાં આપણે તે પરમકૃપાળુ ઇશ્વરનો હાથ જોઇએ છિયે. તે કુદરતમાં આપણે તે સાહેબને જોઇએ છિયે, તેનાં કામોને જોઇએ છિયે.

ઇશ્વરનાં કામો આપણે કયાં જોઇએ?

ઇશ્વિરની સરજેલી જગતમાં આપણે મુખ્ય આ ત્રણ ગુણો યા લક્ષણો જોઇએ છિયે, કે જેનો ઉપલી શિખામણ પ્રમાણે, ઉપલા વિદ્વાનોની શિખવણી પ્રમાણે, આપણે નકલ કરવાની છે. ૧ ચપળતા, ૨ કરકસર, ૩ અરસપરસની મદદ.

ઇશ્વરની સરજેલી કુદરતમાં આપણે શું જોઇએ છિએ.

આ ત્રણ લક્ષણોમાં ત્રીજાં યા છેલ્લાં લક્ષણ સાથે આપણુને આજે ખાસ કાંમ છે. કુદરતમાં આપણે અરસપરસની મદદ, અરસપરસનો આધાર સર્વ રીતે પ્રસાર પામેલો જોઇએ છિયે. સૂર્ય આગળ પૃથ્વી કાંઇ બીશાદ ધરાવતી નથી. પણ તે છતાં પૃથ્વી એક રીતે સૂર્યની સેવા બજાવે છે. પૃથ્વી પોતાનાં રંગ રૂપ સુંદરતા વિગેરે માટે સુર્યને આભારી છે, તોપણ, તે છતાં પણ, પૃથ્વી પોતાની શક્તિ પ્રમાણે સૂર્યની સેવા બજાવે છે, અને સૂર્ય પોતાની ગટીને માટે પૃથ્વીને આભારી છે. એકમેક તરફનું આકર્ષણ સર્વ ગ્રહોને ટેકવી રાખે છે. એક આકાશી ગોળાનો આધાર બીજા ઉપર, બીજાનો ત્રીજા ઉપર, એ બીજા અને ત્રીજાનો પેહેલા ઉપર, એમ કુલ જગતમાં કારોબાર વ્યાપી રહ્યો છે. ત્યારે ખુદાનું એક કામ જે આપણે તેની કુદરતમાં, તેની જગતમાં જોઇએ છિયે, તે આ, કે તેની સર્વ પેદાયશને એકમેકની મદદની જરૂર છે. આપણે ત્યારે ખુદાના તરીકા પ્રમાણે ચાલવા કાજે, તેનાં કામની નકલ કરવા કાજે, અરસપરસની મદદનો પાઠ શિખવાનો છે. એક શ્રિમંત રાજાને એક ગરીબ નોકરની તેટલીજ જરૂર છે કે જેટલી તે નોકરને પોતાનાં ગુજરાણ અર્થે તે રાજાની છે. એકમેકની સેવા બજાવવી, એકમેકને મદદ આપવી, એકમેકને યારી દેવી, એ ઇશ્વરનો નેમેલો નિયમ છે.

આ તપાસ ઉપરથી ત્યારે આપણે જે જોઇએ છિએ, તે આ, કે જ્યારે આપણી ફરજ આપણા ઇશ્વરને યાદ કરવાની અને તેની સ્તુતિ કરવાની છે, અને જ્યારે તેની સ્તુતિનો મુખ્ય માર્ગ તે સાહેબ પોતાની કુદરતમાં જેમ કાંમ કરે છે તેમ કાંમ કરવામાં છે, અને જ્યારે તેનું એક કામ, જે તેની કુદરતમાં નજરે પડે છે તે અરસપરસની મોહબત, અરસપરસની ફરજ, અરસપરસની સેવા છે, ત્યારે તે ઇશ્વરની સ્તુતિ ગાવા કાજે, તેની સેવા બજાવવા કાજે આપણે આપણી આજુબાજુનાંઓની, આપણાં માણુસ ભાઇબંધોની સેવા બજાવવી.

---

# મરણ સંબંધી થોડાક વિચારો અને પેગામ્બર જરથોશ્તનાં શિક્ષણ મુજબ વૃદ્ધિ અને સુધારો.[1]

અવસ્તા—વોહુ ક્ષથ્રેમ યજ઼મઇદે
ક્ષથ્રેમ વઇરીમ યજ઼મઇદે
અયઓક્ષુસ્તેમ યજ઼મઇદે
વચ અષુંપ્ધ વારેથ્રદ્નિશ દ્રએવોદ્નિત યજ઼મઇદે
અવત મિઝ્દેમ યજ઼મઇદે
અવત દસ્વરે યજ઼મઇદે
અવત બએષજ઼ેમ યજ઼મઇદે
અવત ફ્રદથેમ યજ઼મઇદે
અવત વરેદથેમ યજ઼મઇદે
અવત વેરેથ્રઘ્નેમ યજ઼મઇદે
યત અસ્તિ અન્તરેચ વોહુક્ષથ્રાંમ વહિસ્તો ઇશ્તીમ ફ્રમેરેતિ
હૂમતનાંમ્ચ હુખ્તનાંમ્ચ હ્વર્શ્તનાંમ્ચ
પઇતિશ્તાતેએ દુશ્મતનાંમ્ચ દુઝુખ્તનાંમ્ચ દુઝ્વર્શ્તનાંમ્ચ ઉજ઼્વરેઝાઇ
માવોય મિથોમતનાંમ્ચ મિથોખ્તનાંમ્ચ મિથોવર્શ્તનાંમ્ચ.
(વીસ્પરદ, કર્દો ૨૦ ફ. ૧–૨).

અર્થ—ભલી હકુમતને અમો આરાધ્યે છિએ
આપ અખત્યાર હકુમતને અમો આરાધ્યે છિએ
મજબુત ઠેકાવને અમો આરાધ્યે છિએ.
બુરાઓને માહાત કરનાર ફતેહમંદ સાચ્ચા સખુનોને અમો આરાધ્યે છિએ
આ બદલાને અમો આરાધ્યે છિએ
આ સુખને અમો આરાધ્યે છિએ
આ તનદરૂસ્તીને અમો આરાધ્યે છિએ
આ વધારાને અમો આરાધ્યે છિએ
આ વૃદ્ધિને અમો આરાધ્યે છિએ
આ ફતેહને અમો આરાધ્યે છિએ, કે જે (સર્વ) ભલી હકુમત અને આપ અખત્યાર હકુમતનાં પરિણામ છે, જે મારા બુડા વિચારો બુડાં વચનો અને બુડાં કામોની સામે થવાને માટે, મારા ખોટા વિચારો, ખોટાંવચનો અને ખોટાં કામોની અસરને તોડી નાખવા કાજે, ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામોની ચાલુ યાદથી પ્રાપ્ત થાય છે.

---

(૧) આ વિષય ઉપર, રોજ ૧૨ મો માહા ૧૨ મો સને ૧૨૮૬ યજ઼દજર્દી, તા૦ ૧૮ મી ઓગસ્ટ ૧૯૧૭, વાર સનીને દીને, મરહુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની ૮) મી બાજને અવસરે, સાંજે ૬ સ્ટાન્ડર્ડ ટાઇમને અમળે, રાહનુમાય માજદયસ્નાન સભા તરફથી, અનજુમનનાં આતશબેહેરાંમમાં એક જાહેર ભાષણ આપ્યું હતું.

વીસ્પરદનો આ ફકરો આપણી આજની બાબત માટે આપણુને આધાર પુરો પાડે છે. એ ફકરામાં આ જીંદગીનાં એક પ્રકારનાં સુખનાં સાંધનોને યાદ કરવામાં આવે છે. દાખલા તરીકે, મનની મોટાઇ, સત્તા, દોલત, તનદરૂસ્તી ફતેહ વિગેરે, કે જે સાંધનોથી આપણુને તન અને મનનું સુખ મળે છે અને સાથે વૃધ્ધી અને વધારો (ફ્રદથ અને વરેદથ) મળે છે. આ પરિણામ લાવવામાં મુખ્ય હાથ વિચાર, વચન અને કામ ઉપર મનની સરસાઇ છે, જે સરસાઇ મારફતે આપણે વિચાર, વચન અને કામને ભુંડાઇને બદલે ભલાઈનાં માર્ગ ઉપર મેલી શકયે. આ ફકરામાં આપણી આજની બાબતના સંબંધમાં જે અગતના શબ્દો છે, તે "ફ્રદથ" અને "વરેદથ" શબ્દો છે, જે બન્નેનો અર્થ એક પ્રકારની વૃધ્ધી (progress) છે, જે વૃધ્ધી માટે અગતનું પગળું જેમ દરેક આદમી માટે તેમ દરેક પ્રજા માટે સુધારો (reform) છે

**આજનો અવસર અને વિષય અને રાહનુમાય સભા સાથ મારો સંબંધ**

આજ રોજે મરહુમ શેઠ ખરશેદજી રૂશતમજી કામાની આઠમી બાજનો દિવસ છે. તે દિવસનો અવસર પાળવાને આપણે, આપણા છેલ્લાં કેટલાંક વર્ષનાં સરેસતા પ્રમાણે, ભેગા મલ્યા છિએ. આજે મારાં વિવેચન માટે "મરણ સંબંધી થોડાક વિચારો અને પેગાંમ્બર જરથોસ્તનાં શિક્ષણ મુજબનો સુધારો," એવો બે બાબતનો વિષય હાથમાં ધર્યો છે. એ વિષય આપણા મરનાર મિત્રનાં કામ અને જીંદગીની નેમને અનુસરતો વિષય છે. સબબ કે "સુધારો અને વધારો" એ એમનાં નામ અને કામ સાથ મજબુત રીતે જોડાયલા શબ્દો છે. "સુધારા" કરતાં "વધારો" એ એવણનો વધારે મજબુત સંકેત શબ્દ ( watch-word ) હતો. તેવણ સર્વને એવી વૃદ્ધિ શોધવાની અને પોતા સાથે પોતાની કોમની વૃદ્ધિ શોધવાની યાદ આપતા અને શિખામણ દેતા.

રાહાનુમાયે સભા, જેના આસાન ઉપર હું આજે ઉભો છું, તેની સાથે હું મારી જાહેર જીંદગીના શરૂઆતના ભાગમાં જોડાયલો નહિ હતો; મેં એક પ્રકારે નિયમ રાખ્યો હતો, કે વિચાર આચારમાં કેટલીક હદે છુટાપણું રાખવા કાજે, આ મંડળી કે પેલી મંડળી, જે કોઇ ચોક્કસ અને ચોક્કસ જાતના વિચારોજ કરવાને અને તે વિચારો ઉપર અમલ કરવાને બંધાતી હોય, તેથી દૂર રહેવું. આ સબબે, હું બીજાં એવા કોઇ મંડળોથી પણ દૂર રહેતો. રાહાનુમાયનાં આસન ઉપર હું ઉભો રહી ભાષાણો અને વાએજો આપતો હતો, તેનાં કામ તરફ મારી દીલસોજી દેખાડતો હતો, પણ તેમાં હું એક સભાસદ તરીકે સામેલ થયો નહિ હતો. ત્યારે એક વખતે શેઠ ખરશેદજી કામા તરફથી મને પત્ર મલ્યો અને એ મંડળીમાં જોડાવા સુચવ્યું. તે વખતે તેવણે આ મંડળીની સામાન્ય નેમ, "વૃદ્ધિ" ઉપર મારૂં ધ્યાન ખેચ્યું અને એવી મતલબનું જણાવ્યું કે આ મંડળીના સભાસદો સર્વ કાંઇ એકજ વિચારના નથી હોતા. કેટલાકો વિચાર વિચારમા જુદા પડે છે. પણ સર્વની સામાન્ય નેમ, પોતાની તેમ કોમની વૃદ્ધિ શોધવાની છે. માટે મારે પણ તે નેમ તરફ જોઇ જોડાવું. તેમ હું જોડાયો. તેમ જોડાયા બાદ, આજથી નજદીક ૧૫) વર્ષપર મારૂં એક પુસ્તક એ મંડળીને, તેની ૫૦) વર્ષની ગોલડન જ્યુબિલિને તાંકણે, અર્પણ કર્યું છે, અને બીજું પુસ્તક તેની

૬૦) વર્ષની ડાયમંડ જ્યુબિલિને અવસરે, એ મંડળીના એ મરહુમ લાંબા વખતના સરનશીનની ભલી યાદને અર્પણ કર્યું છે. આ બન્ને પુસ્તકોમાં મોટે ભાગે આ મંડળી સનમુખનાં મારાં ભાષણો અને વાએજો સમાવ્યાં છે. હું મંડળી સાથે મોડેથી જોડાયો હતો, તોપણ જ્યારે મંડળીનો ૫૦) વર્ષની જ્યુ બિલિનો અવસર પાળવામાં આવ્યો ત્યારે તેની ખુશાલીનાં ખાણાંમાં તેવણે મને પ્રમુખસ્થાન આપ્યું હતું, અને તે મુબારક દિવસ મને યાદ છે, કે જ્યારે આલબ્લેસ બાગમાં તેના ખાણાં ઉપર મારા જમના હાથ ઉપર એવણ બેઠા હતા અને મેં આ મંડળીની સલામતી લેત્રાડી હતી. આજના પ્રસંગે હું તે કેટલીક આગલી પાછલી યાદ ખુશી અને દલગીરી વચ્ચે યાદ કરૂં છું.

રાહનુમાય સભાના આસન ઉપર હું આજે ૩૦ મી વાર ઉભો છું. રોજ ૧લો માહા ૧ લો સને ૧૨૬૬ યજદેજર્દીના નવાં વર્ષને દહાડે હું આ સભા સનમુખ પહેલો ઉભો હતો. તે દિવસને આજે નજદીક ૨૧) વર્ષ થવા આવ્યાં છે અને તે અરસામાં મંડળી સનમુખ જે ૩૦) ભાષણો અને વાયજો આપી છે, તે સર્વ, સંજોગો વચ્ચે એક સીવાય–અને તે અપવાદ તે દિવસનો હતો, કે જયારે સભાની ૫૦) માં વર્ષની જ્યુબિલિના પ્રસંગ ઉપર એક દિવસ એકાએકની બીમારીના સબબે એવણ આવી શકયા હતા નહિ– એવણની હાજરી યા યાદ સાથે કંઇ સંબંધ ધરાવે છે, એટલે કે તે યાતો એવણનાં પ્રમુખપણા હેઠળ આપવામાં આવ્યાં હતાં યા એવણનાં મરણ બાદ એવણની બાજને દીને આપવામાં આવ્યાં છે. મારે મનથી તો જાણે મને એમ લાગે છે કે એવણની બાજને દીને જયારે હું વિવેચન કરવા ઉભો રહું છું, ત્યારે જાણે હજુર એવણ પોતાના શરીરે નહિ તો રૂહે, પોતાના રવાને, પ્રમુખસ્થાને બીરાજે છે. સંજોગો વચ્ચે જયારે હાલમાં રાહાનુમાય તરફ એવણની શારીરીક હાજરી મને ખેંચતી નથી, ત્યારે એવણની માનસીક હાજરી, એવણની આત્મિક હાજરી હજુર મને થોડો ઘણો ખેંચે છે.

**વિષયના ભાગો.** આજે મારૂં વિવેચન હું બે ભાગમાં રજુ કરીશ. પહેલા ભાગમાં, મરણ બાબે, મરનારોની યાદ બાબે, તેવી યાદથી આપણી વૃધ્ધિ અને સુધ્ધિ થતા લાભ બાબે થોડાક વિચારો હું રજુ કરીશ, સબબ કે આજે આપણે ખાસ કરીને એક ભલા પુરૂષનાં મરણનો વાર્ષીક દિવસનો અવસર પાળવાને ભેગા મળ્યા છિએ અને તે અવસરે મને આજના વીષયની બાબત સુચવી છે. મરણ બાબેના કોઇક વિચારો આપણની વૃદ્ધી લાવે છે, આપણને સુધારે છે.

બીજા ભાગમાં એવણનાં ઉપર જણાવેલા સંકેત શબ્દ "વૃદ્ધી" (Progress) ઉપરથી સુજ પડતા સુધારા માટેના થોડાક વિચારો હું રજુ કરીશ.

## મરણ, મરનારોની યાદ વિગેરે ઉપરથી ઉપજતા થોડાક વિચારો.

માણસજાતે પોતાનાં ભલાં માટે, પોતાની વૃદ્ધિ માટે, પોતાના સુધારા માટે શું વ્યવહાર કાયદાઓ અખત્યાર કરવા, તે એક વિદ્વાને નીચે પ્રમાણે જણાવ્યા છે:–

૧) ખુદાને યાદ કરતાં રહેવું.

૨) નીતિમાન વર્તણુક રાખવી.

૩) જ્ઞાન પ્રાપ્ત કરતાં રહેવું.

૪) મરનારોની યાદ કરતાં રહેવું.

૫) કુદરતનો અભ્યાસ કરતા રહેવું.

આ વ્યવહારૂ કાયદાઓ, કાનુનો યા શિખામણો પ્રમાણે, મોત ઉપર વિચાર કરતાં રેહેવું, મરનારોની યાદ કરતાં રહેવું, એ આપણાં ભલાં માટેનાં કેટલાક માર્ગો-માંનો એક માર્ગ છે. કોઈ મરનારની બાજને પ્રસંગે, આ માર્ગને લગતા મોત અને મરનારો માટેના વિચારો પ્રસંગોપાત ગણાવા જોઇએ.

વાજબી રીતે કહેવાયું છે કે આ દુન્યા ઘણીક અનિશ્ચય ભ્રાંતિઓ (uncertainties) થી ભરપુર છે. પણ એ અનિશ્ચય ભ્રાંતિઓ વચ્ચે ત્રણ ચીજો નિશ્ચય (certain) છે. તે ત્રણ ચીજો ૧ મોત, ૨ કરો અને ૩ માંગણી અને પુરવણી યા ખપ અને ભરણી (Demand and supply) નો કાયદો છે.

**મોત એક નિશ્ચય પરિણામ. ખુદાના ઇનસાફ માટે મોતના જરૂર.**

(ક) આપણે દીન અને દુન્યાના ઇનસાફ માટે બોલ્યે છિએ. તેમાં ખુદાના ઇનસાફ માટે મોત જરૂરનું છે. જો તે દાદારે મોત સરજ્યું નહિ હતે, તો જગત માટેનો તે સાહેબનો ઇનસાફી કારોબાર કેમ ચાલતે અને દુન્યાનો કારોબાર કેમ નિભતે, તે આપણે વિચારી શકતા નથી.

(ખ) ખુદા પછી દુન્યાના કારોબારમાં રાજ્ય આવે છે, જે રાજ્યનો વડો તે તે દેશનો પાદશાહ છે. રાજ્યના ઇનસાફી કારોબાર માટે "કર" ની જરૂર છે. જો રૈયત કોઈ પ્રકારનો નાનો કે મોટો, પૈસામાં કે જાતમાં (in coin or kind) કર નહિ આપે તો રાજ્યનો ઇનસાફી કારોબાર બરોબર ચાલે નહિ.

(ગ) આપણા પોતાના ઘરબારના કારોબાર માટે, આપણા ધંધા ધાપાના કારોબાર માટે, માંગણી અને પુરવણી (Supply and Demand) નો કાયદો જરૂરનો છે. આપણ ધંધામાં પડયે તો જે પ્રમાણમાં કોઇ ધંધા માટે માંગણી ખપ યા જરૂરીઆત હોય તે પ્રમાણમાં તે ધંધાધાપામાં પડયે તો આપણ સર્વ સુખી થાયે. પણ તેવી માંગણી વગર જો સર્વ એકજ ધંધામાં પડે, દાખલા તરીકે ખેડુતો યા કારીગરો એકજ પ્રકારનો પાક ઉગારે યા પદાર્થો ઉત્પન કરે, તો તેથી ઘણાંકો ભુખે મરે અને ગેરવ્યવસ્થા પંદરાય. આ ત્રણ પ્રકારની નિશ્ચય ચીજોમાં આપણને આજે મોત, જે ખુદાના ઇનસાફ માટે જરૂરનું છે, તેનો વિચાર કરવાનો છે.

એક ભલાં માણસના મરણ પ્રસંગે, યા તે મરનારની યાદ માટેના આજના જેવા બાજના અવસરે, આપણને ત્રણ પ્રકારના વિચારો આવે છે યા આવવા જોઇએ. તે ત્રણ વિચારો આપણી પોતાની વૃદ્ધી આપણો પોતાનો વધારો આણે છે. તે આપણો સુધારો લાવે છે, આપણને સુધારે છે. તે વિચારો નીચે મુજબ છે.

**એક ભલા આદમીના મરણ પ્રસંગે ત્રણ બાબતના વિચારો.**

૧) ખુદ ખુદાતાલા, જેણે મરનારને અને આપણને સરજ્યાં છે તેને માટેના વિચારો.

૨) આપણુ પોતા માટેના વિચારો. મરનારો, જેઓ આ સેપંજી, આ ત્રણ પાંચ દહાડાની દુન્યામાંથી પસાર થઇ ગયા છે, તેઓ પોત પોતાના વિચારો વચનો અને કામોનો વારસો આપણુ માટે ગોર કરવા માટે અને ગોર કરી લાભ લેવા માટે મેળી ગયા છે. તે વારસાના બદલામાં આપણી વારી પ્રમાણે, ભવિષયની ઓલાદ માટે, કોઇ વારસો મેળી જવાને જાણે તેઓ આપણુને ફર્માવી ગયા છે.

૩) ખુદ તે મરનારો, કે જેઓનાં મરણુ પ્રસંગે, યા જેઓનાં મરણુની યાદ માટે બાજ જેવા કોઇ પ્રસંગે, આપણે ભેગા મળ્યા હોઇએ, તેઓ માટેના વિચારો.

૧) કોઇ ભલા મરનારનાં મરણુ પ્રસંગે, યા તેના મરણુની યાદના બાજ રોજગાર જેવા પ્રસંગે, આપણો પહેલો વિચાર ખુદ ખુદાતાલા તરફનો હોવો જોઇએ અને તે વિચાર એક પ્રકારની એહસાંનશનાસી (thanks-giving) નો હોવો જોઇએ. તે દાદગર દાવરના સંબંધના વિચારોએ ઉપકારના આ શબ્દો આપણા મોહોંમાંથી બહાર પાડવા જોઇએ કે:

"શુક્રાના, દાદાર અહુરમજદ! કે તું સાહેબે આવા એક નેક નરને પેદા કર્યો કે જેણે પોતાની હૈયાતીમાં ઘણાંકો માટે ભલું ધાર્યું, જે ભલું બોલ્યો અને જેણે ઘણું ભલું કર્યું, જેણે ઘણાકોને ડાહાપણુ અને ધડો આપ્યો."

૨) કોઇ ભલાં આદમીના મરણુના યા મરણુને લગતા પ્રસંગે આપણે આપણુ પોતા માટે કેટલાક પ્રકારના વિચારો કરવાના છે.

( ક ) પહેલો વિચાર હિંમતનો, ઉદયોગનો, ભલા કામ માટેની ઉલતમંદ કાળજીનો છે. આપણે વિચાર કરવાનો છે કે, આપણે પણુ મરનાર માફક ઉદયોગી ઉપયોગી, ભલી જીંદગી ગુજારવી. આપણુ મરનાર કરતાં ઉતરતી તન મન ધનની શક્તિવાળ હોયે, મધ્યમ શક્તિવાળા હોયે, તોપણુ આપણી શક્તિ પ્રમાણે મરનારનો દાખલો લઇ મરનાર માફક કામ કરવાનું છે.

મરનાર લોર્ડ કીચનરનાં મરણુ વેળાએ, અત્રેના લોર્ડ બીશપે, તે મરનારની યાદની ધાર્મીક ક્રિયા (memorial sorvice) વેળાએ, પેલાં જાણીતાં ગીતના શબ્દોને યાદ કર્યાં હતા, કે જે ગીત હાલની લડાઇમાં અને ખાસ કરી લડાઇની શરૂઆતનાં વર્ષમાં આપણે વારે ઘડીએ સાંભળ્યું છે. તે શબ્દો "It is a long long way to Tiperary" છે. એ ગીતની મતલબ આ, કે તીપરેરી જે આયરલેંડમાં આવેલો એક મુલક છે, તે જોકે ત્યાં પોંહોચવા માટે દૂર છે, તોપણુ, જો મન કરી હિંમત ધર્યે તો ત્યાં જઇ ત્યાં સુંદરતા યા સુખ ભોગવયે. આપણુ મનમાં ગાંઠ વાળ્યે અને ઉપલાંજ ગીતના શબ્દોમાં જવાબ આપયે કે "મારૂ મન તે ઉપર લાગેલું છે" (My heart's right there). તે દૂર હોવા છતાં આપણે જરાક રંજ લઇએ તો ત્યાં જઇ આરામ ભોગવી શકયે.

આ મુજબ આપણે કોઇ મોટા ભલા પુરૂષનાં મરણુ વેળા યા તેના મરણુની યાદનાં બાજના જેવા અવસરે, આપણુ પોતા માટે વિચાર કરી નિરાશ થવાનું નથી

કે "ઓ ! આ મોટો આદમી કયાં અને આપણે 'મછીકી જાલમે જીંગા' માફક, નાના આદમી કયાં, કે તેવણુની બરાબરનાં ભલાં થાયે ?" ના, ના, આપણે હિંમતથી ખ્યાલ કરવાનો છે, કે "આપણે હિંમત ધરીશું, કોશેશ કરીશું, તો મરનાર જેવા મોટાં થઇશું, ભલાં થઇશું; તેવણુ જેવા નહિ થઇશું તો ફીકર નહિ. તેવણુ જેવા થોડાક પણુ ભલાં થઇશું તો શુકરાનાં." આવા રૂડા વિચારો આપણુને થોડા ઘણું ભલાં થવાનાં માર્ગ ઉપર મેલે છે.

ફીર્દોસીનાં શાહનામાના આ શબ્દો આ બાબતમાં આપણુને યાદ આવે છે. શાહ ફરેદુન જેવા ભલા અને નેક પાદશાહનાં મરણુ ઉપર બોલતાં, તે ઉપર ધડો લેવા કાજે, તે આપણુને કહે છે કે—

ફરીદુને ફર્રોખ ફીરેસ્તે ન બુદ
જે મુસ્કો જે અમ્બર સીરેશ્તે ન બુદ
બદાદો દેહશ યાફત આન નેકુઇ
તો દાદો દેહશ કુન ફરેદુન તોઇ.

**અર્થ**—ફરેદુન ન હતો ફરેસ્તો કોઇ
ન કસ્તુરી અમ્બરની સરજેશનું લોહી
ઇનસાફથી મેળવ્યું નેકીનું નાંમ
ફરેદુન તું થશે, કર ઇનસાફી કાંમ.

ત્યારે કોઇ મરનારનાં મરણુ પ્રસંગે, યા કોઇ મરનારની બાજના આજના જેવા ગંભીર પ્રસંગે, આપણે આપણા પોતા માટે વિચાર કરવાનો છે, અને ટીપેરેરીનાં ઉપર જણાવેલાં ગીતનાં જેવા ખ્યાલ સાથે આશાવંતા થાઇ આપણે મરનારનાં વિચાર વચન અને કાંમ ઉપરથી આપણાં પોતાના વધારાનો, આપણી વૃદ્ધિનો વિચાર કરવાનો છે. મરનારની ભલી જીંદગીને આપણી નજર સનમુખ એક ઉમદા નકલ કરવા જોગ ખ્યાલ ( ideal ) સમાંન રાખી કામ કરવાનું છે. એવા કોઇ મોટા માણુસના ખ્યાલને, આપણે ગમે તેવા ઉતરતા હોયે તોપણુ આપણી સનમુખ રાખવામાં કાંઇ શરમાવા જેવું નથી. આપણા ધર્મ પુસ્તકોનાં શિક્ષણુ મુજબ આપણુને તો ખુદ ખુદાતાળા વટીકને આપણા મનની નજર સનમુખ, એક ઉમદા ખ્યાલ તરીકે રાખી, તે સાહેબના જેવા થવાનું ફર્માન છે. આપણી આફ્રીનોમાં, આપણા આશીર્વાદમાં એવા પ્રકારની દુઆ દેવામાં આવે છે. ( કેર્દાર એદ ચુન ઓહરમજદ ખુદાએ પ દામાને ખેશ ).

( ખ ) બીજો વિચાર એક પ્રકારના પસ્તાવા, ( penitence ) નો છે. મરનારની યાદ ઉપરથી આપણે ધડો લઇ તેના જેવા થવા કાજે, આપણી વૃદ્ધી અને સુદ્ધી, આપણો વધારો અને સુધારો શોધવા કાજે ભવિષ્ય માટે મક્કમ વિચાર કરવાનો છે, પણુ તે વિચારની સાથે સાથે, બલકે તે વિચારની આગમચ, એવા પ્રસંગે આપણે આપણી જીંદગી ઉપર, આપણા ભુતકાલ ઉપર, નજર ફેંકવાની છે. આજના રોજે આજના વર્તમાન કાલે, આપણા પોતાના લાભ કાજે, ભવિષ્ય ઉપર નજર ફેંકતાં આપણે ભુત કાલ ઉપર પણુ જોવાનું છે. મરનારો જયારે આ જીંદગી તજી, હેયાતીની

આ હાલત છોડી, આપણી ભાષામાં બોલ્યે તો પુલ ગુજાર થઇ, બીજી જેહાનમાં, બીજી જીંદગીમાં, બીજી હાલતમાં પસાર થાય, ત્યારે અલબતે તેઓ તે વખતે પોતાની આ દુન્યાની જીંદગીની મુદત ઉપર નજર ફેંકે છે, તે મુદતને યાદ કરે છે, તેમાં કરેલાં સારાં નરસાં કામોનો ખ્યાલ કરે છે. તે ખ્યાલ તેઓને સંતોષ આપે છે યા દલગીર કરે છે. આ જીંદગીનો ફેરો તેઓએ ભલી જીંદગી ગુજારી સફલ કર્યો હોય તો તેઓને સંતોષ ઉપજે છે. જો તેમ નહીં કર્યું હોય, વખત ગુમાવ્યો હોય, ભલાઇની તકો તજી હોય, ભુંડાઇની લાલચોને શરણ થયાં હોય તો તે સર્વ યાદ દીલગીરી ઉપજાવે છે. એ વિચારે આપણને પણ આજના જેવા અવસરો ઉપર આપણા પોતા માટે વિચાર કરતા મેળવા જોઇએ. આપણે પણ આપણાં ભવિષ્ય માટે, તે ભવિષ્યની વૃદ્ધી માટે વિચાર કરતાં, સાથે સાથે, બલકે તે આગમચ આપણી ગઇ ગુજરી ઉપર વિચાર કરવો જોઇએ. આપણને લાગે કે આપણે તેમાં ઘણું ખોટું કર્યું છે, ભલાઇની તકો ગુમાવી છે, ભુંડાઇની લાલચને વળગ્યા છિએ, તો આપણે આજના જેવા પ્રસંગે તે માટે ખરો પસ્તાવો કરી દીલગીર થવું જોઇએ. મરનારની ભલી જીંદગીના ભલા દાખલા ઉપરથી આપણે આપણી વૃદ્ધિ શોધ્યે, આપણો સુધારો શોધ્યે, તે આગમચ આપણામાં જે ઘટ પડી હાય, આપણામાં કુધારો હોય, આપણામાં જે ખામી હોય, તેનો વિચાર કરી, તે માટે પસ્તાવો કરી, ખરા માર્ગ ઉપર આવવાનો વિચાર કરવો જોઇએ. તેમ ખરા માર્ગ ઉપર આવતાંજ વૃધ્ધિના ખરા માર્ગે જવાઇ શકાએ. મુસાફરીમાં જેઓ રાહા ભુલ્યા હોય તેઓએ તે ભુલેલા માર્ગે પાછું હઠી મુળ રાહ ઉપર આવવું જોઇએ. ત્યાં આવ્યા પછીજ તેઓથી આગળ, જયાં જવા ધાર્યું હોય ત્યાં, જવાઇ શકાય. જેમ શારીરીક સફરમાં, તેમ માનસીક સફરમાં, આત્મીક સફરમાં સમજવું.

કોઇ મરનારના મરણ પ્રસંગની મરણ ક્રિયામાં યા આજના જેવા મરણની યાદના અવસરના મેળાવડામાં સામેલ થવું, એ એક પ્રકારનું ભલું કામ, ધાર્મીક કામ, સવાબનું કામ છે, સબબકે તેમ કરવાથી આપણે ફકત મરનાર તરફ માન દેખાડતાં નથી, પણ સાથે સાથે ચાહે તો આપણું ભલું શોધ્યે છિએ, અને જેમ જીંદગીની લડત માટે હિંમત લેયે, તેમ આપણી ખામી યા ખોદ ખાપણનું ભાણ લઇ પસ્તાવાની હાલતમાં આપણને મેલી શકયે છિએ. મરણના પ્રસંગમાં એવી હાજરી પસ્તાવાની જરૂરીઆત કાજેની આપણી લાગણીને તિક્ષણ યા ઉંડી કરે છે.

૩) એક મરનારનાં મરણ પ્રસંગે યા તેની બાજ જેવા પ્રસંગે આપણે ત્રીજો ખ્યાલ તે મરનારના પોતા માટે કરવાનો છે, મરનારને દાદાર અહુરમજદને સોંપવાનો છે. આપણે તે દાદાર હજુર દુઆ ગુજારવાની છે, કે તે સાહેબ તે મરનારને પોતાના હવાલામાં લીએ અને તેનો નેગેહબાન થાય. તે મરનારે આ જેહાનમાં પોતાની વૃધ્ધિ અને સુધ્ધી, વધારો અને સુધારો નહિ શોધ્યો હોય, તો ખુદા તે દરગુજર કરી તેને પોતાની માયા મેહરબાની હેઠળ લઇ બીજી જીંદગીમાં તે શોધવાને યારી દે; તેણે આ જીંદગીમાંજ શોધવાની કોશેશ કીધી હોય અને વૃદ્ધિ અને સુદ્ધી, મેળવી હોય તે

વધારે અને વધારે મેળવવામાં તે દાદાર તેને સહાય થાય. મરનારોની યાદની એવી ખ્રિસ્તી ધર્મક્રિયા ( Commemoration service ) માં વપરાતા શબ્દોને મળતા શબ્દોમાં બોલ્યે તો "જે મરનારને આપણે ખોહ્યો છે તે મરનારને આપણે ખુદાતાલાને સ્વાધીન કર્યે."

**ભલાં મરનારોને બરાબર સમજવાથી બરપા થતો ખરો સંબંધ.**

આજનાં જેવા દિવસે જ્યારે આપણે કોઈ ભલા મરનારોની સ્તુતિ કરવા, જાણે તેઓને એક પ્રકારે પુંજવા યા આરાધવા ભેગા મળ્યે, ત્યારે આપણે તેઓને, એટલે તેઓનાં કાંમને, તેઓની જીંદગીની નેમને, ખુલ્લાં મનથી, બોહોલા વિચારથી બરાબર સમજવી જોઇએ. મરહુમ પ્રોફેસર મેક્ષમુલર કહે છે તેમ ભલાં મરનારોની ખરી સ્તુતિ તેઓનાં વિચારો, જે તેઓએ આપણુને વારસામાં આપ્યા છે, તે બરાબર સમજવામાં સમાઇ છે, એવી સ્તુતિ એવી યાદ જાણે તેઓને ખરી અમર્ગી આપે છે.[1]

આપણે માન્યે છિએ, અને ઘણાકો માને છે, કે આપણ જીવતાંઓ અને મરનારો વચ્ચેનો સંબંધ તેઓનાં મરણથી તુટતો નથી, પણ જો જીવતાંઓ ચાહે અને ભલાં નીવડે, અને તે મરનારોને તેઓની રૂડી વર્ત્તણુક વગેરેનાં ખ્યાલથી યાદ કરતાં રહે તો તે સંબંધ ચાલુ રહે છે, અને તે મરનારો ભલી પ્રેરણા, અને તે પ્રેરણાં મારફતે યારી, દેતાં રહે છે. ભલાં મરનારો કોઇ ચહડતી મીનોઇ હાલતમાં દાખલ થયલાં હોવાથી આપણાં કરતાં કોઈ વધારે જાણકાર હાલતમાં, એટલે કે આજુબાજુની બાબતોનું વધારે જ્ઞાન ધરાવવાની હાલતમાં હોય છે.

શબ્દો ઘણીક વાર વિચાર આચારો, આકીનો, માન્યતા, એ વિગેરેની જાણે એક ટુંક તવારીખ રજુ કરે છે. તેવા શબ્દોમાં એક શબ્દ અંગ્રેજી 'ઉવીઝર્ડ' (wizard) શબ્દ છે, જેનો અર્થ હાલમાં આપણે 'જાદુગર' સમજ્યે છિએ. જાદુમાં પણ સારૂં જાદુ અને ખરાબ અથવા કાળું જાદુ ( black magic ) એમ બે ભાગ મનાય છે. તેમાંથી આ "ઉવીઝર્ડ" તે કાળુ જાદુ જાણનારાઓને અર્થે હાલમાં લેવાય છે. પણ અસલમાં એ શબ્દનો અર્થ તેના ધાતુ પ્રમાણે એક "ડાહ્યો આદમી" ( a wise man ) થતો હતો. "વાઇઝ" (wise) અને "અર્ડ" (ard) એ બે શબ્દો મલી એ ( wizard ) શબ્દ બન્યો છે. તેમાં પહેલા ભાગ "ઉવાઇઝ" (wise) નો અર્થ, આપણ સર્વ સાધારણ રીતે સારી પખે જાણ્યે છિએ તેમ, 'ડાહયો' થાય છે. પાછલા ભાગ 'અર્ડ' ( ard ) નો અર્થ જર્મન હાર્ટ ( hart ) અંગ્રેજી હાર્ડ ( hard ) ને મલતો મજબુત થાય છે. એ શબ્દ આપણુને ઘણાક અંગ્રેજી વિશેસ નામોમાં મલે છે:- દાખલા

---

1. If worship (worship to the dead) there must be, we cannot offer better and truer worship to the departed spirits of men of true genuis than by trying to understand thoroughly the thought which they have bequeathed to us. Such study bestows on them their true immortality, nay it proves, that their spirit never will and never can die (MaxMuller in the lecture on Goethe and Carlyle. Chips from a German worshop. Ed. of 1844 pt. I. p. 323).

તરીકે Reginhart, Reinhart, Reginard, Reginald, શબ્દોમાં જે શબ્દોનો અર્થ આ કે "જેઓ 'રેજીન' (regin) યાને શિખામણ આપવામાં મજબુત યા હુસ્યાર; Gothart, Gotthard અથવા Goddard એટલે જેઓ ખુદા (God) માટેના વિશ્વાસમાં મજબુત; Bernart, Bernard, એટલે જેઓ "રીંછ" (bear) માફક મજબુત;" Gebhart, Gifford એટલે "જેઓ આપવા (gift) માં, બક્ષેસ કરવામાં મજબુત;" ખરાબ શબ્દોના સંબંધમાં લઇએ તો Drunkard એટલે કે પીવા (drink) માં મજબુત અથવા છાકટો; Lagahart, Liar એટલે "જુઠાંમાં મજબુત." આ સર્વ શબ્દોમાંના પાછલા ભાગ (ard) ને મલતો શબ્દ આપણે (wizard) માં જોઇએ છિએ, કે જેનો અર્થ "ડાહાપણમાં મજબુત" થાય છે. પાછળથી એ શબ્દ જાદુગરને અર્થે વપરાયો, સબબ કે શરૂઆતમાં જાદુગર ગણાતા પુરૂષો ભલા જાણકાર ગણાતા. પેલા ત્રણ માજીઓ (The three Magis) યા મોબેદો, જેઓને, બાલક જીઝસને જોવા માટે, ઇરાનથી હાથમાં લોબાન જેવી સુગંધી ચીજો લઇ ગયલા જણાવવામાં આવ્યા છે, તેઓ માટે સાએર મીલ્ટન "ઉવીઝર્ડ" તરીકે બોલે છે.

> "See him far upon the eastern road
> The star-led wizards haste with odor sweet."

આ 'વીઝર્ડ' શબ્દને ગુજરેલાંઓની યાદ, જાણ અને જ્ઞાન સાથે સંબંધ છે. તેઓને ગુજરેલાંઓનાં રૂહો સાથે સંબંધ ધારવામાં આવતો હતો, કે તેઓ તે રૂહો મારફતે ગુજરેલાંઓની ભલી યાદથી પ્રેરણા મેળવી ઘણા જાણકાર અને ડાહ્યા બનતા. હવે આ બાબત તરફ તમો ગમે તેવી રીતે જુઓ, પણ તેની તળેટીએ આ છે કે જીવતાંઓ, જો ચાહે તો, પોતાની રૂડી વર્તણુકથી ભલાં જ્ઞાનથે, મરનારો માટેની ભલી મોહોબત ભરી યાદથી, તેઓની રૂડી નકલ વિગેરેથી મરનારો તરફથી ઘણીક જાણ, ઘણુંક જ્ઞાન, ઘણુંક ડહાપણ, ઘણી પ્રેરણા, ઘણી ભલી દુઆઓ મેળવી શકે. તેમ મેળવવાના કોઇક પ્રસંગોમાં આજના જેવા બાજના પ્રસંગો છે.

**મરનારોની આશા. આશાવંતી હાલતમા તેઓના વાસાનદિ જગ્યા વિગેરે.**

આપણા ધર્મ પુસ્તકો પ્રમાણે આજના જેવા પ્રસંગે આપણ જીવતાંઓ, જેઓ તેઓનાં સગાં સ્નેહીઓ, ખેશીઓ, મિત્રો, વખાણનારાંઓ, ચાહનારાંઓ છિએ, તેઓ પાસે તેઓ બે પ્રકારની ચીજો માગે છે. 1) આપણા ધાર્મીક રેવાજ પ્રમાણે તેઓ ખોરાક સાથના, વસ્ત્ર સાથના હાથ સાથ કોઇ આરાધનાની આશા રાખે. આપણા આફ્રગાન બાજની ધાર્મીક ક્રિયાઓ (liturgical services) નો આપણે એમાં એશારો જોઇએ છિએ, કે જેવી કોઇક ક્રિયાઓ આવા પ્રસંગે મરનારનાં અતલગનાં ખેશીઓ યા વારેસો કરે છે. (૨) બીજું તેઓ ખાસ આશા રાખે છે, કે તેઓની લાયક સ્તુતિ (કો નો સ્તવાત) થાય. તેઓ આપણ તરફના ભલા વિચાર વચન અને કામની આશા

રાખે છે. પેહેલી આશાની તૃપ્તિ મરનારનાં કોઇ નજદીકનાં બેશીઓ માટે રાખી, બીજી આશાની તૃપ્તિ, તેઓ, બેશીઓ ઉપરાંત, આપણુ મિત્રો વિગેરેથી રાખે.

આપણુ માણુસજાતના વિચારો ભલાં માણુસોને પેલી જેહાનમાં ચહડતી જગ્યા મળેલી ધારે છે. કેટલીક વાર એવી ચહડતી જગ્યા તે સેતારાઓ માનવામાં આવે છે. દાખલા તરીકે થેકરે નેપોલીઅન જેવા કીર્તિવંત પેહેલવાન માટે બોલતાં તેનો વાસો સેતારામાં જણાવે છે.[1]

**ખુશી ખુરમી વચ્ચે પણુ મરણુની યાદ જરૂરની.**

આપણુામાં રેવાજ છે કે લગ્ન જેવા ખુશીના પ્રસંગે પણુ લગનના દિવસની બે દિવસ આગમચ, "વરધપતર" નામની ક્રિયા કરી, આપણાં ગુજરેલાં વહાલાંઓને યાદ કરવાં. એ શુભ રેવાજ છે. તેની એક મતલબ આ દિસે છે કે આપણે ત્યાંની ખુશીના અવસરે, આપણી ખુશીના વચ્ચે પણુ, આપણે, આપણા વહાલાંઓને વીસરતા નથી પણુ યાદ કર્યે છીએ. આપણી ખુશીમાં ભાગ લેવાને જાણે તેઓને આમંત્રણુ કર્યે છીએ, સબબકે ગુજરેલાંઓ જીવતાંઓનાં ભલાં કામોથી ખુશી થાય છે, અને લગ્ન પણુ દીન અને દુન્યાએ ફરમાવેલું એક રૂડું કામ હોવાથી મરનારો તેથી ખુશી થાય તે કુદરતી છે. એવા વિચારથી આપણુામાં રેવાજ છે કે નવજોત લગ્ન જેવાં ભલાં કામો કોઇ મરનારની બાજને દીને બને તેમ કરવાં.

લગ્ન જેવા શાદી રામશનીના અવસરે ગુજર પામેલાંની કોઇ પ્રકારની યાદ કોઇ બીજી પ્રજાઓમાં પણુ થતી અને તે ઉપલા શુભ ધડો લેવાના ખ્યાલથી થતી. દાખલા તરીકે કહે છે કે, તર્કીમાં સુલતાનને ગાડીએ બેસાડવામાં આવે, ત્યારે વડો મુલ્લાં તેને મરણુની યાદ આપી મસજીદમાં તેની કમર ઉપર પાદશાહી તરવાર બાંધે. પછી મસજીદની બહાર એક કચરાના ધગળા ઉપર તેના કોઇ મરનાર વડીલની લાસ ચાદરથી ઢાંકી મેલેલી હોય તે તેને ચાદર ઉચકી દેખાડે અને તેને કહે કે "ઓ પાદશાહ ! જેમ આ ચીજ[2] (લાસ) છે તેમ કોઇ દિવસ તું પણુ બનશે. (માટે) તુ ઇનસાફી અને માયાલુ થા."[2]

અસલી રોમનોમાં જ્યારે કોઇ સુરો પેહલવાન યા સેપહેસાલાર યા રાજ્ય અધીકારીને તેને મેળવેલી ફતેહ ( triumph ) માટે માન આપવામાં આવતું, ત્યારે તે ફતેહનાં માનમાં એક સરઘસ કાહાડવામાં આવતું. તે સરઘસમાં એક ફર્માનબરદાર ગોલામ તેના માથા ઉપર એક તાજ ધરીને ચાલતો. કહે છે, કે તેમ ચાલતાં તે અવારનવાર તે ફતેહમંદ અમલદારને કહેતો કે :

---

૧ "He fought a thousand glorious wars
And more than half the world was his;
And somewhere now, in yonder stars
Can tell, mayhap what greatness is."
(The Military Carear of Napolean the Great)

૨ Padshah! as that thing is so wilt thou one day be. Be just and merciful ("Forty years in Constantinople," by Sir E. Pears p. 17d.)

Respice post te hominem te memento [1]
Look behind thee; remember thou art mortal.
એટલે "તારી પાછળ જો; યાદ રાખ કે તું મોતને પાત્ર છે."

આપણા પુસ્તકોમાં કહે છે કે આપણે મરનારોના રૂહને ખુશનુદ કરવાં, ખુશાલ કરવાં. વળી આપણાં એક પુસ્તકમાં કહે છે કે આપણાં ભલાં કામોથી મરનારનાં રવાનો ખુશી થાય છે. આપણી જીંદગીમાં કોઇ બુલંદ નેમ ધરાવવી એ પણ એક ભલુ કામ છે; એવી બુલંદ ભલી નેમથી આપણા વાહલાંઓ ખુશી થાય છે. નેપોલીઅન બોનાપાર્ટ બાહાદુરીમાં એક નમુનેદાર માણસ થઇ ગયો છે. એક છોકરા તરીકે, એક જવાન તરીકે, મેં તેને માટે જે સાંભળેલું, જાણેલું, વાંચેલું, તે ઉપરથી હું તેનાં નામ માટે માન ધરાવતો હતો. તેમાં યુરોપની મારી સફર દરમ્યાન, બે વાર તેનાં સુંદર પેરીસ શેહેરની મુલાકાત દરમ્યાન, અને તેમાં મુખ્ય કરી બીજી દોહોડ માસની ત્યાં વસવાત કરેલી મુલાકાત દરમ્યાન, મેં તેનાં નામ અને કામ સાથ ત્યાં જે જોડાયલું જોયું અને જાણ્યું, તે ઉપરથી હું જાણે તેનાં નામ અને કામ ઉપર મોહીત પડયો અને તેનો વખાણનાર બન્યો. તેની આપખુદ સત્તા ( despotic power ), દુન્યા જીતવાના તેનાં લોભ માટેની તેની કાલી બાજુ તરીકે જે ઘણું બોલાયું છે અને બોલાય છે, તે બાજુએ મેલતાં, તે એક અદભુત શકિતનો માણસ હતો. ખાસ કરી ઉદયોગ, ચપળતા, જીંદગીના ઉપયોગીપણાની બાબદના તેના વિચારો અને શબ્દો ગોર કરવા લાયક અને યાદ રાખવા લાયક છે. તે પોતાના જોસફ નામના નાહના ભાઇને અવારનવાર ઉદયોગ અને ઉપયોગી જીંદગી બાબે શિખામણ દેતો. તેની એક શિખામણ ભાઇને આ હતી કે, "ભાઇ તું જવાન ઉમરે મરણ પામે તો હું દલગીર નહિ થાઉં પણ મોટી ઉમર સુધી જીવે અને વગર કામની જીંદગી ગુજારે તો તે હું પસંદ કરૂં નહિ." તેજ મુજબ જયારે ખુદાની મેહેરથી તે ક્રાંતિની નોક ચહડયો ત્યારે તે એક દિવસે પોતાના ભાઇને કહેવા લાગ્યો કે "Joseph! If father would see us" એટલે "ભાઇ જોસફ, આપણી આવી હાલતમાં આપણો પીતા આપણને જોય તો!" એટલે કે "આપણને આવી ચહડતી હાલતમાં જોઇ આપણા પીતાનું રૂહ કેવું ખુશી થાતું હશે!"

**મરનારને ખુશી રાખવાની આપણી કોશેશ.**

જેઓએ આ દુન્યામાં ભલી જીંદગી ગુજારી હોય, તેઓ માટે મોત, કોઈ છેડો, કાંઇ અટકાવ, કોઈ તમામી, કોઇ સેવટ, કોઇ અંત નથી, પણ જાણે નવો તબકકો, નવી જીંદગી, છે. એક લખનાર કહે છે તેમ, એવાઓ માટે મોત જાણે "( નવી ) જીંદગીનો દરવાજો" છે. તેઓ આ સૃષ્ટીની ગાયનરૂપી સુંદર રચનામાં શરીક થાય છે.[2]

**ભલા મરનારો માટે મોત, મોત નહિ પણ નવી જીંદગી છે.**

---

૧ "Leaders and Landmarks in European History." by A. R. H, Moncrieff and Rev. H. J. Chayter (1914) Vol. I.

૨ For those who have ordered their life aright, Death is the gate of life, the entrance of the multiple note into the great music of universe ("Athœneum, May 30, 1914 p. 766.)

**મરણબાદની જીંદગીનો ખ્યાલ તે વૃદ્ધિનો ખ્યાલ.**

આપણે મરણ બાદની ભવિષ્યની જીંદગી માટે તરેહવાર ખ્યાલો કર્યે છિએ. જુદા જુદા પુરૂષો તે માટે ગમે તેવા જુદા જુદા ખ્યાલો બાંધે, પણ તે સર્વેની તળેટીએ એક સમજદાર આદમી જે જોઇ શકે, તે એક પ્રકારનાં દુર્ગમન યા વૃદ્ધિ ( Progress ) નો ખ્યાલ છે, જે કહે છે કે મરનારનું રવાન મરણ બાદ કોઇ અચળ, તદન શાંત હાલતમાં પડી રહેતું નથી, પણ આગળ અને આગળ વધારો કરે છે. વિદ્વાન પ્લેટો એ ખ્યાલ બરાબર રીતે દર્શાવે છે. તે કહે છે "કે ભવિષ્યની જીંદગી માટે આપણે સરસમાં સરસ ખ્યાલ બાંધ્યે તો તે વૃદ્ધિની એક હાલત યા તાળીમનો છે. એ વૃદ્ધિ ભુંડા ઉપરથી ભલાં તરફની અજ્ઞાન હાલત ઉપરથી જ્ઞાન તરફની વૃદ્ધિ છે."[1]

આ મુજબ, જયારે મરણ બાદ પણ માણસ માટે વૃદ્ધિ સરજી છે, ત્યારે અલબતે તે આ જીંદગીમાં પણ હોવી જોઇએ. દરેક માણસે વૃદ્ધિ ( Progress ) એ પોતાનો મુદ્રાલેખ રાખવો જોઇએ. આજે હોય તેનાં કરતાં કાલે બેહેતર થવાની, કાલ કરતાં પરમ દહાડે વધારે બેહેતર થવાની કોશેશ, એ વૃદ્ધિની કોશેશ છે. દરેક આદમીએ પોતે પોતા માટેની વૃદ્ધિ શોધવી જોઇએ એટલુંજ નહિ, પણ આજુબાજુનાંઓ માટે પણ શોધવી જોઇએ.

## મરનારનો સંકેત શબ્દ "વૃદ્ધિ" ( Progress ). તે માટેનાં જરૂરી કદમ યા પગલાં તરીકે સુધારો.

**આ જીંદગીમાં શોધવી જાહતી વૃદ્ધિ યા વધારો.**

આ જીંદગીમાં સર્વેએ વૃદ્ધિ યા વધારો શોધવાનો છે. દરેક આદમીએ પોતે પોતાનો વધારો, શોધવાનો છે, અને પોતાના વધારા સાથે પોતાની કોમનો વધારો પોતાના શેહેર યા દેશનો વધારો શોધવાનો છે. આ સબબે અવસ્તામાં એક ભણનાર અવાર નવાર વૃદ્ધિ માટે, વધારા માટે દુઆ ગુજારે છે.

આ દુન્યાના સુધારા વધારા બાબે બે મુખ્ય અનુમાનો છે: –

**દુન્યાના સુધારા વધારા બાબે બે અનુમાનો.**

( ૧ ) એક અનુમાન કહે છે કે દાદારે શરૂઆતમાં માણસજાતને પેદા કર્યું ત્યારે, પેહેલાં, આદમ અથવા આદમો હજુર, તે દાદારે પ્રગટ કરેલું સત્ય (Revelation of Truth) હતું. તે સત્યની હાલતમાં પાછળથી ભ્રષ્ટ યા ખરાબ હાલત ( degeneration ) દાખલ થઇ, એટલે કે પેદાયશની શરૂઆતમાં આદમીઓ જેમ ખુદાતાલાએ પેદા કર્યાં તેમ, ઘણી સારી ચઢતી હાલતે હતાં, પણ પાછળથી તેઓ બીગડતાં ગયાં.

---

1 "The best conception, which one can form of a future life is a state of progress or education, a progress from evil to good, from ignorance to knowledge."

( ૨ ) બીજું અનુમાન એથી ઉલટું કહે છે, અને તે આ, કે શરૂઆતમાં પેદા પડેલાં આદમીઓ ઘણી ઉતરતી હાલતમાં હતાં અને પાછળથી તેઓમાં સુધારો અને વૃદ્ધિ થઇ અને તેઓ ચહડતી હાલતે આવ્યાં.

આગલા જમાનામાં ખ્રિસ્તિઓના પીર સેન્ટ પોલનાં નામ સાથે જોડાયલું અનુમાન પહેલા પ્રકારનું હતું. હાલના વખતમાં, જણાયલો વિદ્વાન સરઉવીલીઅમ રેમસે, કેટલીક હદે આ પેહેલું અનુમાન માનતો દિસેછે.[1] એવણના વિચાર પ્રમાણે પુરાણા શરૂઆતના જમાનાનો આદમી સુદ્ધ, સુધરેલો અને સત્યવાળો હતો. હાલમાં જે લોકોને આફ્રિકા, અમેરિકા વિગેરેના મધ્ય ભાગોમાં આપણે 'જંગલી' તરીકે જોઇએ છિએ, તેઓ આ પુરાણા પેહેલા ભલા આદમી ઉપરથી આસ્તે આસ્તે ભ્રષ્ટ બીગડેલી હાલતમાં આવેલા આદમીઓ છે. એઓ કહે છે કે આગલા, અસલી આદમીઓએ પુરાણા જમાનાની કેટલીક સુંદર ઇમારતો બાંધી છે. તે આદમીઓ, જો, ધારવામાં આવે છે તેમ, ધર્મજ્ઞાન વિગેરેની બાબતમાં કાચી નાદાનીઅત ( infancy ) ની હાલતમાં હતે, તો એવાં મકાનો કેમ બાંધી શકતે? તેઓ ધારવામાં આવે છે તેમ, ધર્મ સંબંધી વિગેરે બાબતમાં જંગલી ( savage ) ગણાય, તો તેઓ, તેઓનાં મકાનો ઉપરથી દિસે છે તેમ અજબ શકિતઓ ( marvellous potentialities ) કેમ ધરાવી શકે? જો એમ જંગલી હાલતનાં માણસો એવી શકતિઓ ધરાવતાં હોય તો હાલના જંગલી ગણાતાં આદમીઓ તે કેમ નથી ધરાવતાં? એ ઉપરથી એઓના કહેવા પ્રમાણે દિસે છે, કે આગલા વખતનાં પુરાણા અસલી પેહેલા તબકકાના આદમીઓ સુધ્ધ અને શ્રેષ્ટ હતાં અને હાલના જંગલીઓ તેઓની પડતી હાલતના રૂપો ( signs and fruits of degeneration ) છે.

**પારસી પુસ્તકો મુજબનું અનુમાન.**

આપણા પારસી પુસ્તકો પ્રમાણે તો આ અનુમાનોમાંથી બીજું અનુમાન ખરૂ દિસે છે, કે આ દુન્યામાં વધારો અને સુધારો તબકકે તબકકે ઉતરતી હાલત ઉપરથી ચહડતી હાલત ઉપર આવ્યો છે. એ બાબતમાં, પ્રગટી કરણ ( evolution ) પએ દર પએ, કદમે કદમ ચાલતું આવ્યું છે. પીરદોસી પ્રમાણે કયોમરસ, સિઆમક, વિગેરેના પુરાણા વખતમાં જે હાલત હતી તે વૃદ્ધિની ઉતરતી હાલત હતી. તેમાંથી હોશંગ, જમશેદ, ફ્રેદુન જેવા સોસ્યંતોએ ચહડતી હાલત ઉત્પન્ન કરવાની કોશેશ કરી હતી. સેવટે પેગાંમ્બર જરથોસ્તની એ બાબતમાં વધુ ફતેહમંદ કોશેશ હતી.

બીજું આપણું ફ્રૂશો કેરેટિ યા ફરશોગર્દનું અનુમાન પણ એમ વિચાર દેખાડે છે કે આ દુન્યાના દોરના વધારા સાથે સેવટે કોઇ સોનેરી જમાનો આવશે જ્યારે સર્વ સારૂં થશે.

---

૧. જુઓ એનો વિષય. "St. Paul's Philosophy of History" in the Contemporary Review of September 1901, p. 327.

**વૃદ્ધિના માર્ગમાં સુધારો એક પગઠ્યું: પતેત અને સુધારો.**

એક આદમીએ, એક કોમે કે એક પ્રજાએ આગળ વધવું હોય, તો તેણે પોતાના માર્ગનાં એક પગઠયાં તરીકે સુધારો અખત્યાર કરવો જોઇએ. વૃદ્ધિ કાજે, વધારા કાજે એ એક જરૂરી કદમ છે. આ બાબતના સંબંધમાં આપણે "સુધારા" શબ્દને અથવા તેને મલતા આપણામાં સામાન્ય રીતે વપરાતા અંગ્રેજી શબ્દ 'Reform' ને, તેના ઓહલા ઉમદા અર્થે સમજવો જોઇએ. કેટલીક વાર ફક્ત ફેરફાર, ખાલી ફેરફાર, સુધારાને નામે પસાર થાય છે, પછી તે ખરો સુધારો હોય કે નહિ પણ હોય. કેટલીક વાર એવા ફેરફારો, નઠારાં ઉપરથી સારા તરફના ફેરફારને બદલે, સામા સારાં ઉપરથી નઠારાં તરફના ફેરફારો હોય છે. એવા ફેરફારો સુધારાના પવિત્ર નામને બદનામીમાં આણે છે. સુધારા શબ્દનો ખરો અર્થ તમો બે રીતે સમજી શકો. એક આ કે "સારો ધારો;" કોઇ "ખોટો ધારો" હોય તેને દૂર કરી "સારો ધારો" આમેજ કરવો. બીજી રીત આ કે, જે બિગડયું હોય તેને સુધારવું તે સારો ધારો. અંગ્રેજી શબ્દ reform ને પણ તમોએ એવી રીતે સમજવો, કે જે તેનાં ખરાં રૂપ ( form ) થી બીગડી ( de-form ) થઇ ગયું હોય, તેને પાછું ( re ) તેનાં અસલ રૂપ ( form ) માં લાવવું. આ પ્રમાણે ત્યારે સર્વ સુધારો ભુંડા ઉપરથી ભલાં ઉપરની વળાણનો હોવો જોઇએ. અસલી પુરાણું જેબી કાંઈ સારૂ સાદું સુનરૂ હોય, જે જમાના થયા માફક આવતું રહ્યું હોય, જે હાલ પણ આપણને માફક આવતું હોય, તેમાં ફેરફાર કરવાની કાંઇપણ જરૂર નથી. ખરો સુધારો તે તે, કે જે હંમેશાં આગળું પુરાણું, જે પાકું અને સારૂં અને શુધ્ધ હોય, તે જાળવી રાખે, અને તે ઉપર આધાર રાખી આગળ વધે તેજ પ્રમાણે, ખરૂં સાચ્ચું ચાલતી રીતીને વળગી રહેનારૂં મત (conservatisim) તે તે, કેજે આંધળી રીતે, વગર સહમજવે, સર્વ જે પુરાણું હોય તેને વળગી રહે નહિ. તે પુરાણામાં જે ખોટું યા નઠારૂં યા ભુંડું દાખલ થયું હોય, તેને અથવા જે વખત, જગ્યા અને સંજોગો પ્રમાણે, ખોટું, નઠારૂં યા ભુંડું બન્યું હોય, તેને બદલવું જોઇએ યા દૂર કરવું જોઇએ. જે બિગડેલું હોય તેને દુરૂસ્ત કરવા વિના આપણાથી આગળ વધાય નહિ, આપણી વૃદ્ધિ આપણો સુધારો શોધાય નહિ.

ધર્મ શિક્ષણ મુજબ, આપણા ભલા નીતિમાન વધારામાં જે જગ્યા પતેત જાળવે છે તે જગ્યા એક કોમ યા પ્રજાના વધારામાં સુધારો જાળવે છે. તમારા નીતિમાન વધારા કાજે, તમારા સવાબના વધારા કાજે, બેહેશ્ત તરફના તમારા માર્ગ કાજે, તમો, જે ભુલભર્યાં ગુનાહભર્યાં માર્ગમાં પડયા હોય, ત્યાંથી પાછા ( પઇતી ) ફરી ( ઇત ) તમોએ સીધ્ધા માર્ગે આવવું જોઇએ. ભુંડાંથી પસ્તાવો કરવા વગર, પતેત કરવા વગર, તમો સવાબના બેહેસ્તી માર્ગમાં આગળ વધી શકો નહિ. તેમ એક કોમ યા પ્રજા જે બિગડેલું હોય તેને સુધારવા વગર કદી આગળ વધે નહિ.

**બીગાડો બે પ્રકારનો.**

એક ધાર્મીક યા સંસારી રેવાજ, રાહ, યા રસમમાં બિગાડો બે પ્રકારે માળમ પડે છે. ૧ એક આ, કે જેને આપણે આરંભ કાલની યા શરૂઆતની સ્વચ્છતા ( pristine purity ) કહે તેમાં બિગાડો થયો હોય; અસલની સફાઇમાં કોઈ બાહરથી મેળું યા ખોટું દાખલ થયું હોય; ને કદાચ કોઇ ભુલા યા ખોટા વિચારનું પરિણામ હોય.

૨. બીજું આ કે, કોઇ બાહારથી બિગડેલું દાખલ નહિ થયું હોય, તોપણ, તે છતાં, જે અસલ પુરાણું હોય, તે હાલના વખત, જગ્યા અને સ્થિતિ તરફ જોતાં, નહિ માફક આવતું થયું હોય, અને તેથી અણઘટતું દિસે. ત્યારે આવા બન્ને પ્રકારના બિગાડાને દૂર કરી આપણે સુધારો દાખલ કરવાનો છે. પહેલા પ્રકારના બિગાડા તરફ આપણે કોઇપણ પ્રકારની દયાથી જોવાનું નથી. પાછલા પ્રકારના તરફ થોડીક દયા અને દીલસોજીથી જોઇ આપણે તે દૂર કરવાનો છે, સબબ કે તેમાં કોઈનો વાંક હોતો નથી, પણ તે ફક્ત સંજોગના ફેરફારનું પરિણામ છે.

**સુધારા માટે આપણો માપ (Standard) શું ?**

ત્યારે સુધારા માટે આપણે શો નિયમ, શો માપ રાખવો જોઇએ ? આપણા પેગામ્બરે પોતાના જમાનામાં પોતે સુધારા માટે જે નિયમ, જે માપ રાખ્યો હોય, તે નિયમ તે માપ આપણે પણ રાખવો. આપણે આપણાં એકરારનામામાં એ બાબે ભણતાજ રહ્યા છિએ કે "યા વરનો અસ જરથુસ્ત્રો . . . તા વરેનાચા તકએષાચા" એટલે 'જે તરીકાનો જરથોશ્ત હતો......તે તરીકાનો હું છું.'

સર્વ પેગામબરોનું કાંમ એક પ્રકારના સુધારાનું છે. કોઇ બિગાડો થયો હોય, કોઇ ખોટું ચાલુ થાયું હોય, કોઇ પુરાણું, જે અસલ સારૂં હોય પણ તેને માટેના વિચારોમાં બિગાડ થયો હોય, ત્યારે કોઇ મહાન પુરૂષ તે બિગાડાને દૂર કરી નવું સારૂં દાખલ કરવા, સુધારો કરવા માટે પેદા પડે છે. ઇરાંનમાં પેગામ્બર જરથોસ્તની આગમચ કેટલાક ભલું કરનારા "સોશ્યંતો" પેદા પડયા હતા, કે જેઓ અવાર નવાર ઇરાંનની પુરાણી મજદયસ્ની દીનમા દએવયસ્નીમાંથી જે તત્વો દાખલ થયાં હોય તેને દૂર કરતા હતા. પુરાણો મજદયસ્ની ધર્મ પણ જરથોસ્તી ધર્મ માફક માણસના વિચારો "કુદરત ઉપરથી કુદરતના ખાવીંદ" ઉપર લેઈ જતો હતો. પણ તેમ કરતાં કુદરતને તેની ઘટતી જગ્યા કરતાં કોઇ વધારે મોટી જગ્યા અવાર નવાર અપાતી. ખુદ અહુરમજદની સર્વોપરી જગ્યાની સરસાઇ કેંક કેંક ઓછી થવા લાગી. તેવે પ્રસંગે પેગામ્બર જરથોશ્તે આગળ પડી સુધારો કરી અહુરમજદી તરીકો આમેજ કર્યો. ડા૦ ગાઇગર, ડા૦ જેકસન, ડા૦ ઉવેસ્ટ જેવા આપણા ધર્મના ધર્મ–અભ્યાસીઓ આપણા પેગામ્બરને એક મોટો સુધારાવાળો ગણે છે. ડા૦ ગાઇગર કહે છે કે તુરાંની અર્જાસ્પ અને ઈરાંની શાહ ગુશ્તાસ્પ વચ્ચેની લડાઇ પેગામ્બર જરથોસ્તના આ સુધારા સબબે બરપા થઇ હતી.[1] ડા૦ જેકસન કહે છે કે પેગામ્બર જરથોસ્ત જેમ એક આત્મિક રેહેબર તેમ એક શેહેરી સુધારક" ( a civil reformer as well as a spiritual guide ) હતો.[2] ડા૦ હવેસ્ટ પણ જણાવે છે, કે પેગામ્બર જરથોશ્ત એક નવી દીન સ્થાપનાર કરતાં એક સુધારક વધારે હતો. તે કહે છે કે "પેગામ્બર જરથોશ્ત જેટલો એક તદ્દન નવી દીન સ્થાપનાર નહિ હતો તેટલો એક સુધારક હતો, કે જેણે પુરાણી દીનમાં જેબી કાંઇ ઘણું વાંધાભર્યું નહિ હતું તે કબુલ રાખ્યું હતું. ભલી યજદી શક્તિઓને માન

(1) "Zarathushtra's Monotheism" in "Zarathushtra in the Gathas and in the Classics," translated by Dastur Darab Peshotan Sanjana p. 28 chap. III.

(2) The Cosmopolitan of January 1900 p. 352.

આપવા કાજે મજબુત હિમાયત કરી તેણે બુરી શકિતઓને રાજી રાખવાની તદન મનાઇ કીધી. તેનો કાયદો આ હતો કે, જેબી કાંઇ બુરૂં હોય, માણુસ જાતને નુકસાંન કરનારૂં હોય, તેની સાંમે થવું, અને તેનો નાશ કરવો, અને જેબી કાંઇ ભલું અને માણુસજાતનાં લાભનું હોય તેને મોહોટાઇ આપવી અને તેને માંન આપવું.[1]

**પેગામ્બર જરથોશ્તના સુધારાના નિયમો.**

ડા૦ હવેસ્ટનાં ઉપલા ફકરામાં, આપણે, આપણા અવરતા પ્રમાણે, પેગામ્બર જરથોશ્તનું સુધારા માટેનું શિક્ષણ અને તે શિક્ષણના નિયમો જોઇએ છિએ. તે આ, કે પુરાંણા વખતથી, કદીમ જમાનાથી, જે ભલું અને વાજબી અને ફાયદામંદ ઉતરી આવ્યું હોય, તેને કદી ફેરવવું નહિ, પણ વળગી રહેવું. પણ જે બુરૂં યા ભુંડું અને માણસજાતને હાનીકારક હોય તેની સાંમે પુરતાં જોશથી થવું અને તેને દૂર કરવું.

આ નિયમ જે પેગામ્બર જરથોસ્તે અખત્યાર કર્યો હતો, તે તેની પછી અવાર નવાર થોડી કે ઘણી હદે આપણા વડીલો અખત્યાર કરતા રહ્યા છે અને તે નિયમ આપણે પણ હાલ અખત્યાર કરવાનો છે. ધર્મનાં મુળ નિયમો તરફ આપણે નજર કર્યે છિએ, તો તે બાબેનાં આઇન અથવા માન્યતામાં આપણે તેઓને મુખ્ય કરી વફાદારીથી વળગી રહ્યા છિએ. અહુરમજદની હસ્તિ, તેની સર્વ શકિત, સર્વ ડહાપણ, સર્વ હાજરી, તેનાં અમેશાસ્પંદો અને યજદો, તેનાં અશો ફરોહરો, એ સર્વ બાબેનું આપણું આઇન જળવાઇ રહેલું છે. આપણે તે પેગામ્બર સાહેબે શિખવવા મુજબ ભવિષ્યની જીંદગી માન્યે છિએ, અને કબુલ રાખ્યે છિએ કે આ દુન્યાની આપણી જીંદગીમાં આપણે જેવી વર્તણુક ચલાવી હશે તેવી વર્તણુક મુજબ આપણને ભવિષયની બીજી જીંદગીમાં સારો નરસો બદલો મલશે વળી આપણે આ આઇન મુજબનાં કેટલાંક મતો ( doctrines ) પણ મોટે ભાગે માનતા રહ્યા છિએ અને એવી માન્યતા અથવા આઇન મુજબની કેટલીક ધર્મ ક્રિયાની પધ્ધતિ ( ritual ) અને ક્રિયા માર્ગ કેટલીક હદે જાળવી રાખ્યાં છે. અવાર નવાર અજ્ઞાનપણાંથી, કેટલાકવાર બાનુઓનાં અજ્ઞાનપણાંથી, આ દેશમાં આવવા બાદ કોઇ બુરી અદભુત શકિતઓને પ્રસન્ન રાખવાના વિચારો અવારનવાર દાખલ થયા છે, પણ કોમનાં વડીલો, કોમના અકાબરો, તેવા વિચારોને દાબી નાખવાને અને દૂર કરવાને કોશેશ કરતા રહ્યા છે.

---

1 Zarathusht was not so much the founder of a totally new religion, as he was a reformer who retained as much of the prior religion as was not seriously objectionable. While strongly insisting upon the necessity of reverencing all good spirits, he strictly prohibited all propitiation of evil spirits. His law was to resist and destroy all that is evil and injurious to men and to respect and to honour all that is good and beautiful to him (S. B. E. Vol. XL, VII. Introduction p. XXVI.

**રિવાજો અને ક્રિયાઓમાં થાયલા ફેરફાર.**

હવે જો કે આપણે ધર્મનાં મુળ નિયમો, જેને આપણે ધર્મનાં કાયમ (stable) નિયમો અથવા તત્વો કહિયે, તે સામાન્ય રીતે જાળવી રાખી શકયા છિએ, તોપણ રેવાજો અને ક્રિયાઓનાં બાબમાં ફરક પડતો ગયો છે, અને તે મોટા પાયા ઉપર. ઘણીક ક્રિયાઓ અને રેવાજો આગળ કરતાં હાલ ફેરવાયાં છે. આપણે આ દેશમાં એવા ઘણાક ફેરફારો કર્યા છે. આપણાં વંદીદાદમાં જણાવેલા કેટલા રેવાજોને આપણે કાળ, સ્થળ અને સ્થતિ પ્રમાણે પડતા મેલ્યા છે. વંદીદાદમાં જણાવેલા કોઇક રેવાજો ખુદ ઇરાંનમાં, સાસાનીઅન જમાનામાં પણ, પડતા મેલાયલા દિસે છે. જ્યારે આપણાં ઇરાંનના ઘણા પુરાંણા વડીલો જ્યારે ખેડુતી જમાનાની સાદી જીંદગી ગુજારતા હતા, અને તેવી જીંદગી ગુજારતાં નાહના નાહના જથ્થામાં છુટા છુટાં ગાંમો યા છુટી છુટી જગ્યાઓમાં રેહતા, ત્યારે તેઓને જે કેટલાક રેવાજો અને રીતિઓ માફક આવતાં, તે જ્યારે તેઓ આગળ વધી વેપાર વનજથી સ્થપાયલાં મોહટાં શેહેરોમાં વસવા લાગ્યા ત્યારે તેઓને માફક નહિ આવ્યા. તેથી તેઓ તેવા રેવાજો બદલતા ગયા.

**જીંદગીનાં ત્રણ તબકકાઓનાં સંબંધમાં આવા ફેરવાતા રેવાજોના દાખલા.**

આપણ માણસ જાતની જીંદગીનાં ત્રણ મુખ્ય તબકા છે. ૧ જન્મ, ૨ લગ્ન, ૩ મરણ. એ ત્રણનાં સબંધમાં ફેરવાયલા રેવાજોનો એકેક દાખલો લેઇએ.

(ક) પેહેલે જન્મના સંબંધમાં એક દાખલો લેઓ. વંદીદાદ[1] પ્રમાણે ઘણાં પુરાંણા જમાનામાં ઇરાંનમાં કોઇ આ મુએલાં બચ્ચાંને જન્મ આપતી તો તેણીને જન્મ બાદ ત્રીજે દિવસે એક ખુલ્લી જગ્યાએ બરસ્નુમનાં જેવાં એક પવીત્ર ગણાંતાં સ્નાનની ક્રિયામાંથી પસાર થવું પડતું. તેમ થતાં તેણી પવિત્ર થાતી અને સંસારમાં ભેલાવા લાયક ગણાતી. આપણાં વડીલોએ ઘણુ થાયું એવાં બરશનુમનો રેવાજ મુકી દીધો છે અને હાલમાં ગમે તેવા જુના વિચારવાળા કોઇ પુરૂષ પણ પોતાનાં ઘરની એવી હાલતની સ્ત્રીઓને આગલી રીતનું બરશનુમ આપવા માગે નહિ.

(ખ) લગનનાં સંબંધમાં વર કન્યા તરફની આપ લેની પુરાણાં ઇરાનની જે રાહ રીતિ હતી તેમાં આપણાં વડીલો ફેરફાર કરતા રહયા છે. દાખલા તરીકે આપણાં વડીલોએ પએવંદનામાં યા આશીરવાદમાં જણાવેલી નીશાપુરી સીકકાનાં પ્રમાણની કોઇ આપ લે આપણાંમાં બંદ થાઇ છે.

(ગ) મરણનાં સંબંધનાં ફેરવાયલા રેવાજનાં દાખલા તરીકે અસલી અસ્તોદાંન કરવાનો રેવાજ લેઓ. વંદીદાદ[1] પ્રમાણે આપણો ઇરાંનનો પુરાંણો રેવાજ હતો કે મરનારની લાશને પહાડ ઉપર મેલી માસહારી જાનવરો પાસે, જેમ પક્ષીઓ પાસે તેમ સગ પાસે, માસનો ભક્ષ કરાવવા બાદ. તેનાં હાડકાં એકથાં કરી તે પથ્થર, યા ચુના

---

૧ પરગર્દ ૬ ફ. ૪૯-૫૧.

યા એવા પદાર્થના બનાવેલાં અસ્તોદાનોમાં મેળવાં. આપણી પેહેલવી દાદેસ્તાંની દીની[1] પણ એ રેવાજ માટે બોલે છે. હીરોડોટસ[2] અને સ્ટ્રેબો[3] પણ એ બાબે એશારો કરે છે, હવે આપણે સગ યા કુતરા પાસે આપણી લાસોનો ભક્ષ કરાવવાનું મેલી દીધું છે. અને હાડકાંઓને પથ્થરનાં યા ચુનાનાં બનાવેલા છુટાં અસ્તોદાનોમાં મેલવાનુ મુકી દીધું છે, સબબ કે તેમ કરવું કાળ સ્થલ અને સ્થીતિને માફક આવતું નથી.

**નવા સંજોગોને બંધ બેસ્તા થવું.**

આ દાખલાઓ ઉપરથી આપણે જોઇએ છિએ કે આપણા વડીલો કેટલાક રેવાજો અને રસમો, જે અગલા જમાનાના કાલ, સ્થલ અને સ્થિતિને અનુસરતાં હતાં, તે પોતાના વખતમાં, અનુસરતાં નહિ હોવાથી મેલી દેતા આવ્યા છે. તેઓ તે રેવાજોની રૂધી (spirit) જો માફક આવતી હોય તો તેને વળગી, તેને કબુલ રાખી, તે રેવાજને તેનાં બોલે બોલના ભાવાર્થ (letter) માં તજતા આવ્યા છે. તે મુજબ આપણે તેઓના હાલના વારેસો પણ કોઇ રેવાજોમાં, તેમ કરવાની જરૂર જોઇએતો, તે મુજબ કર્યે તો તેમાં ખોટું કાંઇ નથી. અલબતે કુદરતી છે કે આપણને સર્વ પુરાંણાં તરફ ભાવ રહે. પણ તે પુરાંણું, તે જુનું, જો સુનું હોય, જો માફક આવતું હોય, હાંની કારક નહિ હોય, તો અલબતે તેને ચાલુ રાખવું. પણ "સર્વ જુનું તે સુનું" એમ માન્ય કરી લેવું નહિ જોઇએ. આપણે નવા સંજોગોને બંધ બેસ્તા થવું જોઇએ જુનાને નવા સંજોગોને મલતું કરવું જોઇએ. નવા સંજોગોને મલતા થવું (adaptation), એ કેટલેક દરજજે અખત્યાર કરવાનો નિયમ હોવો જોઇએ.

(ક) કેહે છે કે જ્યારે આપણાં શહેરમાં અને દેશમાં પહેલે હુનર ઉદ્યોગોમાં વરાળ ( steam ) નો ઉદ્યોગ દાખલ થવા માંડ્યો, ત્યારે કોઇક સાહેબો આતશ તરફનાં માનના વિચારથી તેવા ઉદ્યોગ તરફ ભાવ દેખાડતા અચકાતા, કે તે ઉદ્યોગમાં અવાર નવાર આતશ ઉપર પાણી રેડવું પડે. એવા કોઇ પુરાણા ખ્યાલને આપણે વળગી રહ્યા હતે, તો મુંબઇનાં કારખાંનાંનો ઉદ્યોગ, જેનાં ફેલાવામાં આપણી કોમે મોટો અને ફતેહમંદ ભાગ લીધો છે તેનો એક મોટો લાભ આપણ ખોહતે, આજે સેંકડો પારસી ભાઇઓ આગગાડીનાં અને કારખાનાનાં એનજીનો ઉપર કામ કરે છે, તેઓ તેવા ધંધાઓ વિનાંનાં રહેતે.

(ખ) બીજો દાખલો તબીબોનાં અભ્યાસનો લેઓ. આપણાંમાં હાડકાંને નસો ગણ્યો છે અને તેથી બનતાં સુધી દૂર રેહવા કહ્યું છે. એ વિચારથી જ્યારે તબીબોની મદરેસ ( કોલેજ ) આપણાંમાં ઉઘડી, ત્યારે કોઇક મા બાપો પોતાના બેટાઓને ત્યાં શિક્ષણ માટે મોકલવાને અચકાતા હતા, કે ત્યાં બચ્ચાંઓને હાડકાંઓને અડકવું પડે. પણ જો તે વિચાર ચાલુ રહેતે તો આપણા પારસી ભાઇઓ એક ઉંચા, માન ભર્યા અને માણસ જાતનાં ભલાં માટેનાં ઉપયોગી ધંધાથી દૂર રહેતે, અને રોટી અને સાથે

---

૧ પુરસીસ ૧૭ બાબ. ૧૮ આ બાબત માટે જુઓ મારૂ પુસ્તક પ.ના. ૭-૨૨ અને ૨૯૫-૩૦૧.

૨ બુક I ૧૪૦.

૩ બુક ૧૫, બાબ ૩ ફ. ૨૦.

કીર્તી ખોહતે. નસાનાં સંબંધમાં આવીને આજુ બાજુ કાંઇ અસ્વચ્છતા નહી પાંથરવી, એ ધર્મ શિક્ષણની મુળનેમ ( spirit ) ધ્યાનમાં રાખી એક પારસી એ ભલા ધંધામાં બીજાઓ કરતાં વધારે ભલો હબીબ બની શકે.

એકજ કાળમાં અનેક સ્થલોમાં રેવાજોમાં ફેરફાર.

કેટલીકવાર આપણે જોઇએ છિએ કે એકજ જમાનામાં, એકજ કાળ યા વખતમાં જુદે જુદે સ્થળે જુદા જુદા રેવાજો હોય છે ત્યારે જો એવા કોઇ રેવાજને કોઇ એક સ્થળવાળાઓ છોડે, તો તેથી તેઓએ કાંઇ ખોટું કીધલું નહિ કહેવાય. એવા કોઇક દાખલાઓ આપણે તપાસએ. નૌસારી આપણાં લોકોનો એક પુરાંણો કસબો ગણાય છે, અને તે ધર્મગુરૂઓના મોટા ભાગનું પુરાંણું સ્થળ છે. ત્યાના અને મુંબઇના અત્રેનાં રેવાજોમાં આપણે કેટલાક ફેરફારો જોઇએ છિએ દાખલા તરીકે,

(ક) મુંબઇમાં પાછલી રાતનું ઉથમનું યા ધુપ સારવાની ક્રિયા કરવામા આવે છે પણ નૌસારીમાં તેમ કરવામાં આવતું નથી. ત્યાં ફકત મધ્ય રાત પછી બાજો ઇંજવામાં અને ચાહારમની બામદાદે આફ્રીનગાન કરવામાં આવે છે. તેથી જો કોઇ મુંબઇમાં કહે, કે "પાછલી રાતનું ઉથમનું કરવાનું એટલે ધુપ સારવા વિગેરેનું મેલી દેઓ," તો કોઇ કહેશે કે "આ ધ્રણી બાપદાદનો રેવાજ મુકી દેવા કહે છે અને નવો રેવાજ પાડે છે." પણ ખરૂં તો આ છે કે અત્રે આ નવો રેવાજ પડયો છે. નૌસારીમાં પુરાંણી રીતિ પ્રમાણે તે નથી. માટે તે રેવાજને તરક કરવા કોઇ કહે તો તે ખોટું નથી.

(ખ) મુંબઇમાં પાછલા પોહરે ઉથમનું કરે છે ત્યારે તેનાં ભણત્તરમાં સરોશ હાદોખ્ત ભણવામાં આવે છે, પણ નૌસારીમાં તે ભણવામાં આવતી નથી. કહે છે કે મુંબઇમાં પણ અસલમાં તેમજ હતું. પણ એક વખત એવી ક્રિયા વખતે ક્રિયા માટે જરૂરનાં ફુલ આવી પોહતાં નહિ, ત્યારે મીજલસના કોઇ બુજોર્ગે યા ઘર ધણીએ, મોબેદો ફુલની રાહ જોતાં અમથા બેસી રહે તેને બદલે, "સરોશ હાદોખ્ત" ભણવા કહ્યું તેમ કરવામાં આવ્યું અને ત્યાર પછી તે દાખલાની નકલ કરી બીજે ઠેકાણે પણ એ ભણતર ભણવામાં આવ્યું અને પછી આસ્તે આસ્તે, તે ક્રિયાના એક ભાગ તરીકે હંમેશનું દાખલ થઇ રહ્યું. હવે જો કોઇ હાલમાં કહે કે "ભાઇઓ ! આ અસલની રીતી પ્રમાણે જરૂરી ભણતર નથી, માટે તે નહી ભણે તો ચાલે," તો તેના ઉપર અજ્ઞાનપણે બંદગીઓ ટુકી કરવાનું આળ મેળવામાં આવે. પણ તેમ કરતાં ભુલી જવામાં આવે કે નૌસારી, જે ખુદ પુરાંણું પારસી મથક છે, ત્યાં તે ભણતર ભણવામાં આવતું નથી.

(ગ) મુંબઇમાં એક પારસી જો ગલાસમાં પાણી, શરાબ, યા ચાહ પિએ, તો તેણે રૂમાલ યા કપડાંનું કોઇ પેવંદ લેઈ પીવાનો રેવાજ છે યા હતો. તેમ પેવંદ નહિ લે તો તેણે હાથ ધોવો જોઇએ. નૌસારીમાં તેમ મુદલ નથી. ત્યાં પેવંદ લેવાની યા હાથ ધોવાની મુદલ જરૂર ધારવામાં આવતી નથી.

(ઘ) જો એ જરૂર યા હાજતે જઇ આવ્યા પછી અત્રે મુંબઇમાં કોઇ વાસણને હાથ લગાડવો, તો કપડાંના પેવંદથી હાથ લગાડવો, એવો રેવાજ હતો યા છે. પણ

નૌસારીમાં તેમ નથી, તે વાજબી છે, સબબ કે તમારા કોઇ ખરાબ હાથ છિદ્રવાળાં તમારાં કોઇ વસ્ત્રને લગાડો, તેનાં કરતાં ધાતુંનાં વાસણુને પાધરો લગાડો, તો તેમાં અસ્વચ્છતા ફેલાવાનો થોડો સંભવ છે. આ છેલ્લા બે રેવાજો નહિ પાળનાર અજ્ઞાનપણે કદાચ અ-ધર્મી ગણાય. પણુ તેમ બનવું નહિ જોઇએ.

આ અને એવા એકજ કાલમાં અનેક સ્થલોએ ફેરવાયલા રેવાજોનો ધીરજવંતો વિચાર દેખાડે છે, કે એવા રેવાજોની બાબતમાં સર્વેએ ધીરજ અને શહનશીલતાથી જોવાનું છે. તે રેવાજો તરફ તેની નેમ (spirit) ની નજરે જોવાનું છે, નહિ કે હરફેહરફ (letter) ની નજરે. તેવા રેવાજોમાં ફેરફાર થાય તેમાં ધભરાવાનું કે કાંઇ ખરાબી થવાનું માનવાનો કોઇ પણુ સબબ નથી.

**પુરાંણાં તરફ માન અને સહુન સીલતા. ફેંકી દેવાતા રેવાજો.**

જેમ જુના વિચારવાળાઓએ એમ કોઈ ફેરવાતા વિચારો, રેવાજો, રાહરસમો ઉપર, વખત, જગ્યા, અને સંજોગો જોઇ ધીરજથી નજર કરવાનું છે અને જ્યાં ફેરફારો જરૂરી દીસે ત્યાં કરવાનું છે, તેમ, બીજા હાથઉપર, નવા વિચારવાળાઓએ પણ. વાજબી જુના રેવાજો તરફ માનથી, સહનશીળતાથી ધીરજથી જોવાનું છે અને ફેરફારો કરવાની ઉતાવળ અને હોંસમાં, જુનાં અનઘટતાં યા હાનીકારક સાથે, ઘતતું, વાજબી, અને ફાયદાકારક પણુ ધસડાઇ નહિ જાએ તેની કાળજી રાખવાની છે.

અલબતે આપણે આપણા હાલના જમાનામાં વિદ્યા એલમ હુન્નરમાં આગળ વધ્યા છિએ. પણ તેથી આપણે કોઇ પ્રકારે ગુમાની બની સર્વ પુરાણા તરફ-પછી બુરાં કે ભલાં તરફ ઉતાવળા થઇ અપમાન યા તુછકારની નજરે જોવાનું નથી. લોર્ડ મોર્લીની થોડું કપર પ્રગટ થયલાં લખાંણ (Notes on Politics and History) ની તપાસ લેતાં તેવણના કોઇક થાવકા વિચારો ઉપર બોલતાં એક લખનાર કહે છે તેમ, આપણો હાલનો જમાનો પાછલો જમાનો છે, તેથીજ તે સર્વ પ્રકારે આગલા કરતાં ચહડતો હોવો જોઇએ, એવું ગુમાન બેર વાજબી છે. આગલા જમાનાના સુધારાએ આપણુને ઘણું ભલું આપ્યું છે. તે ભલાં ને જાળવી રાખી તેનો ટેકો લેઇ, આપણે આગળ વધવાનું છે. એક રેવાજ ફકત તે આગલા જમાનાનો છે, તેથી તેને ફેંકી દેવો નહિ જોઇએ. એમ સર્વ રેવાજોને મરવા દેવાથી આપણે વૃદ્ધિમાં. સુધારા વધારામાં, આગળ વધવા તે બદલે પછાત પડયે છિએ. કેટલુંક ભલું, જે આગલા જમાનાથી આપણને આયતું વારસામાં મળેલું, તે આપણે ગુમાવી દીએ છિએ.[1]

---

૧ " It is surely the height of arbitrariness to assume that we are wiser merely because we are later, or that the civilizations, which have perished therefore deserved to perish. There is a retrosgression as well as progress in history, and Tel-el,Amarna, Susa and Knossos should teach us that the extinction of a culture may cost the human race very dear and compel it to learn many things in religion, jurisprudence, and art all over again before it can take up the thread of "Progress" at the point to which the displaced peoples had brought it. (J. H. Morgan નો વિષય "Lord Morley; Reflections" in "The Nineteenth Century and After" of March 1904, p. 550).

કોઇ માઠાં સાથે, કોઇ નઠારાં સાથે, કોઇ ભુંડાં સાથે, ભલું પણ, સારૂં પણ, રૂડું પણ રખેને ઘસડાઇ જાય, તે માટે આપણે ઘણી કાળજી રાખવી જોઇએ. એવું કાંઇ ભલું ઘસડાઇ જતું જોવાના આપણને કોઇક દાખલાઓ મળે છે. તે ઉપર આપણે જરાક નજર ફેંકયે.

**કોઇ બીજી જરૂરી જુનાં સાથે સુનાં જેવું જુનું ઘસડાઇ જવાના જોખમો.**

**અજીઠું ખાવું પીવું.**

(ક) આપણો પુરાંણો ભલો રેવાજ છે, કે કોઇની સાથે ખાવું, તો ઉંચેથી ખાવું; જો મોંહોડાંમાં હાથ ઘાલી ખાવું યા અજીઠીને ખાવું તો જુદું ખાવું. તેમજ એક વાસણમાંથી એકથી વધુએ પાણી પીવું, હોય તો ઉંચેથી પીવું; નહિતો કે જુદાં જુદાં વાસણમાંથી પીવું. આ તનદરૂસ્તીના કાયદાને અનુસરતો ભલો રેવાજ છે. પણ કોઇ કહેવાતા સુધારાના કોઈ વિચિત્ર વિચારથી, એ રેવાજ મેળાનો જાય છે, અને એકમેકનાં ગલાસમાંથી પીણું પીવાય છે, બલકે તેમાં એક પ્રકારની મિત્રાચારી યા પ્રીતિ ગણાય છે. જ્યારે આપણે એ પુરાંણો ભલો રેવાજ મેલી દઇએ છિએ, ત્યારે યુરોપ જેવાં સુધરેલાં અને સુધરતાં દેશ તરફથી, આપણુને તે સામે જાણે સાવચેતીનાં રણસીંગડાંનો અવાજ મળે છે. કહે છે, કે ત્યાં જરૂરનું ધારવામાં આવે છે કે સ્કુલે જતાં સર્વ બાળકોએ પાણી પીવા માટે પોતપોતાનાં પ્યાલાં લાવવાં કે એકજ કપમાંથી બીજાઓ નહિ પીએ. એમ પીવાથી ખઈ જેવા ઉડતા રોગ એકને મોંહોડેથી બીજાંને ઉડવાનો સંભવ રહે છે. તે એમ જુદાં વાસણમાંથી પાણી પીતાં નહિ બને, એ બાબે તંદરોસ્તી સંબંધી પ્રગટ થતાં એક ચોપાન્યાંમાં આપણે તાકીદ જોઇએ છિએ.[1]

**(ખ) સુવાવડી સ્ત્રીઓથી દૂર રેહવું.**

આપણામાં રેવાજ હતો અને કેટલીક હદે છે, કે સુવાવડી સ્ત્રીઓના સંબંધમાં બીજાઓએ નહિ આવવું. એ ધાર્મીક રેવાજ તુટતો જાય, તો તેમાં તે સ્ત્રીની તેમજ બીજી સ્ત્રીઓની તનદરોસ્તીને જોખમ રહે છે. એવી નાજુક હાલતમાં સ્ત્રીઓએ બહારથી, કોઇ જંતુઓ મારફતે, પોતે એકાદ પ્રકારની સુવાવડની તાપના બીજો અખત્યાર કરવાનો સંભવ હોય છે. કોઇ તનદરોસ્ત સુવાવડી બાઇને તમો બેદરકાર રીતે અડકો, પણ તમો જાણુતાં નહિ હોવ કે તમો તમારાં શરીર ઉપર એક યા બીજી રીતે કેહથી સુવાવડની તાપ (puerperal fever)નાં જંતુઓ ધરાવતા હોય. તેથી તમો અજ્ઞાણપણે

---

૧ "**Individual drinking cup for children.** An educational journal contains a warning against the common drinking cup in school, as a means of infective contact. The children should be instructed to provide themselves with individual drinking cups. Parents must be given to understand that if the child does not have a drinking cup, it will not be possible to drink in school. The mouth of every consumptive contains the germs of the disease, and the transference of these germs from the sick to the healthy child by means of the common drinking cup is the easiest accident possible,." (Good Health of September 1905).

તેણીને તે જંતુઓ આપો અને તેણીને માટે બીમારી આણો અથવા તો, જો તે બાઇ પોતે એવી બીમારી ભોગવતી હોય, તો તે બીમારીનાં બીજો તેણીને અડકી, તમો તમારાં કપડાં વિગેરેમાં આમેજ કરી આજુ બાજુ ફેલાવી, કોઈ બીજી એવી હાલતની બાઇને આપી તેણીને જોખમમાં નાંખો. હવે કહે છે કે એવી સુવાવડી બાઇની સારવાર કરનાર કોઇ બેદરકાર તબીબો બેદરકારીથી એક યા બીજી સ્ત્રીઓને અડકી એમ બીમારી પાંથરે છે. જયારે યુરોપ જેવા દેશમાં એમ ફર્યાદ છે, ત્યારે અતરે પણ તેમ બને તેમાં નવાઇ નથી. કહે છે કે ઇંગલાંડ અને ઉવેલ્સમાં દર સાલ ૪૫૦૦ સ્ત્રીઓ સુવાવડી મરણ પામે છે. એઓમાંથી નજદીક સેંકડે ૭૦ ટકાનાં મરણો તબીબોની બેદરકારીથી નીપજે છે. તેઓ ધંધાને માટે એક સ્ત્રી આગળથી બીજી સ્ત્રી આગળ જતાં, ઉતાવળમાં પોતાનાં હાથ વિગેરે બીજી સ્ત્રીને અડકવા આગમચ સાફ કરતા નથી. એ બાબે એક અંગ્રેજી પુસ્તકમાં ભય દેખાડયો છે.[1]

**મરણનાં સંબંધના સુભ રેવાજો.**

મરણના સંબંધમા આપણા પુરાણા રેવાજો જે વંદીદાદ વિગેરેમાં ફરમાવ્યા છે, તે છોડી દેવામાં કાંઇક જોખમ છે. તેના સંબંધમાં મરહુમ પ્રો૦ દાર્મેસ્ટેટે એ વાજબી રીતે કહ્યું છે કે "સ્વચ્છતા ધર્મીષ્ટપણાથી બીજે દરજ્જે ભોગવે છે, એ સિદ્ધ વાકય તદન જરથોસ્તી વાકય છે, આ ફરક સાથે, કે જરથોસ્તી ધર્મમાં તો સ્વચ્છતા એ ખુદ ધર્મીષ્ટપણું પોતે છે." [2] એટલે સ્વચ્છ રહેવું, એ જાણે ધર્મ પાળવા બરાબર છે. આગળ ચાલતાં એ વિદ્વાન કહે છે કે આપણા મરણના રેવાજો તે આરોગ્યતા શાસ્ત્ર (Hygiene) ના આ બે શબ્દોમાં સમાઇ જાય છે, કે રોગના મધ્ય બીંદુને જુદું પાડવું અને તેનો નાશ કરવો." [3]

આ મુજબ આપણા મરણની લાસની વ્યવસ્થાને લગતી ક્રિયાઓની નેમ સ્વચ્છતા જાળવવાની અને રોગનો ફેલાવો અટકાવવાની છે. મરણ નિપજવા બાદ થોડાક વખતમાં લાસથી દૂર રેહવું, લાસને અવલ મંજલ પોહોંચાડવા બાદ ઘરનાંઓએ નાહીધોઇ

---

૧. "It is now generally agreed, that puerperal fever is infectious, always depending upon the introduction of microscopic organisms from without. . . . In England and Wales 4,500 women die every year in childbirth. According to the most reliable statistics about 70 per cent. of this mortality is due to puerperal fever. . . . . Almost the whole of this mortality might be avoided. . , . Our private practitioners are often overworked, and consequently apathetic. They are subject to no inspection. . . . Under these circumstances, the results which we actually find are not surprising (Paper on "Perils of Maternity" in "Nationalization of Health" by Havelock Ellis p. 125, 131, 134-34, 135-36.)

૨. "L'axiome "Cleanliness is next to Godliness," sarait tout à fait Zoroastrien, avec cette différence que dans le Zoroastrisme, Cleanliness est un forme mêmé de Godliness" (Zend Avesta Vol. II, Introduction. p. x.)

૩. Les cérémonies funéraires. . . . . se résument en deux mots; —deux mots d' hygiéniste: isoler le centre d' infection, détruire ce centre (Ibid p. XII).

સ્વચ્છ થવું, બીજાઓએ શરીરનાં ઉઘાડા ભાગો, જેવા કે હાથ મોહોડું, ધોઇ સાફ કરવા, વિગેરે, એ સર્વ ભલી નેમ ધરાવે છે. કોઇ ફેરફારોની ઝુમમાં એઓ તરફ ઢીલી દોરી દેખાડવામાં આવે, તે પસંદ કરવા જોગ નથી. મર્કી યા કોલેરા જેવી ઉડતી બીમારી વેળા, આપણું તંદરોસ્તી ખાતું, જે ફર્માનો બહાર પાડે છે, તે એવા કોઇ તંદરોસ્તી જાળવવાના પુરાંણા રેવાજોનું વાજબી પણું દેખાડે છે. એવા એક પુરાણા રેવાજની યાદ, હાલમાં, આપણાં હેલ્થ ઓફીસર કોલેરા જેવી બીમારી વેળા, સાહુચેતીના જે ઉપાયોનું સુચીપત્ર બહાર પાડે છે, તે ઉપરથી મળે છે. કેટલીક સુચનાઓમાં તેવણુની એક સુચના આ છે કે "ખાણું ખાવા આગમચ હાથ ધોવા." આ આપણો પુરાણો રેવાજ છે, કે જમવા આગમચ હાથ ધોવા. બર્શનુમવાળા કોઇક મોબેદ સાહેબો હજુર તે પાળે છે અને તેઓનાં કોઇ ધાર્મીક જમન વેળા પેહેલે સર્વના હાથ ધોવરાવવાનો રેવાજ હજુર ચાલુ છે.

**મો. રેના જેવા કાર્યસાધક સુધારાવાળાના ચેટવણીના શબ્દો.**

શેઠ ખ. રૂ. કામાની બાજના આજના જેવા પેહલાજ પ્રસંગે, મેં એવણુની સરખામણી ફ્રાંસનાં જાણીતા ફીલસુફ રેનાં સાથે કરી હતી. તે સરખાંમણીમાં એક આ હતી, કે બન્ને બાંધણી રચતા (constructive) સુધારાવાળા હતા, નહિ કે ભાંજફોડ કરતા (destructive). તેઓ સઘળું પુરાંણું તે ભુલભર્યું હોવું જોઇએ, એમ માન્ય કરી સર્વ પુરાંણાને ફટકો લગાડનારા નહિ હતા. શેઠ ખ. રૂ. કામાના સંબંધમાં મેં એક દાખલો આપ્યો હતો, કે હાલ આપણામાં મરનારોના બાજરોજગારો કરવામાં આવે છે, તેની કોઇક રાહરીતિ, યા રસમો વિરૂધ્ધ એવણ વિચાર ધરાવતા, અને તેના ખરચ, માન્યતા, વિગેરેની બાબતમાં સુધારો કરાવવા માગતા હતા. પણ તેવણ બાજરોજગાર કરવા, એ સુભ કામ છે, એમ સમજી અને માની, ખુદ એ રેવાજની સાંમે નહિ હતા. આ સબબે જયારે પારસી કોમે પારસી પંચાએતના ટ્રસ્ટીઓની આગેવાની હેઠળ બાજરોજગારના ટ્રસ્ટો કાયમ રાખવા બાબે નામદાર સરકારને અરજી કીધી, ત્યારે એવણ પોતાના કોઇક મિત્રોની ગમ્જાયમી વચ્ચે, તે માટેની પેહેલી દરખાસ્ત કરવાને હિમ્મતથી ઉભા હતા. તેવણનું કેહેવું આ નેમ મુજબનું હતું, કે "લોખંડના સળયા ઉપર કાટ ચહડયો હોય, તો તે કાટ કહાડવાની આપણે કોશેશ કરવી જોઇએ, અને નહિ કે સળયો ભાંજી નાખવો જોઇએ" હવે મો. રેનાં, જેની સાથે એવણુની મેં સરખામણી કરી છે, તે પણ આવો બાંધણી રચતો સુધારક હતો, અને એવોજ વિચાર ધરાવી તે સાહુચેતીના શબ્દો કહેતો. જેમ શેઠ ખ. રૂ. કામાએ પોતાનાં પેગામ્બર જરથોશ્તની જીંદગીનું જરથોશ્તનામું રચ્યું હતું, તેમ મો. રેનાએ પોતાનાં પેગામ્બર જીઝસની જીંદગીનું પુસ્તક (Vie de Jesus) ૧૮૬૩ માં રચ્યું હતુ. રેનાં ખ્રિસ્તિ ધર્મના સુધારા બાબેના પોતાનાં છુટા અને આગળ વધેલા વિચારોને લીધે એક જાતના પાખંડી મતવાળો (heretic) ગણાતો હતો. તોપણ, પોતાના ગમે તેવા છુટા આગળ વધેલા વિચારો છતાં

તે પુરાંણા વિચાર આચારો તરફ માનની નજરથી જોતો અને જોવાને સર્વને સાહુચેત રાખતો. એક લખનાર કહે છે તેમ તે જુનાં અને નવા વિચારવાળાઓની વચ્ચે રહી કામ કરતો,[૧] અને પુરાંણા તરફ માનથી જોવાને કહેતો.[૨] તે કહેતો કે " હું પુરાંણા કાળને ચાહુ છું. પણ ભવિષ્યની અદેખાઇ કરૂ છુ."[૩] એટલે કે "ભવિષ્યનાં જમાનામાં ભલા ફેરફાર સાથે વધારો થવાની હું આશા રાખું છું, તે છતાં હું પુરાંણો કાળ, જેણે આપણને ઘણું ભલુ આપ્યુ છે તેને ચાહું છુ." એવા ખ્યાલ સાથે તે ચિંતા રાખતો, કે હાલમાં કેટલાંક નઠારાં સાથે સારાંને પણ ફેંકી દેવાય છે. તે કહેતો કે "મને ચિંતા છે કે ૧૯મા સદીએ રદી ટોપલીમાં બેદરકારીથી જે કેટલાક ભલા વિચારો ફેંકી દીધા છે, તે તે ટોપલીમાંથી વિણી કાહાડવાંનું કામ ૨૦ મી સદીનું થઇ પડશે.

**પુરાંણાં તરફ માન ધરાવવા માટે મેક્ષમુળરનાં થોડાક ઠાવકા શબ્દો.**

જુના રેવાજોના સંબંધમાં મરહુમ પ્રો. મેક્ષમુળર જે કહી ગયો છે તે આપણે યાદ રાખવાનું છે, કે " પુરાંણી દુન્યાનાં કાયદાઓ અને રેવાજોમાં દરેક ચીજની તલેટીએ કોઇ કારણ હોય છે, જો કે આપણને તે ગેરવાજબી દેખાય." આજની ચિન્હ રચનામાં આપણે એવાજ પ્રકારનું કોઇ પુરાંણું ડહાપણ જોઇએ છિએ. એ બાબે એક લખનાર કહેછે કે " આજની ચિન્હ રચના ગઇ કાલનુ ગંભીર આકીન જાળવી રાખે છે. ઘણાક થોડા પુરાંણાં જમાનામાં આપણી વર્ત્તણુકને ઘટતો માર્ગ આપવા કાજે જેબી કોઇ સાધન પ્રેરણાં આપનાર આવશ્યક નેમ ધરાવતું હતું તે સાધન પોતે અશકત અને નહિ-કામ કરતું થવા છતાં તે વર્ત્તણુંક, જેને તેણે પ્રેરણાં આપેલી, તેમાં જળવાઇ રહ્યું છે"[૫] એટલે, "આપણે પુરાંણી રાહ રસમો અને આકીનો, જો કે તેઓ હાલમાં કામ કરતાં ન હોય અને બીન જરૂરી થઇ પડયાં હોય, તોપણ, તેઓ તરફ માનથી જોવું જોઇએ, સબબ કે હાલની વર્ત્તણુકને તેનું રૂપ આપવામાં તેઓનો રૂડો હાથ હતો "[૬]

---

૧. He "mediated between the old school and the new."

૨. He pleaded for a more reverent attitude towards the past (The Nineteenth Century and After " of March 1914, p. 550.)

૩. "J' aime le passé, mais, je porte envie à l' avenir " (Ibid p. 551.)

૪. " I fear that the work of the twentieth century will consist in taking out of the waste basket a multitude of the excellent ideas which the nineteenth century has heedlessly thrown into it."

૫. " There is reason at the bottom of everything however it seems unreasonable to us, in the customs and laws of the ancient world." (Max Muller's science of Mythology.)

૬. "The symbolism of to-day preserves the serious belief of yesterday, and what in an age, more or less distant, was a vital motive inspiring an appropriate course or conduct survives in the conduct it has inspired long after it has itself ceased to be active and powerful."

આપણુ સર્વએ વખત સાથે વહેવાનું છે, વખતને અનુસરીને ચાલવાનું છે. પેલી ફ્રેંચ કહેવત છે તેમ, "આપણુ દરેકમાં અલબતે ચાલુ સદીનો, એટલે તેના વિચાર આચારના રોહનો, કોઈ અંશ હોય છે (on est tojours un peu de-son siécle)." પણુ એમ વખત પ્રમાણે ચાલતાં, વખત સાથે વેહેતાં, હાલના વખત પ્રમાણે ચાલી અને વધી, ભવિષ્ય તરફ જતાં, ભુતકાળને વીસરવાનું નથી, તેની સાથે છુટા છેડા કરવાના નથી.

**સલંગ જારીપણું અને વૃદ્ધિ. (Continuity and Progress)**

ખરો વધારો પછવાડેના જમાના તરફ જોઇ, તેની સાથનો સંબંધ જાળવી, આગળ વધવામાં છે.[1] એક લખનાર કહે છે તેમ, "ખરો મજબુત કદમનો સુધારો તે છે, કે જે મધ્ય માર્ગ લે, અને નહિ કે નવો ફેરફાર એકદમ ના પાડે, કે નહિ નવા ફેરફારને એકદમ માન્ય કરે."[2] મરહુમ મો. રેનાએ વાજબી રીતે કહ્યું છે કે "સુધારો વધારો સોધનારા ખરા લાયક પુરૂષો તેઓ છે, કે જેઓ સુધારા તરફની કુચ શરૂ કરતાં ગુજર પામેલા જમાના માટે ઘણું માન ધરાવતા રહે. હાલમાં આપણે જે કર્યે છિએ, હાલમાં આપણે જે છિએ, તે એક સદીનાં પુરાણાં કામનું પરિણામ છે"[3] એક લખનાર સાર કાહાડે છે તેમ, "એક સાચ્ચો સુધારક પુરાણી રાહરીતિને પસંદ કરનારો હોય છે,"[4] તે કોઇ જુની ચીજનો નાશ કરવાને સરજાવલો નથી, પણ કોઇ કામ બજાવવાને સરજાયલો છે. તે જુના મજહબ યા વિચાર આચારનો બેહેતર ભાવાર્થ રજુ કરે છે. તે આગલા વખતનાંમાંથી હાલનાને પ્રગટ કરી, ભવિષ્યનાને છુટું કરે છે. એક સાચ્ચો સુધારક મોતાં મનનો હોય છે.[5]

---

૧. " The principle of combining *continuity* and *progress* is one which underlies all sound development."

૨ "The mean between the extremes of too much stiffness in refusing and too much easiness in admitting variation."

૩ Les vrais hommes de progrés sont ceux qui ont pour point de départ unrespect profond du passé. Tout ce que nous faisons, tout ce que nous sommes, est l'aboutissant d'un travail séculaire."

૪ " The true Reformer is the lover of the ancient ways (Idealism, as a practical Creed" by Dr. Henry Jones p. 39.)

૫ The successful founder of a new régime has always been the devotee of the old. He has been a more ardent disciple and a deeper lover of the ancient ways than others. . . . He has come not to destroy, but to fulfil. He brings to light the better meaning of the ancient faith, and by evolving the present from the past sets free the future. . . . The true reformer is always a generous spirit. So far from feeding on the errors of his time, or condemning its institutions, he takes their part against their lower-selves and declares war only against their corruption. (Ibid p. 63.).

ત્યારે ઉપલા દાનાવોની ડાહી ડાહી શિખામનો માન્ય કરી આપણે સુધારો વધારો કરવો જોઈએ અને આપણાં પેગામ્બરનાં શિક્ષણ મુજબ અમલ કરવા કાજે આપણે નીચલા નિયમો અખત્યાર કરવા જોઇએ:

(ક) ભવિષયકાળ તરફ જોતાં ભુતકાળને માન આપતાં રેહેવું. આપણા બાપદાદાઓના વખતના ઘણાક વિચારો યા રેવાજો હાલના સંજોગોમાં આપણે અખત્યાર કર્યે નહિ, પણ તે છતાં, આપણે તેમાં ઘણુંક, તેઓના જમાનાને માફક આવતા વિચારો તરીકે, વખાણુવા જોગ જોઈએ. [1]

(ખ) નવી સચ્ચાઇઓ, નવા ભલા વિચાર, આચારો યા રેવાજો બેલાશક અખત્યાર કરવા, પણ તેમ કરતાં જે આગલા ભલા હોય તેઓને ત્યાગ કરવા નહિ.

(ગ) જેમ જુનાંમાં તેમ નવાંમાં સારૂં યા ભલું શું છે, તે તપાસી તે ઉપર વિચાર કરી કાંમ લેવું.

**સુધારો અને વૃદ્ધિ.**

આપણે કહયું, કે આપણાંમાં જે બિગડયું હોય, પછી તે અસલની સ્વચ્છતા ખોઇ બિગડયું હોય તેને, યા જે વખત, જગ્યા અને સ્થિતિના સબબે બિગડેલું યા નહિ માફક આવતું થઇ પડયું હોય તેને, સુધારવું એ બરહક છે. પણ આપણી પોતાની યા કોમની વૃધ્ધિ સોધવા કાજે આપણે બીજા સંજોગો તરફ પણ જોવાનું છે. આપણને જે કાંઇ બિગડેલું હોય તેને સુધારવાનું છે, એટલુંજ નહિ, પણ જે સુધરેલું હોય, સારૂં હોય, તે જો વધારે સારૂં થતું હોય, બેહતર થતું હોય, તો તે માટે પણ કોશેશ કરવી જોઇએ. એક કોમે પોતાની વૃધ્ધી સોધવા કાજે, પોતાને હરોળમાં રાખવા કાજે જે બિગડેલું હોય તેને સુધારવાનું છે, એટલુંજ નહિ, પણ જે સારૂં હોય તેને વધારે સારૂં કરવાનું છે. એ જેમ દરેક પુરૂષ માટે તેમ કોમ માટે ચહડતીનો માર્ગ અખત્યાર કરવા સમાન છે.

**વૃદ્ધીની બાબત ઉપર સર ઓલીવર લોજ.**

જેમ સુધારો ધીમે કદમે, પાછલાં તરફ માન ધરાવી, પાછલાંમાં જે સારૂં હોય તે જાળવી રાખી કરવા માટે, આપણે મો. રેના જેવા એક નવામાં નવા વિચારો ધરાવનારના, એક રીતે પાખંડ (heretic) મત ધરાવનાર ગણાતા પુરૂષના વિચારો અને શિખામણો સાંભળ્યાં, તેમ, વૃદ્ધી સોધવા અને તેમ સોધવા કાજે જુંનાને સુંના સમાન ગણી હમેશાં નહિ વળગી રહેવા માટે, તે જુંના તરફ એક પ્રકારનો પ્રેમ ધરાવનાર વિદ્વાનનાં વીચાર અને શિખામણ તપાસ્યે. સર ઓલીવર લોજ કેટલાકોને મનથી એવા એક પાછલા પ્રકારનો પુરૂષ ગણાય છે. તે શેઠ ખ. રૂ કામાનો માનીતો લખનાર હતો. તે જેમ હાલના જમાનાનો પેહેલી પંક્તીનો શાસ્ત્રી (scientist) ગણાય છે, તેમ તે કેટલાકોને મનથી જુના વિચારનો ગણાય છે. તે વિચાર આચારે કેટલીક હદે થીઓસોફીસ્ટ મતનો છે. ગુજરેલાંઓ

---

[1] cf. "We owe it as courtesy to our fathers to admire where we will not imitate, and to bow where we will not pray."

સાથના પેગામોના વેહવારમાં તે માને છે. એ વિદ્દવાન, જેને તેના એવા વિચારોને લીધે કોઇક, તે પેહેલી પંકતીનો શાસ્ત્રી હોવા છતાં, જુના વિચારોની છાવણીનો માને, તે પોતાના વિચારવાળાઓને વખત પ્રમાણે આગળ વધવાને કહે છે અને સુધારા માટેની વાજબી સુચનાઓ કરે છે. તે "સુધારાઓ માટેની સુચનાઓ" (Suggestions towards Reform), એવા પોતાના એક વિષયમાં, હાલના આગળ વધતા જમાના (progressive age) માં માણુસ પોતાના આકીનને કોઇ જંજીર સમાનના બીન જરૂરી જુના વિચાર સાથે જોડે, તેને વખોડી કહાડે છે. કોઇ પણ જુના વિચાર યા રેવાજને ફેરવવો નહિ, એ ખ્યાલને તે વેહમ ગણી નાપસંદ કરે છે, અને જણાવે છે, કે તે દર્યાની તલેટીએ છુપાયલા એક ખડક (a submerged rock) સમાન છે, કે જેને આપણા વધારાની કીસ્તી એકાએક અડડી પડવાનો સંભવ છે. [૧]

**પ્રો. મેક્ષમુલરનો સવાલ અને તેનો જવાબ.**

મરહુમ પ્રોફેસર મેક્ષમુલર પોતાના એક પુસ્તકમાં અજાયબી દેખાડે છે, કે કરોડોની પારકી વસ્તી વચ્ચે રેહનારા મુથ્થીભર જરથોસ્તીઓ, આસરે એક લાખ જરથોસ્તીઓ, તરેહવાર ખેંચાણો વચ્ચે, અને તેમાં ખ્રિસ્તિ પાદરીઓનાં પોતાના ધર્મ તરફના ખેંચાણ વચ્ચે, પોતાના પુરાણા ધર્મને આજસુધી કેમ વળગી રહયા છે ? [૨] એ વિદ્દવાન કહે છે કે (૧) એક તો આ કે પારસી ધર્મે પોતાનું પુરાણું ઇરાનનું વતન છોડયું છે. (૨) પારસી કોમની કોઇ રાજદ્દવારી સત્તા યા

૧ History is familiar enough with obsolete repealed Statutes. Why should the Statutes which regulate so vital a thing as the professed National Religion alone be free from reconsideration and amendment? If non-alteration be regarded as necessitated by some theory,—that theory is a superstition ; the only reason for rigid adherence to fixed forms is the practical danger of licence and unsettling of faith that might result from freedom. That is a point of policy on which it is possible for reasonable people to take opposite sides, at any particular juncture or crisis; but it will generally be admitted that a faith dependent on blinkers and fetters for its maintenance is not likely in a progressive age to last many generations. Anchorage to a submerged rock is not safe amid rising waters." ("Man and the Universe" by Sir Oliver Lodge 2nd ed p. 97.)

૨ "Here is a religion, one of the most ancient of the world, once the state religion of the most powerful empire, driven away from its native soil, deprived of political influence, without even the prestige of a powerful or enlightened priesthood and yet professed by a handful of exiles—men of wealth, intelligence and moral worth in Western India—with an unhesitating fervour such as is seldom to be found in larger religious communities. It is well worth the earnest endeavour of the philosopher and the divine to discover, if possible, the spell by which this apparently effete religion continues to command the attachment of the enlightened Parsees of India, and makes them turn a deaf ear to the allurements of the Brahmanic worship and the earnest appeals of the Christian missionaries." (Paper on "The Modern Parsis" in The Chips from a German Worshop Vol. I, p. 164.

લાગવગ (political influence) નથી, કે જે મારફતે ધર્મ અને આકીનને ટેકો મળે. (૩) નથી તેનાં ધર્મગુરૂઓ કોઇ સત્તા ધરાવનારા યા ભણેલા, કે જેઓ બેહેદીનોનું ધર્મ તરફ દીલ ખેંચેલું રાખે. (૪) વળી પારસીઓ હિંદના પારકા મુલકમાં લખો અને કરોડો પારકી દીનવાળાઓની વચ્ચે મુઠ્ઠીભર છે. (૫) વળી તેઓ કોઇ અજ્ઞાન કે મંદ શક્તિના લોકો નથી, કે જેઓ કોઇ આંધળાં આકીનથી દીનને વલગી રહે, પણ ચતુર, તવંગર અને નીતિવાન છે. આ સર્વ બાબતો, કે જે એક કોમને પોતાની બાપીકી દીન તરફ જરા મંદ યા સુસ્ત કરે, તે છતાં, તેઓ પોતાની જરથોશ્તી દીનને આના-કાનીવગરની ઉલત (unhesitating fervour) થી વળગી રહ્યા છે, તેનું કારણ શું ? કોઇ ફીલસુફોએ યા ધર્મ શાસ્ત્રીઓએ તપાસ કરવા જોગ આ સવાળ છે કે આ બાબતમાં જાણે જાદું (spell) સમાન શું છે.?

કોઇ બીજી કોમનાં ફીલસુફો યા ધર્મ શાસ્ત્રીઓ આ બાબતનું "જાદુ" શામા સમાયલુ છે, તે તપાસવા માગે તો તેઓને તપાસવા દેઓ. તમો બાનુઓ અને ગ્રહસ્થો તમારી પોત પોતાની ફીલસુફી, જ્ઞાન, અને દીની યા દુનિઆઇ ડહાપણથી ગમે તો તે તપાસો. પણ મારા વિચાર પ્રમાણે, વિદ્વાન મેક્ષમુલરના આ સવાલનો જવાબ આજના વિષયમાં આપણે જે બાબત તપાસી છે તેમાં મળે છે. તે આ: આપણા ધર્મના કાયમ અથવા સ્થિર (stable) અને અ-કાયમ અથવા અસ્થિર(unstable) તત્વો છે. આપણા વડીલો એઓમાંથી કાયમનાં તત્વોને મજબુતાઇથી વળગી રહેતા આવ્યા છે અને અ-કાયમ અથવા અસ્થિરને કાળ, સ્થળ અને સ્થિતી પ્રમાણે બદળતા રેહતા આવ્યા છે, અને તેમ કરી વખતને અનુસરતા (adapt) થતા રહ્યા છે. આપણે થરીથામ થઇ ઉભા રહ્યા નથી પણ વધતા જતા (progressive) જમાના સાથે વધતા ગયા છિએ. કોઇ જુના વિચારો યા રેવાજોને આપણે આપણા વધારા અને સુધારાની આડે આવવા દીધા નથી. જ્યાં જરૂર પડી ત્યાં, જો તેઓ કોઇ જરૂરી વધારાને આડા આવ્યા, તો તેઓને બાજુએ મેલ્યા છે. તેથી આપણે નવા ઉધરતા જમાનાના જવાનોને આપણી સાથે અને સાથે ઘણી હદે રાખી શકયા છિએ અને તેઓને આપણાથી દૂર યા છુટા કીધા નથી. આપણા ગયા જમાનાના બુજર્ગોની આ ખુબી હતી, અને તેઓને તે માટે ધન્યવાદ ઘટે છે. અલબતે તેઓએ કોઇ ભુલો કીધી હશે અને અટકાવો નાખ્યા હશે, પણ તે છતાં તેઓએ વખતને જોઇને કામ કર્યું છે. બીજા હાથ ઉપર, તેઓએ જેમ આંખ મીચીને સર્વ જુનાંને સુનું ગણ્યું નથી, તેમ સર્વ નવાં ચળકતાંને સુનું ગણ્યું નથી. જુનાંમાં જે ભલું હતું, તે તેઓએ પોતાના વડીલો તરફ ભક્તિભાવ દેખાડી જાળવી રાખ્યું છે. એવા સબબોએ, આપણે, આજ સુધી, લખ્ખો અને કરોડો પારકાઓ વચ્ચે, એક કોમ તરીકે ટકી રહ્યા છિએ, અને આપણી દીનને ટેકવી રાખી શકયા છિએ. આ બાબતમાં આપણે આપણા પેગામ્બરનાં શિક્ષણને મલતા થઇ ચાલ્યા છિએ. હાલમાં પણ, આપણ, જેમ બુજર્ગો તેમ જવાનો, નવા વિચારવાળાઓ તેમ જુનાં વિચારવાળાઓ, તવંગરો કે ગરીબો, ગમે તેવી થોડાક વખતની ખેંચતાણ છતાં, ગમે તેવી સામાસામી આંચકા ઉંચકી છતાં, આપ લેનો નિયમ રાખી, કામ કરીશું, તો મેક્ષમુલરની

અજાયબી, જે આપણી મગરૂરી છે, તે જમાનાઓ સુધી જાળવી રાખીશું. આપણે ભવિષ્ય તરફ જોઇએ છિએ, આપણે આવતી કાલ તરફ જોઇએ છિએ, પણ આપણે કદી વિસરવું નહિ જોઇએ, કે આપણે ભુતકાળથી આવ્યા છિએ, ભુતકાળનાં બચ્ચાં છિએ, ગઇ કાલનાં બાળક છિએ.

**સારાંશ**

ત્યારે આજનાં વિષયનો સાર આ છે, કે આપણા પેગામ્બરનાં શિક્ષણ મુજબ ચાલી, આપણા માનવંત વડીલોની વર્તણુક અખત્યાર કરી, એમ નહિ સમજવું, કે સર્વ જુનું તે સુનું. તેજ મુજબ એમ નહિ સમજવું, કે સર્વ ચળકતું નવું તે સુનું. જુનામાં જે પોતાની અસલ સ્વછતા યા સફાઇ તજી બિગડી ગયું હોય, યા જે ફેરવાયલા વખત, જગ્યા યા સંજોગોથી બિગડેલું બન્યું હોય, તે સર્વને હિમ્મતથી છોડવું. તેજ પ્રમાણે નવામાં જે નાશકારક હોય, તે ગમે તેવું રંગીલું અને ચળકતું દિસવા છતાં, અખત્યાર કરવું નહિ. તેને તજવું અને દૂર રાખવું. જુનાંમાં જેબી કાંઇ રૂડું ભલું ફાયદાકારક હોય, તેને સરોચશમથી આંખે વળગાવી જાળવી રાખવું. ખરો વધારો એક પ્રકારના જુના વિચારની વળણ (conservatism) પર પોતાની મજબુતી માટે આધાર રાખે છે. આ દુન્યા આજે જે છે, તે કોઇ ચક્રગતી યા ઉથળપાથળ (revolution)નું પરિણામ નથી, પણ પએ દર પએ, કદમે કદમ, પગળે પગળે, થાયલાં અને થાતાં પ્રગતિકરણ (evolution) નું પરિણામ છે. પેલી લાટીન કહેવત ( Festina Lente i. e. hasten slowly) એટલે "ધીમેથી આગળ વધો," એ સુનેરી કહેવત છે. ભુંડા ઉપરથી ભલાં ઉપર, ભલાં ઉપરથી વધારે ભલાં યા બહેતર (better) ઉપર, અને વધારે ભલાં ઉપરથી સર્વથી ભલાં યા બેહેસ્ત (best) ઉપર, સાબેત કદમે વધો. તમો પોતે વધો અને સાથે આજુબાજુ નાંઓને લઇને વધો. તેમાં કોમની બેહેતરી છે. એક ભલો સુરો સેપેહસાલર પોતે એકદમ આગળ વધી જવામાં મગરૂરી લેતો નથી, પણ તે ખરી મગરૂરી ત્યારે લે છે, કે જયારે તે જોએ છે, કે તેની સાથનું લશ્કર પણ તેની સાથે સાથે આગળ વધ્યું છે. એક સુરો સવાર જેમ એક હાથમાં ચાબુક રાખે છે, કે ઘોડો ધીમે જાય તો જરા ચાબુક ફટકાવે, તેમ બીજા હાથમાં લગામ મજબુત રાખે છે, કે રખેને ઝડપથી જતો ઘોડો થોકડાય અને પોતાને અને સવારને બન્નેને જમીન પર નાખે, કે જેથી નેમેલી કુચમાં, મથકે જલદી પુગવાને બદલે, સામી ધીલ થાય.

